# "હોમીઓપથી"

અથવા

## રંગથી રોગ મટાડવાનું નવીન શાસ્ત્ર.



લેખક,

ડૉ. મહાદેવપ્રસાદ.

અમદાવાદ.

# "ક્રોમોપથી" એટલે વર્ણોપચાર વિદ્યા

અથવા

## રંગથી રોગ મટાડવાનું નવીન શાસ્ત્ર.

—લેખક—


**ડૉકટર મહાદેવ પ્રસાદ,**

ઈ. એમ. ઇ, એન. ડી., એમ એન. એસ. એ. ( ન્યુયૉર્ક )


" ક્ષયરોગ, " " કુહનેનું નવીન જળોપચાર શાસ્ત્ર, " " આરોગ્ય સાચવવાના ઉપાયો, " " વનસ્પતિ આહારના ફાયદા, " " તમાકુનું દુર્વ્યસન " ઇત્યાદિ ઈત્યાદિના કર્તા.—અમદાવાદ.


—પ્રસિદ્ધ કર્તા—

**ભોગીલાલ ત્રિકમલાલ વકીલ.**

" ધન્વન્તરિ " ના અધિપતિ મુ. વિસનગર.

પ્રથમ સંસ્કરણ. ઇ. સ. ૧૯૧૯ પ્રત ૧૦૦૦.




કિંમત બે રૂપીયા.

"THE glorious Sun—the center and soul of our system—the lamp that lights it,—the fire that heats it,—the magnet that guides and controls it ;—the fountain of colour, which gives its azure to the sky, its verdure to the fields, its rainbough-hues to the gay world of flowers, and the purple light of love to the marble cheek of youth and beauty".

—*Sir David Brewster.*

અમદાવાદ-સલાપોસરોડ,
શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.

શ્રી પરમ કૃપાળુ પરમાત્માના અનુગ્રહથી પ્રસ્તુત પુસ્તક વાચક વર્ગ સમક્ષ રજુ કરતાં અત્યંત સંતોષ થાય છે. આવું એક પુસ્તક ગુજરાતીમાં તૈયાર કરી પ્રસિદ્ધ કરવા માટે અનેક સજ્જનો તરફથી સતત માગણી ઘણા વર્ષોથી થયા કરતી હતી જેને યથાશક્તિ સંતોષવાનો આખરે સુયોગ પ્રાપ્ત થયો તે માટે ઇષ્ટકૃપાના સ્મરણ પૂર્વક સંતોષ અને આનંદ પ્રકટ કર્યા વિના ચાલતું નથી. આ પુસ્તક લખવા માડતા પૂર્વે ઇંગ્રેજી તેમજ અન્ય એતદ્દેશીય ભાષાઓમા આ વિષયના પ્રસિદ્ધ થયેલાં જે જે પુસ્તકો જાણવામા આવ્યા તે સર્વ અવલોકી તેનો નિષ્કર્ષ–સત્વ આ ગ્રંથમા ઉતારવા પ્રયત્ન કર્યો છે, અને તેમ કરતી વખતે જેનો આધાર લેવામાં આવ્યો હોય, અગર જેના પુસ્તકમાથી અવતરણ કરવામા આવ્યું હોય, તે ગ્રંથકર્તાનું નામ લખવાની સાવધાનતા રાખી છે, છતા જો તે બાબતમા સ્ખલન થયેલું દૃગ્ગોચર થાય તો તે માટે પ્રસ્તુત લેખક ક્ષમા યાચે છે; અને જે જે વિદ્વાન લેખકોના લખાણની આ ગ્રંથમા મદદ લેવાઇ છે, તે સર્વેના એક સામટો, ખરો. હાર્દિક, આભાર અત્ર મુક્તકંઠે વ્યક્ત કરવાની રજા લે છે.

આ પુસ્તક વિષે અમને આટલો સંતોષ અને નિર્દોષ અભિમાન એટલા માટે થાય છે કે, મહાન ડૉક્ટર એડવીન બૅબ્બીટના "પ્રકાશ અને રંગના સિદ્ધાન્તો Principles of Light and Colour" નામના અત્યંત પાંડિત્યપૂર્ણ ગ્રંથને બાદ કરતાં આવડું મોટું અને વ્યવહારોપયોગી આ વિષયોનું અન્ય પુસ્તક કોઈ પણ ભાષામાં અમારા જોવા જાણવામાં આવ્યું નથી. અને ડૉ. બૅબ્બીટના પુસ્તકમા પણ રોગો શી રીતે મટાડવા તેની સીધી રીતો અને ઉપાયો, એટલે ચિકિત્સા વિષેની માહિતી, આ પુસ્તકમા આપી છે તેનાથી ભાગ્યે જ વધારે મળી શકશે; જો કે 'ક્રોમોપથી' એ કાંઇ ઉટપૈદુ

કે વહેમ નથી પણ વર્તમાન વિજ્ઞાનશાસ્ત્ર ( સાયન્સ )ના ઉંડામાં ઉંડા સિદ્ધાન્ત ઉપર રચાયલું છે તેની સાબીતીમાં અમે આ પુસ્તકમાં માત્ર ૮૬ પૃષ્ઠ રોક્યા છે, ત્યારે ડૉ. બૅબ્બીટે તેના કરતાં પાચમે ગણું અધિક વિવેચન કરેલું છે. પરંતુ અમે આપ્યું છે તેનાથી વધારે લાંબુ વિવેચન વિજ્ઞાનશાસ્ત્રના ગૂઢ તાત્વિક સિદ્ધાન્તો વિષે કરવું તે સામાન્ય વાચકને કંટાળો આપનાર અને તેના અધિકારની બહાર ગણાય એમ અમારૂં માનવું છે.

આ પુસ્તકમાં પુનરૂક્તિ, અર્થાત એકની એક વાત ફરી ફરીને કહેવાયલી, વાંચકની દૃષ્ટિએ પડશે. તેમ થવાના ઘણા કારણો છે. પ્રથમ વાત તો એ છે કે એકની એક વાત જુદા જુદા અનુભવીઓએ જુદા જુદા સ્વરૂપમા એકત્ર કરી રજુ કરવાથી વાચકના મન પર વધારે સારી અને ઉંડી અસર કરે છે. વળી અન્ય વ્યવસાય અને અંતરાયોને લીધે આ પુસ્તકનું લખાણુ અસ્ખલિતપણે ચાલી શક્યું નહોતું, પણ થોડો ભાગ લખાયા પછી કેટલાક મહિનાઓ ચાલ્યા જાય, વળી પાછું થોડું લખાય અને બંધ પડે, એમ થતાં આખરે પુસ્તક પૂર્ણ થયું છે. પુનરૂક્તિ ઉપરાંત કોઇ કોઈ બાબતમા વિરોધાભાસ પણ નજરે પડશે, એટલે કે, એકાદ રોગના ઉપચાર તરિકે એક વિદ્વાને એક રંગ બતાવ્યો હોય અને બીજા વિદ્વાને બીજા કોઇ રંગનો ઉપાય સૂચવ્યો હોય. આવા દાખલા બહુજ અલ્પ છે છતાં તે તે અનુભવીઓનાં અનુભવ અને જ્ઞાનને માટેના માનની ખાતર તેવા વિરોધાભાસને પણ જેમનો તેમ રહેવા દીધો છે. મોટે ભાગે તો દરેક અનુભવીએ પોતાનાં કારણો તેવે સ્થળે જણાવેલાં છે.

આ પુસ્તક લક્ષપૂર્વક અવલોકનારનું ધ્યાન બીજી એક વાત તરફ દોરાયા વગર રહે તેમ નથી, અને તે વાત એ છે કે વૈદ્ય તિકલચંદ સિવાય ક્રોમોપથીનો અન્ય કોઇ પણુ અનુભવી કે ગ્રંથકાર

જુદા જુદા રંગનાં પાણી એક બીજા સાથે મિશ્ર કરી એકી વખતે વાપરવાની ભલામણ કરતો નથી; છતાં તેવી પદ્ધતિથી પોતાને સારી સફળતા મળ્યાનું વૈદરાજ જણાવે છે, તેથી તેનો અનુભવ અને અજમાયશ કરી જોવાની જરૂર છે. જેમ ઍલોપૅથિક ડૉક્ટરો અનેક દવાઓ એકત્ર કરી તેનું મિક્ષ્ચર દરદીને પીવા આપે છે, પણ હોમિયોપૅથિક ડૉક્ટરો એક દવાની સાથે બીજી દવા મિશ્ર કરવાની ખાસ વિરૂદ્ધ હોય છે, અને એક વખતે એકજ દવા આપવાનોજ રિવાજ રાખે છે, તેમ ક્રોમોપૅથિક ઉપચાર પદ્ધતિમાં પણ આવો મતભેદ વૈદરાજ તિલકચંદ તરફથી ઉભો કરવામાં આવેલો જણાય તો તે નવાઈ જેવું નથી. દીર્ઘકાળના અને વિશાળ અનુભવની કસોટીને આધારેજ કયી રીત વધારે પસંદ કરવા જોગ છે તે વાતનો નિર્ણય ભવિષ્યમાં થઈ શકશે.

આ પુસ્તકનાં પ્રકરણ ૨૨ અને ૨૫ વગેરેના લખાણને વધારે સ્પષ્ટ રીતે સમજાવવાના હેતુથી કેટલાંક ચિત્રો આપવા ધાર્યાં હતાં, પરંતુ વિશિષ્ટ અડચણોને લીધે તેમ થઇ શક્યું નથી તે માટે દિલગીર છીએ.

આ બિનખર્ચાળ, સરળ, નિર્દોષ, સૌમ્ય અને સાત્વિક ઉપચાર પદ્ધતિ–ક્રોમોપથી–નો ભારતવર્ષમાં બહોળો ફેલાવો અને અજમાયશ થઈ એક બીજાના અનુભવોનો વિનિમય–આપલે થવાની ખાસ અગત્ય છે. માટે આ વિદ્યામાં રસ લેતા પ્રત્યેક સજ્જનને અમારી અતિ આગ્રહપૂર્વક નમ્ર વિનંતિ છે કે તેમણે આ સંબંધનો પોતાનો સાચેસાચો અને અતિશયોક્તિ વિનાનો સવિસ્તર અનુભવ અમને લખી મોકલવાની કૃપા કરવી. આવી રીતે લખાઈ આવતા અનુભવો સગવડ હશે તો "ધન્વન્તરિ" માસિકમાં પ્રસંગોપાત પ્રસિદ્ધ કરવામાં આવશે, પરંતુ કદાચ તેમ નહિ બની શકે તો પણ આ પુસ્તકની ભવિષ્યની આવૃત્તિમાં તેને અવશ્ય સ્થાન આપવામાં આવશે.

# પ્રકરણોની અનુક્રમણિકા.


| | પૃષ્ઠ. |
|---|---|
| નિવેદન | અ થી क સુધી |
| ૧ પ્રસ્તાવના ... ... ... ... ... | ૧ |
| ૨ ક્રોમોપથી (વર્ણોપચાર) એટલે શું? ... ... | ૮ |
| ૩ સૂર્યનો મહિમા ... ... ... ... | ૧૩ |
| ૪ સૂર્ય વિષેની કેટલીક ગણતરીઓ ... ... | ૨૩ |
| ૫ ચંદ્ર વિષે ... ... ... ... ... | ૨૭ |
| ૬ પ્રકાશના મહત્ત્વ અને ગતિ વિષે ... ... | ૨૮ |
| ૭ પ્રકાશ (સૂર્યના)ની અંદર રહેલાં રાસાયણિક તત્ત્વો ... | ૩૧ |
| ૮ પ્રકાશ (સૂર્યના તડકાની)ની જંતુનાશક અને અન્ય વ્યાધિવિનાશક શક્તિ વિષે. ... ... ... | ૩૨ |
| ૯ રંગ એ શું છે, અને કેમ બને છે તે વિષે ... | ૩૪ |
| ૧૦ રંગના મૂલ્ય અને મહત્વ વિષે... ... ... | ૩૯ |
| ૧૧ રંગનાં મોજાંની લંબાઇ અને ત્વરાનું કોષ્ટક ... | ૪૨ |
| ૧૨ નાદ અથવા અવાજ સાથે પ્રકાશની સરખામણી ... | ૪૫ |
| ૧૩ કૃત્રિમ મિશ્ર રંગોનું બંધારણ ... ... ... | ૪૯ |
| ૧૪ અનુપૂરક પ્રતિસ્પર્ધિ રંગોનું કોષ્ટક ... ... | ૫૦ |
| ૧૫ વિવિધ ગ્રહોના ભિન્નભિન્ન રંગ ... ... | ૫૧ |
| ૧૬ મનુષ્ય શરીરમાં રહેલાં રાસાયણિક તત્ત્વોનું પ્રમાણ . | ૫૩ |
| ૧૭ જુદા જુદા રંગના પ્રકાશમાં સૂક્ષ્મ રૂપે રહેલાં ખનિજ તત્ત્વો ... ... ... ... ... | ૫૬ |
| ૧૮ રંગ અને ચક્ષુઓના સંબંધ વિષે ... ... | ૫૯ |
| ૧૯. પ્રાણશક્તિદાતા સૂર્ય ... ... ... | ૬૫ |

પૃષ્ઠ.

૨૦ માનુષિક " ઓરા " અથવા ઓજસઆવરણ ... ૭૪
૨૧ વિવિધ રંગ વડે આધ્યાત્મિક દૃષ્ટિએ સૂચવાતા ગુણ અથવા સ્વભાવ વિષે... ... ... ... ૭૭
૨૨ માનસિક " ઓરા " વિષે વધુ વિવેચન અને રંગના માનસિક ચિંતન વડે વ્યાધિનિવારણ, આરોગ્યપ્રાપ્તિ અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવાની પ્રક્રિયા વિષે .. ૮૦
૨૩ ઔષધોની સૂક્ષ્મતાની સરખામણી ... ... ૮૩
૨૪ સૂક્ષ્મતર તત્ત્વોનું અધિકતર પ્રાબલ્ય હોય છે ... ૮૫
૨૫ પ્રકાશના ચિકિત્સાશાસ્ત્રના મહત્વ વિષે ... ... ૮૬
૨૬ વર્ણોપચારનાં સાધનો કે યંત્રો અને સૂર્યશક્તિપ્રપૂર્ણ ( Sun-charged ) જળની બનાવટ અને ઉપયોગ વિષે ... ... ... ... ... ૮૯
૨૭ ક્યા રંગથી ક્યા ક્યા રોગો મટે છે તે વિષે ટુંકી માહિતી ... ... ... ... ... ૧૦૬
૨૮ જુદા જુદા વ્યાધિઓમાં ક્યા ક્યા રંગનો કેવી રીતે ઉપયોગ કરવો તેની ટુંકી માહિતી ( ડૉ. બેબ્બીટને આધારે ) ... ... ... ... ... ૧૧૫
૨૯ જુદા જુદા વ્યાધિઓમાં ક્યા રંગનો કેવી રીતે ઉપયોગ કરવો તેની ટુંકી માહિતી ( પંડિત જ્વાળાપ્રસાદને આધારે ) ... ... ... ... ... ૧૩૪
૩૦ જુદા જુદા જુદા વ્યાધિઓમાં રંગનો કેવી રીતે ઉપયોગ કરવો તેની ટુંકી માહિતી ( વૈદ્યરાજ તિલકચંદને આધારે ) ... ... ... ... ૧૬૧

પૃષ્ઠ.

૩૧ લાલ અથવા રાતો રંગ ... ... ... ૧૮૩

૩૨ વાદળી કે આસમાની રંગ ... ... ... ૧૯૭

૩૩ પીળો અને નારંગી રંગ ... ... ... ૨૧૧

૩૪ નારંગી, લીલો અને જાંબલી એ ત્રણ મિશ્ર રંગો... ૨૩૦

૩૫ સફેદ પ્રકાશ–તડકો, ફિન્સેન લૅમ્પમાંથી નિકળતો પ્રકાશ, એના ગુણ, અને કાસ્ટીક દવાઓ તથા શસ્ત્રક્રિયા સાથે સરખામણી ... ... ... ... ૨૩૬

૩૬ વસ્ત્રાભુષણને લગતા વર્ણચિકિત્સાશાસ્ત્રના સિદ્ધાંતો... ૨૩૯

૩૭ નિવાસસ્થાનને લગતા વર્ણચિકિત્સાશાસ્ત્રના સિદ્ધાંતો... ૨૪૮

૩૮ ચિત્તભ્રમ કે ઉન્માદ અને વર્ણચિકિત્સાશાસ્ત્ર ... ૨૫૨

૩૯ ચક્ષુ–દૃષ્ટિના રોગો અને તેના ઉપચારો ... ... ૨૫૯

૪૦ લાલ રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા ... ૨૬૪

૪૧ વાદળી રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા ... ૨૬૯

૪૨ વાદળી અને શ્વેત રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા. ... ... ... ... ... ૨૭૯

૪૩ પીળા અને નારંગી રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા ... ... ... ... ... ૨૯૩

૪૪ શ્વેતરંગ–સફેદ તડકાથી સાજા થયેલા દરદીઓના દાખલા ... ... ... ... ... ૨૯૯

૪૫ વર્ણોપચાર વિદ્યા (ક્રોમોપથી)ની અદ્દભુત અકસીરતા અમોઘતા વિષેના જુદા જુદા ગૃહસ્થોના સ્વાનુભવનાં દૃષ્ટાંતો ... ... ... ... ... ૩૦૦

કક્કાવારી " ઈંડેક્સ " ... ... ... ... ૩૨૭

# "ક્રોમોપથી" એટલે વર્ણોપચાર વિદ્યા
## અથવા
# રંગથી રોગ મટાડવાનું નવીન શાસ્ત્ર.

( લેખકઃ ડૉકટર મહાદેવ પ્રસાદ, ઈ. એમ. ઈ, એન. ડી. )

## પ્રકરણ ૧ લું.--પ્રસ્તાવના.

આ વિશાળ દુનિયાં પર નિવાસ કરતાં સર્વે પ્રાણીઓમાં મનુષ્યજાત સર્વોતમ ગણાય છે. જગતના કરોડો જીવો મનુષ્યજન્મ મેળવવા તલપી રહ્યા છે. દેવતાઓને પણ જ્યારે વધારે ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે, ત્યારે પુણ્યવડે તે મેળવવા માટે આ "કર્મભૂમિ" ગણાતી પૃથ્વી ઉપર તેમને દેહ ધારણ કરવો પડે છે. ધર્મની દૃષ્ટિએ જુઓ કે સાધારણ વ્યવહારની નજરે જુઓ, આસ્તિકતાની નજરે નિહાળો કે પુનર્જન્મ પરલોક અને પરમાત્માને નહિ માનનાર નાસ્તિકની નજરે જુઓ, તત્ત્વજ્ઞાનના દૃષ્ટિબિંદુથી વિચારો, કે જનસમાજના સાધારણ મનોભાવને અનુસરી વિચાર કરો——ગમે તે રીતે તમે જોશો કે વિચારશો તો તમને જણાશે કે દરેક મનુષ્યને "સુખ" મેળવવાની અતિ તીવ્ર અને સતત ઇચ્છા થયાંજ કરે છે. આમ છતાં પણ જુદાં જુદાં મનુષ્યનો 'સુખ શાને કહેવું ?' તે વિષે ભિન્ન ભિન્ન મત હોય

છે, અને તે પામવાના માર્ગ પણ જુદાં જુદાં માણસોને જુદા જુદા દેખાય છે. કેટલાક પોતાની ઇંદ્રિયોને વિવિધ ભોગોમાં રમાડવામાંજ સુખ માણે છે; કેટલાક તેવાં સુખો બીજાઓને પ્રાપ્ત કરાવી આપવાની પારમાર્થિક પ્રવૃત્તિમાંજ સુખ અનુભવે છે; કેટલાક વિષયભોગોને વિષ રૂપ ગણી માનસિક વિદ્યાનંદનો લ્હાવો લે છે, ત્યારે અન્ય વિરલાઓ તેવો આનંદ પ્રાપ્ત કરાવનાર જ્ઞાનપૂર્ણ મનોહારી પુસ્તકો જગતને પુરાં પાડવામાંજ સંતોષ સુખ ભોગવે છે; કેટલાક સંસ્કારી જનો વળી ભક્તિરસનો દિવ્ય આસ્વાદ લેવામાંજ તલ્લીન રહે છે, ત્યારે કોઇ ધ્યાનસ્થ થઇ આત્માનંદના અનવધિ પારાવારમાં નિમજ્જન કરી સર્વોત્કૃષ્ટ સુખની પરાકાષ્ટા અનુભવી વિરમે છે; પરંતુ **मनुष्याणां सहस्रेषु** એ ન્યાયે લાખો કે કરોડોમાં એકાદ મહાત્મા પરમાનંદનો રસ ચાખી, પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપની ઝાંખી કરીને ત્યાંજ શમી જવાને બદલે તે પરમ સુખના ધામનો માર્ગ પોતાના અન્ય અજ્ઞાન અને અથડાતા બંધુઓને દેખાડી આપી તેમને તે પ્રતિ દોરી જવામાંજ જીવનસાફલ્ય જુએ છે. આવા આવા અનેક માર્ગે સુખ પ્રાપ્ત કરવાના છે, પરંતુ તેવી સર્વ પ્રવૃત્તિનો પાયો **આરોગ્ય** અથવા તંદુરસ્તી એજ છે. અને તેથીજ મહાપુરૂષો ડિંડિમ્ વગાડીને આઘોષ કરે છે કે **धर्मार्थकाम मोक्षाणा मारोग्यं मूल मुत्तमम्** અર્થાત્ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ——એ ચતુર્વિધ પુરૂષાર્થની યથાયોગ્ય પ્રાપ્તિનો સર્વ આધાર **આરોગ્ય** ઉપરજ રહેલો છે.

સારા પ્રકારની તન્દુરસ્તી એ વ્યાધિ કરતાં શરીરની વધારે સ્વાભાવિક સ્થિતિ અને કુદરતી હકની બાબત છે, છતાં તે કેટલા અલ્પ પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે! મનુષ્યો તેમજ પાળેલાં પશુઓ ભાગ્યેજ

સંપૂર્ણ આરોગ્ય ભોગવતાં જોવામાં આવે છે. એથી ઉલટું વન ઉપવનમાં સ્વચ્છન્દ વિચરતાં પશુ પંખી અને પ્રાણિઓ આરોગ્યથી કુમરાઇ જતાં હોય છે, અને વ્યાધિ માત્ર અપવાદ રૂપેજ તેમનામાં જોવામાં આવે છે. આવો તફાવત હોવાનાં કારણ ખાસ વિચારવા જેવાં છે. પરન્તુ તેમાંનું ખાસ કારણ એ છે કે મનુષ્યજાત જીવન ગાળવાના સત્ય અને નૈસર્ગિક માર્ગથી ઉત્તરોત્તર અધિકાધિક વિપથગામિની થતી ચાલે છે અને કૃત્રિમતારૂપી દગાબાજ મોહિનીની દુઃખદ કપટ જાળમાં ફસાઇને પ્રકાશ, પવન, પૃથ્વી, પાણી, પથ્યાહાર ઇત્યાદિનો જોઇએ તેટલો અને તેવો ઉપયોગ કરતી નથી. દાખલા તરિકે, સૂર્ય ચંદ્રના અનુક્રમે વિદ્યુન્મય અને ચુંબકીય પ્રકાશનો ખુલ્લા શરીર સાથે ફેશનમાં ફસાઇને યોગ્ય સંબંધ મનુષ્યો થવા દેતા નથી પણ તેને બદલે દ્રવ્ય અને શ્રમનો મહાન ભોગ આપી ઘાસતેલ વિજળી આદિના કૃત્રિમ પ્રકાશનો આપણે ઉપયોગ કરવા લાગ્યા છીએ. વિશુદ્ધ વાયુની બલપ્રદ લહરિઓ વિના અટકાવે મનુષ્યોના નિવાસસ્થાનોમાં આવી શકે તેવી યોજના કરવાને બદલે વધારે ખર્ચ કરી પત્થર માટીનાં કારાગૃહો જેવાં મકાનો બાંધી પછી હવાની વિશુદ્ધિ કરવા માટે વીજળી ઇત્યાદિના પંખાઓ કે ફીનાઇલ જેવી દવાઓનો જ્યાં ત્યાં પ્રચાર થઇ રહ્યો છે. અતિ પરિશ્રમ કે વ્યાધિને લીધે થાકી ગયેલાં શરીર અને કલાન્ત મનને વિશ્રાન્તિ આપવા માટે નદી કે દરિઆના કિનારાપર અથવા તાજી ખોદેલી સ્વચ્છ જમીનપર સુવાને બદલે મનુષ્યો લોખંડના પલંગોપર સુવે છે અને બાળકોને ખુલ્લે પગે ખેતરોમાં અને નદી તટપર રમવા કુદવા દેવાને બદલે તેમને ફેશનની ખાતર બુટ મોજાં પહેરાવી ગાડિઓમાં બેસાડી ફેરવવામાં આવે છે. નદી સરોવરના નિર્મલ જલમાં સ્નાન કરવાને બદલે ઘરમાં શરીરને શિથિલ કરનાર ઉષ્ણ જલથી પ્રાણિઓની ચરબીવાળા

વિદેશી સાબુઓ વડે સ્નાન કરવાનો રિવાજ ફેશનેબલ ગણાય છે. અને અતિથિનો સત્કાર કરતી વખતે સાદું શુદ્ધ જલ પીવા માટે અર્પણ કરવું એ ઠીક ગણાતું નથી, પણ તેને બદલે સોડા, લેમોનેડ કે ચાહ કોફી જેવાં વિદેશી પેય અર્પણ કરવાં એ સુધારાનું લક્ષણ ગણાવા લાગ્યું છે. અને કેટલાક લોકો સાદુ પાણી કદીપણ નહિ પીતાં જરૂર હોય ત્યારે સોડા લેમન વગેરે પીવામાંજ પોતાના સુધરેલાપણા અને ફેશનનું ગૌરવ ગણે છે. જીવનના નિર્વાહ અને સ્વાસ્થ્ય અને બલના સંરક્ષણાર્થેજ આહાર કરવાને બદલે રસનેન્દ્રિયના ક્ષણિક ભોગની ખાતર " દુઃખશોકામયપ્રદ " રાજસ તામસ આહારો જેવા કે બહુ મરી મસાલા મરચાંવાળાં લશણ ડુંગળી હિંગ જેવાં દુર્ગન્ધિ દ્રવ્યથી યુક્ત અથવા મદ્ય, મત્સ્ય માંસાદિ હિંસાજનિત આહારોની ડીનરો, પાર્ટિઓ અને ઍટ હોમના મેળાવડામાં ભાગ લેવો એ ફેશન અને સુધારાનું આવશ્યક અંગ થઇ પડ્યું છે. હાથપગાદિ કર્મેન્દ્રિઓને બલવાન સ્નાયુઓ વડે ઇશ્વરે એવા હેતુથી વિભૂષિત કરેલી છે કે દરેક વ્યક્તિ પોતાની અંગત હાજતો સ્વપરિશ્રમથીજ સંતોષે. પરન્તુ તેમ કરવાને બદલે હાથપગ ધોવા, સ્નાન સમયે શરીરને ચોળવું, બૂટ મોજા કે કોટ પહેરવો, ધોતિયું કે ઉપવસ્ત્ર ધોવું એવાં એવાં સામાન્ય અંગત કામો પણ નોકરો પાસે કરાવવાં એ મોટાઇનું અને ફેશનનું લક્ષણ ગણાવા લાગ્યું છે. આપણામાં જે અગણીત હાનિકર કૃત્રિમતાઓ અને અવિચારી ફેશનો પેસી ગઇ છે તેના માત્ર થોડાકજ સૂચક દાખલાઓ ઉપર આપ્યા છે. પરન્તુ તે ઉપરથી સુજ્ઞ વાચક સમજી શકશે કે આપણામાં અનારોગ્ય, અલ્પાયુષ્ય, અને અનાથતા અતિશય વધી પડવાનું કારણ આપણું કુદરત વિરૂદ્ધનું કૃત્રિમ જીવનજ છે. કુદરતમાતા—નિસર્ગદેવીના સુખદ સુપથે પુનરાગમન કરવાથી, જીવન

સાદું અને મનન કર્યું (Plain living and high thinking) રાખવાથી, જીવન વ્યવહારમાં દાંભિકતા અને કૃત્રિમતાને સ્થાને આર્જવતા અને સારલ્ય ઉમેરવાથી શનૈઃ શનૈઃ આપણા ત્રિવિધ તાપો ઓછા થતા જશેજ. આ સંબંધમાં વિસ્તૃત વિવેચન અત્રે કરવું તે અસ્થાને ગણાય માટે તે વિષે અધિક જાણવા ઇચ્છનારને "નૈસર્ગિક જીવન" નામનો "ધન્વન્તરિ"ના તંત્રીએ પ્રકટ કરેલો ગ્રંથ વાંચવાની ભલામણ કરી અત્રે તો ફક્ત પ્રકાશ અને રંગનો બુદ્ધિ પૂર્વક ઉપયોગ કરવાથી વ્યાધિનિવારણ અને સ્વાસ્થ્યની સમ્પ્રાપ્તિ કેવાં સહજ સાધ્ય થાય છે તેજ દર્શાવવા પ્રયત્ન કરીશું.

આરોગ્ય અથવા તંદુરસ્તીને સંરક્ષવાના અને ગુમાવેલી તંદુરસ્તીને પુનઃ પ્રાપ્ત કરવાના સર્વોત્તમ માર્ગોનું એક શાસ્ત્ર બનાવી આપણા ઋષિપૂર્વજોએ તેને "આયુર્વેદ" Science of Life એવું નામ આપી આપણા સનાતન ધર્મના પાયારૂપ જે વેદ તેના અંગ એટલે વેદાંગ તરીકે તેને ઉચ્ચ સ્થાન આપ્યું હતું. દુર્ભાગ્યે આ મૂળ શાસ્ત્રના ગ્રંથ હાલ ઉપલબ્ધ નથી, છતાં ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ આદિ પ્રાચીન ગ્રંથો જે હાલ પ્રચલિત છે તેમાંથી પણ આપણને ઘણીજ અમુલ્ય માહિતી હજુ મળી આવે તેમ છે. પરંતુ અત્યંત શોકની વાત એ છે કે હાલમાં તો જ્યાં ત્યાં આરોગ્યના રક્ષણ માટે કે વ્યાધિના નિવારણ માટે ઔષધો, ઝેરી દવાઓ, ખનિજ રસાયનો, ગંદી રસીઓ કે સીરમોનાં ઇન્જેક્ષનો, કે ગંભીર વાઢકાપના ઉપાય સિવાય અન્ય કોઇ પદ્ધતિ તરફ પ્રજાનું ધ્યાનજ પુરતા પ્રમાણમાં ખેંચાતું નથી. પરિણામે ડેન્માર્કની રાજસભાના એક સભાસદ અને ચિકિત્સક સુપ્રસિદ્ધ ડૉક્ટર ટિટસ કહે છે તેમ "મનુષ્યજાતનો

**પોણો ભાગ દવાઓ અને પ્રિસ્ક્રીપ્શનોથી જ મરણ પામે છે.** "Three-fourths of mankind are killed by medicines and prescriptions", says *Dr. Titus*, Counselor of the Court at Dresden. આવી ભયંકર પરિસ્થિતિમાંથી દુઃખી મનુષ્યજાતને ઉગારી લેવાના માર્ગો અત્યંત પરિશ્રમ, સૂક્ષ્મ અવલોકન, અનેક પ્રયોગ, બહોળા અનુભવ, અને દીર્ઘ ચિંતનને પરિણામે શોધી કાઢવામાં આવેલા છે, અને તેનું એક મહાન શાસ્ત્ર બન્યું છે. વર્તમાનકાળની સર્વ શોધો કરતાં દવાઓના ઉપયોગ વગર નિર્દોષ કુદરતી સાધનો વડે દરદો મટાડવાના અને આરોગ્યનુ રક્ષણ કરવાના આ **"નેચરો-પૅથી" અથવા નૈસર્ગિક ઉપચારશાસ્ત્ર** Naturopathy or Nature Cure ની કિંમત લાખો ગુણ વધારે છે. આ **નેચરોપથી** અથવા કુદરતી નિર્દોષ ઉપાયોના વૈદકની ઘણીક શાખાઓ છે, જેમ કે, માત્ર પાણીનો જુદી જુદી રીતે ઉપયોગ કરીને વ્યાધિ મટાડવાની વિદ્યાને "જળોપચાર શાસ્ત્ર" (Hydropathy = હાઇડ્રોપૅથી) કહે છે; અને વિજળીના જુદી જુદી જાતના ઉપયોગથી રોગ નિવારવાની વિદ્યાને "વિદ્યુત-ચિકિત્સા શાસ્ત્ર" (Electro-therapeutics) એવું નામ આપવામાં આવે છે; જુદી જુદી જાતની કસરતો વડે, જુદી જુદી જાતના ફળના આહાર વડે, ઉપવાસ કરીને, આત્મસંઘોતન Auto-suggestion વડે, માટીના ઉપયોગથી, યોગની કેટલીક સરળ પ્રક્રિયાઓ વડે, એમ દવા વગર વિવિધ સાધનોદ્વારા વ્યાધિમાત્રને નિર્મૂળ કરવાના રસ્તાઓ શોધાયા છે, જે સર્વેનું સામાન્ય નામ **"નેચરોપથી"** છે. આ મહાન અને નવીન ચિકિત્સાશાસ્ત્રની ઘણીખરી શાખાઓ વિષે "ધન્વન્તરિ" માસિકમાં અત્યાર

પૂર્વે થોડું ઘણું વિવેચન પ્રસંગોપાત્ અત્યાર પૂર્વે થઇ ગયું છે. **નેચ-રોપથી** અથવા નૈસર્ગિક ચિકિત્સાશાસ્ત્રની એક અગત્યની શાખા "**ક્રોમો-પૅથી**" Chromopathy એટલે રંગથી રોગ મટાડ-ડવાની વિદ્યા છે. આ વિદ્યા વિષે મોટાં બત્રીસ પૃષ્ઠનું એક પુસ્તક "ધન્વન્તરિ" ઑફીસ તરફથી સન ૧૯૧૧ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું, અને તે ઘણુંજ લોકપ્રિય થઇ પડ્યું એટલું જ નહિ પણ તે વિષય ઉપર એક વધારે માહિતી આપનાર વિસ્તૃત ગ્રંથ પ્રકટ કરવાની ઘણીજ આગ્રહપૂર્વક માગણી ઘણાં વર્ષોથી લોકો કરતા રહ્યા છે, તેથી આ ગ્રંથ પ્રજા સમક્ષ ઘણા આદર અને પ્રેમપૂર્વક રજુ કરતાં અમને આનંદ થાય છે. ક્રોમોપથી અથવા વર્ણોપચાર નામની આ અતિ ફલપ્રદ વરદ વિદ્યાનો શ્રી ઇષ્ટ સ્મરણપૂર્વક આરંભ કરતાં અમે પૂર્ણ આશા રાખીએ છીએ કે આરોગ્ય અને સત્સુખના મુમુક્ષુઓ શ્રદ્ધાપૂર્વક એક ચિત્તે આનો પાઠ કરશે તો તેમનાં શારી-રિક અને માનસિક સર્વ દુઃખોનો સમૂળો નાશ થશે, અને તેઓ પૂર્ણ આરોગ્ય અને આયુષ્ય ભોગવી, વ્યાવહારિક પારમાર્થિક સ્વકર્ત-વ્યોને સરળતાથી સાધવાને શક્તિવાન બની અંતે પરમ સુખને પામશે.



# પ્રકરણ બીજું–ક્રોમોપથી (વર્ણોપચાર) એટલે શું ?

સભ્ય જગતની શોધખોળ અને પ્રત્યક્ષ અનુભવ તથા જાહેર મત એટલાં આગળ વધ્યાં છે કે પ્રકાશ અને રંગની શરીર ઉપર એક યા બીજા પ્રકારની અસર થાય છે એ વાત સાબીત કરવાની જરૂર જણાતી નથી. પરન્તુ ઔષધોપચારથી અને શસ્ત્રક્રિયાઓથી નહિ મટી શકતાં વિકટ દરદો પણ પ્રકાશ અને રંગના શાસ્ત્રીય ઉપયોગથી સારાં કરી શકાય છે એ વાત નિઃશંક રીતે સ્વીકારતાં ઘણાં મનુષ્યો હજુ અચકાય છે. આવા લોકોની જાણને માટે કહેવાની જરૂર છે કે ફ્રાન્સ, ઇંગ્લંડ, જર્મની, અમેરિકા આદિ ભૌતિક શાસ્ત્રોમાં આગળ વધેલા દેશોમાં પ્રકાશ અને રંગવડે રોગો મટાડવાનાં અનેક ખાતાંઓ કે રુગ્ણાલયો ઉઘાડવામાં આવેલાં છે અને ત્યાં સખ્યાબંધ દરદીઓને અપૂર્વ લાભ થયાની વાત નિર્વિવાદિત રીતે સાબીત થઈ છે. આ દિશામાં સાહસ અને શોધખોળ કેટલા પ્રમાણમાં પાશ્ચાત્ય પ્રદેશોમાં પ્રગતિ કરી રહેલ છે તે વાતનું એક દષ્ટાન્ત ૧૮,૦૦,૦૦૦ રૂપીઆના ખર્ચે ડયુક ઑફ કેમ્બ્રેજ નામના ઉમરાવે ઇંગ્લંડમાં આવેલા હેરોગેટ શહેરમાં સ્થાપેલી સંસ્થા છે. ત્યાં આગળ દુઃખ નિવારણ અને આરોગ્યની ઇચ્છા રાખનારાઓને સૂર્ય પ્રકાશ, વિવિધ રંગના પ્રકાશ, અને શીત યા ઉષ્ણ, ખારા તેમજ મીઠા, જલનાં સ્નાનો શાસ્ત્રોક્ત રીતે કરાવવાની સર્વ સગવડો પુરી પાડવામાં આવેલી છે.

આ નાનકડા પુસ્તકમાં પ્રકાશ અને રંગના તાત્વિક સિદ્ધાન્તો

વિષે વિસ્તૃત વિવેચન થઇ શકે તેમ નથી તેથી માત્ર એક બે બાબતોજ જણાવી સંતોષ માનીશું.

ભૌતિક વિજ્ઞાનશાસ્ત્ર નિર્વિવાદિત રીતે સાબિત કરે છે કે પૃથ્વીની સપાટીપર યા ભૂગર્ભમાં કોઇ પણ સ્થળે જે જે રાસાયનિક મૂલતત્વો તથા અન્ય જડ અજડ દ્રવ્યો અને શક્તિઓ રહેલાં છે તે સર્વ સૂર્યમાંથી આવેલાં છે, અને હજુ પણ તે સર્વ તત્વો સૂર્યમાં અતિ પ્રબલ ગતિમાન્ સ્થિતિમાં વાયુરૂપે રહેલાં છે. સૂર્યના કિરણમાં તે સર્વ ધાતુઓ અને અન્ય દ્રવ્યોની નિગૂઢ પણ અતિ પ્રબલ શક્તિ અને ગુણ રહેલાં હોય છે. અને તે વાત પ્રકાશના કિરણના શાસ્ત્રીય રીતે પૃથક્કરણ કરનારા વિજ્ઞાનવિદો આપણને પ્રત્યક્ષ રીતે બતાવી શકે છે. આ સંબંધમાં ડૉ. બેબિટ, એમ. ડી., પી એચ. ડી., લખે છે કે:—*"રક્ત, પીત અને આસમાની વર્ણોની ત્રિપુટી હાઇડ્રોજન, કારબન અને ઑકસીજન રૂપે પ્રકટ થાય છે અને તેમનાથીજ જગતનો મોટો ભાગ બનેલો છે જેમાં શર્કરામય પદાર્થો, ગુંદર જેવા ચિકણા પદાર્થો, ગોધૂમતત્વ (Starches) ઇથરો, મદ્ય, અનેક જાતનાં અમ્લતત્વો કે તેજાબો, તથા ઉદ્‌ભિજ સૃષ્ટિ ( વનસ્પતિ વર્ગ ) ના ઘણા મોટા ભાગનો સમાવેશ થાય છે." જ્યારે સૂર્યના શ્વેત

* "The trinity of colours, the red, yellow, and blue, finds representation in the three great elements of hydrogen, carbon, and oxygen, which constitute so much of the world including the whole of a large portion of the sugars, gums, starches, ethers, alcohol, many acids, and much of the substance of the vegetable world."

કિરણને રંગીન કાચમાં થઇને પસાર થવું પડે છે ત્યારે તે કિરણના કેટલાક અંશો બહાર રોકાઇ રહે છે અને ફક્ત અમુકજ અંશો દાખલ થાય છે. આ રીતે ભિન્ન ભિન્ન રંગોના કાચ પોતાની અંદર થઇને ભિન્ન ભિન્ન પ્રકારના સૂર્યકિરણના અંશોને ન્યૂનાધિક રીતે પસાર થવા દે છે અને તે રીતે જુદી જુદી જાતની અસરો નિપજાવી શકે છે. માત્ર મનુષ્ય ઉપરજ નહિ પણ વનસ્પતિ વર્ગ ઉપર પણ ભિન્ન ભિન્ન રંગોની જુદી જુદી જાતની અસરો થાય છે એમ ઘણાક વિજ્ઞાનવિદ્દોએ અનેક પ્રયોગોવડે સાબિત કર્યું છે. દાખલા તરીકે મુલ્કમશહુર ખગોળશાસ્ત્રી કૅમિલી ફ્લેમેરિયન ( M. Camille Flammarion. ) એમણે લેટ્યુસ નામની ભાજીને એકજ પ્રકારની જમીન ઉપર અને લગભગ એક સરખી પરિસ્થિતિમાં ઉગાડી અને તે પછી તે ઉગતી ભાજીના એક ક્યારા ઉપર રાતા રંગનો કાચ ધરી રાખી તેની મારફત રાતા રંગનો પ્રકાશ તે ભાજીપર કેટલાક સમય સુધી પડવા દીધો તો અતિ આશ્ચર્યકારક પરિણામ એવું જોવામાં આવ્યું કે સાધારણ સૂર્ય પ્રકાશ નીચે ઉગતી ભાજી કરતાં આ રાતા રંગના પ્રકાશ નીચે ઉગતી ભાજી ચારગણી ઝડપથી અને ઘણીજ વધારે ઉંચાઇ સુધી વધતી હતી. લીલા કાચ નીચે ઉગતી ભાજી પણ સાધારણ પ્રકાશ નીચે ઉગતી ભાજી કરતાં પ્રમાણમાં વધારે ઉંચી વધી હતી છતાં રાતા કાચના જેટલી નહિ. અને આસમાની કાચ નીચે તો આવો લાભ અતિ અલ્પ પ્રમાણમાંજ જોવામાં આવ્યો. જુદી જુદી જાતના છોડવાઓ ઉપર આવાજ પ્રયોગો કરી જોતાં પરિણામો ભિન્ન ભિન્ન પ્રકારનાં આવ્યાં હતાં. દાખલા તરીકે સફેદ કાચ નીચે મકાઇનો છોડ ૨૫ ઇંચ, રાતા નીચે ૧૮ ઇંચ, લીલા નીચે ૮ ઇંચ અને આસમાની

નીચે માત્ર ૬ ઇંચ ઉંચો વધ્યો હતો. વાલોળ અને પાપડી સફેદ અને રાતા કાચ નીચે સારી રીતે પોષાઇ હતી પરન્તુ લીલા અને આસમાની કાચ નીચે સુકાઇ ગઇ હતી. જો વનસ્પતિ ઉપર રંગીન પ્રકાશની આ પ્રમાણે ભિન્ન ભિન્ન સ્પષ્ટ અસર થાય છે તો પછી પ્રાણિઓ અને મનુષ્યો ઉપર તો થાયજ એમાં નવાઇ નથી.

જગતમાં જોતાં જણાય છે કે ઉષ્ણતા અને રક્તવર્ણ એક બીજાનાં સંગી હોય છે. અગ્નિનો પણ આજ વર્ણ હોય છે. અને તેવીજ રીતે ઉષ્ણ અને દાહક ઔષધિઓ પણ આછા અથવા ગાઢા લાલ રંગની હોય છે; જેમ કે, મરચાં, લવીંગ, કસ્તુરી, બાલસમ ઑફ પેરૂ ઇત્યાદિ. વ્યાધિઓમાં પણ ઉષ્મા—ગરમી રક્તવર્ણમાંજ શરીરમાં સોજાની લાલાશ અને તાવની સુરખીરૂપે પ્રકટ થાય છે, તેમજ મનના કામક્રોધાદિ આવેશો પણ મુખપર લાલીરૂપે પ્રકટે છે. આસમાની રંગ શાન્તિ અને શીતળતા આપનારો છે. અતિશય ઠંડીને લીધે કે મરણને લીધે શરીર અસામાન્ય પ્રમાણમાં ટાઢું પડે છે ત્યારે પણ તે આસમાની રંગનું દેખાય છે. વળી સોજાથી તપ્ત અને લાલ લાલ બનેલા ભાગને શાન્ત કરવા માટે વપરાતી શામક, સ્તંભક અને શીતવીર્ય ઔષધિઓ બહુધા આસમાની રંગનીજ હોય છે. પ્રાણી પદાર્થો વનસ્પતિ અને જગતની અન્ય વસ્તુઓમાં એક સરખી રીતે પ્રવર્તી રહેલા પ્રકાશના નિયમો અને ગુણોના જ્ઞાન ઉપરજ ક્રોમોપથી એટલે વર્ણોપચારવિદ્યા કે રંગરસાયણશાસ્ત્ર રચાયલું છે, અને તે વિદ્યાના આધારે કામ કરતાં મળેલાં શુભ પરિણામો આ વિદ્યાના મૂળ સિદ્ધાન્તોની સત્યતા સાબીત કરે છે.

શરીરમાં રોગ પ્રકટ્યો એ બતાવી આપે છે કે શરીરની અંદ-

રનાં તત્વોની સ્વાભાવિક સમાનતા નષ્ટ થઇ છે અથવા શરીરમાં કોઇક પ્રકારના રંગની ખોટ પડી છે અને તેથી તે ખુટતા રંગને પુરો પાડી વ્યાધિનું કારણ દૂર કરવું એ ક્રોમોપથીનું કામ છે. આ વિદ્યાના ઉપયોગીપણા અને અકસીરતા વિષે એક ઇંગ્રેજ ગ્રંથકાર નીચે પ્રમાણે લખે છેઃ—

*ડૉ. બેબિટ, ડૉ. પોંઝા, ડૉ. મેકલૉરી, ડૉ. હેલ, ડૉ. પૅનકોસ્ટ, જનરલ પ્લેઝનટન (આસમાની અને રક્ત પ્રકાશ નામના ગ્રન્થના કર્તા), અને બીજાઓને પગલે ચાલીને ઇંડિયન પ્રાવિંશિયલ સિવિલ સરવિસમાં ઉંચો હોદ્દો ધરાવનાર પં. જ્વાલા પ્રસાદ ઝા મહાશયે અગીઆર ઉપરાંત વર્ષો સુધી ક્રોમોપથીનો અનુભવ લેઇને તેનાં પરિણામ એક પુસ્તકના

* Following in the wake of Dr. Babbitt, Dr. Ponza, Dr. McLaury, Dr. Hale, Dr. Pancoast, General Pleasanton (Author of "Blue and Red Light",) and others, we find Pandit Jwalaprasad Jha, of the Provincial Civil Service, India, has given over eleven years to the practice of chromopathy, the results of which have taken concrete form in a little text-book which covers the ground very completely with one or two exceptions. By his instrumentality that terrible scourge, the plague, was lessened to a considerable extent in Bombay while hydrophobia, cholera, bubo, the "bubonic plague" (which gave rise to so much excitement in Glasgow, as well as in other places, in 1900) pneumonia, and diseases less deep-seated or less virulent than the above, were successfully treated by him.

આકારમાં પ્રસિદ્ધ કર્યા છે. તેમાં એક બે અપવાદ સિવાય સંક્ષેપમાં પરન્તુ લગભગ સંપૂર્ણ રીતે આ વિષયની ચર્ચા કરવામાં આવેલી છે. મુંબઇમાં શરૂઆતમાં ચાલેલી મહા ભયંકર મરકી કે પ્લેગની વિનાશકતા હોમોપથીની સહાયતાથી ઘટાડી શકાઇ હતી અને હડકવા, વિશૂચિકા ( કૉલેરા ), બદ, ગાંઠિઓ તાવ કે પ્લેગ ( જેનાથી ઇ. ૧૯૦૦માં ગ્લાસગો શહેર ભયથી ખળભળી ઉઠયું હતું. તેનો ફેંસલાનો વરમ કે સંન્નિપાતજ જવર, તેમજ ઉપર કહેલા રોગો કરતાં ઓછા ભયંકર અથવા ઓછાં ઉંડાં મૂળ ઘાલી બેઠેલા રોગો સફળતાથી મટાડવામાં આવ્યા હતા.

## પ્રકરણ ત્રીજું:-સૂર્યનો મહિમા.

" नमः सूर्याय शान्ताय सर्व रोग विनाशिने ।
ममोप्सितं फलं दत्वा प्रसीद परमेश्वर ॥
..........................................
आयुरारोग्य मैश्वर्य देही देव नमोस्तुते ।

—શ્રી આદિત્યહૃદય.

" Savitri ! effulgent, bright !
Who fosters every pious rite :
Savitri ! whose ruddy rays
Invite our holy hymns and lays,
With humble hearts we contemplate his rays,
And faintly see our God in his bright face ! "

—*Rig Veda, III. 62.*

" For like a God thou art, and on thy way
Of glory shaddest with benignant ray,
Beauty and life, and joyance from above."

—*Southey.*

ઇંગ્લૅંડનો પ્રખ્યાત વૈજ્ઞાનિક પ્રોફેસર ટિંડૉલ એક સ્થળે સૂર્યના મહિમાનું વર્ણન કરતાં લખે છે:—

* " સૂર્ય ઉદ્‌ભિજ એટલે વનસ્પતિની સૃષ્ટિને ઉત્પન્ન કરી તેની

---

* He rears the whole vegetable world and through it the animal; the lilies of the field are his workmanship, the verdure of the meadows and the cattle upon a thousand hills. He forms the muscle, he urges the blood, he builds the brain. His fleetness is in the lion's foot; he springs in the panther, he soars in the eagle, he slides in the snake. He builds the forest and hews it down, the power which raised the tree and which weilds the axe being one and the same. The sun digs the ore from our mines, he rolls the iron, he rivets the plates, he boils the water, he draws the train. He not only grows the cotton but he spins the fibre and weaves the web. There are not a hammer raised, a wheel turned, or a shuttle thrown, that is not raised and turned and thrown by the sun. His energy is poured freely into space, but our world is a halting place where this energy is conditioned. ..................The sun comes to us as heat, he quits us as heat, and between his entrance and departure, the multiform powers of our globe appear."

—*Prof. Tyndall.*

આફરત પ્રાણીજ સૃષ્ટિ પેદા કરે છે. નીલકમલો, બીડમાં ઉગતાં લીલા ઘાસનાં વન અને હજારો ડુંગરો ઉપર ચરતાં પશુઓ સૂર્યનીજ કૃતિ છે. તે સ્નાયુઓ રચે છે, રક્તનું અભિસરણ કરે છે, મગજને બનાવે છે. સિંહના પગની ચપળતા તે સૂર્યની છે, ચિત્તા વાઘની છલંગ મારવાની શક્તિ પણ સૂર્યનીજ છે. સૂર્ય ગરૂડ સ્વરૂપે ગગનમાં ઉડે છે, અને સાપ રૂપે જમીનપર સરકે છે, સૂર્ય વનવૃક્ષોને ઉગાડે છે અને પછી તેને કાપી નાંખે છે, કારણ કે વનને ઉગાડનારી શક્તિ અને કુહાડાવડે ઘા કરનારી શક્તિ એ બંને એકજ છે. સૂર્ય ખાણોમાંથી કાચી ધાતુઓ ખોદી કાઢે છે તેમાંથી લોખંડ બનાવે છે, તેનાં પતરાં બનાવી તેને ખીલાઓથી જડી લઇ મોટા બૉયલરો ( ઉનામણા ) બનાવીને તેમાં વરાળ તૈયાર કરી આગગાડીઓ ખેંચી જાય છે. સૂર્ય કપાસ ઉગાડે છે, એટલુંજ નહિ પણ તેના રેસા કાંતીને સૂતર બનાવે છે અને તેમાંથી કાપડ વણે છે. એવો એક પણ હથોડો ઉચકાતો નથી અગર ચક્ર ફેરવાતું નથી અગર કાપડમાં વાણોતાણો નંખાતો નથી કે જેને માટેની શક્તિ સૂર્યમાંથી આવી ન હોય. સૂર્ય પોતાની શક્તિ વિનાસંકોચે દશે દિશામાં પ્રસરાવે છે જેમાંથી થોડોક ભાગ આપણી પૃથ્વી ગ્રહણ કરે છે..........સૂર્યનાં ઉષ્ણતાવાળાં કિરણો પૃથ્વીપર પડે છે, અને ઉષ્ણતા રૂપેજ પાછાં આગળ ચાલ્યાં જાય છે. પરંતુ તેવી રીતે આવતી અને જતી ગરમીનો તફાવત રૂપે જે ભાગ પૃથ્વીપર રહી જાય છે તેના વડેજ અસંખ્ય પ્રકારની ક્રિયાઓ, શક્તિઓ અને પ્રવૃત્તિઓ પૃથ્વીપર દેખાવ દે છે.

—પ્રોફેસર ટિંડૉલ.

છેક જગતની ઉત્પત્તી સમયથી શરૂ કરી પ્રાચીન ભૂતકાળની સર્વે જગપ્રસિદ્ધ કેળવાયલી પ્રજાઓ અને વર્તમાનકાળના લોકો પણ

સૂર્યને ઇશ્વરનું સાક્ષાત્ પ્રકટ સ્વરૂપ ગણી પૂજતા આવ્યા છે. હિંદુસ્તાન ઇજીપ્ત કે મિસર દેશ, ગ્રીસ અથવા યુનાન દેશ, રોમ, જર્મની, ઇરાન, પેરૂ વગેરે સર્વ દેશોના પુરાણા વખતમાં લખાયલા શાસ્ત્રના ગ્રંથો અવલોકતાં સર્વમાં સૂર્યની દેવ તરિકે સ્તુતી કરેલી જોવામાં આવે છે. વર્તમાનકાળનું ખગોળ શાસ્ત્ર અથવા "ઍસ્ટ્રૉનૉમી" પણ એજ વાત સાબીત કરે છે કે આ સૂર્યમંડળ માંહેના બૃહસ્પતિ, મંગળ, શનિ વગેરે ગ્રહ ઉપગ્રહો અને તેજ પ્રમાણે આપણી પૃથ્વી અને તે ઉપરના સર્વ પદાર્થો મૂળ સૂર્યમાંથી ઉત્પન્ન થયા છે. એટલુંજ નહિ પણ વાતાવરણ, ઋતુઓ, રાત્રિદિવસ, અને ભરતીઓટના ફેરફારો પણ સૂર્યના પ્રભાવ વડેજ થવા પામે છે. સૂર્યના અતુલ બળવડેજ મોટા મોટા ગ્રહો આકાશમાં અદ્ધર રહીને સૂર્યની આસપાસ અતિ વેગથી ભ્રમણ કરી શકે છે.

આ પ્રકરણના આરંભમાંજ મુકેલાં બે વચનો સિવાય બીજા બધા વિચારો વર્તમાનકાળના વિદ્વાનો અને પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રના આધારે લખાયલા છે, અને આપણા દેશના પ્રાચીન ગ્રંથોનાં પ્રમાણ તો તેમાં બહુ જણાતાં નથી એવો આક્ષેપ કોઇ વાંચક મૂકવાને લલચાશે એવો અમને ભય રહે છે. પરંતુ સત્ય વાત તો એ છે કે લેખકના મનપર ઇંગ્રેજી કેળવણીની છાપ વધારે પડેલી હોવાથી આપણા શાસ્ત્રોનાં સિદ્ધાંતો સમજાવતી વખત પણ તેને જરા ઇંગ્રેજી વિચારોના જેવું રૂપ આપી દેવાની ટેવ પડી છે. બાકી આપણા પૂર્વના રૂષિ મુનિયોનું ખગોળવિદ્યા અને જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન એટલું બધું અદ્ભુત હતું કે હાલના લોકો પણ તે વાંચી ચકિત થઇ જાય છે. પુરાવા માટે બહુ દુર જવાની જરૂર નથી. દર રવિવારે હજારો હિંદુઓ જેનો

પાઠ કરે છે એવા માત્ર એક નાના સરખા "આદિત્યહૃદયસ્તોત્ર" માંજ અત્યાર સુધીમાં જણાવેલી ઘણીએક વાતો ટુંકામાં સમાવી દીધેલી છે. એટલુંજ નહિ પણ ઘણી વધારેની અને નવી લાગે તેવી બાબતો પણ છે. આ બધા ઉપર યોગ્ય વિવેચન કરવા માટે સંસ્કૃત ભાષાનું સારૂ જ્ઞાન જોઇએ જે મારામાં છેકજ નહી જેવુંજ છે તેથી બુદ્ધિમાન વાંચકોને તે સ્તોત્રમાંના થોડાક સૂચક શબ્દોજ વિચારવા માટે અત્રે રજુ કરવાની રજા લઉં છું, અને તેમ કરવામાં કોઇ ભૂલ થાય તો સુજ્ઞ વાંચકો તે ક્ષંતવ્ય ગણશે એવી આશા છે:—

**सर्वानंद प्रदाता.** સૂર્યમાંથી પ્રકાશનાં કિરણો મારફત જે પ્રવાહ આપણા તરફ આવે છે તેની બીજી અસરો ઉપરાંત મન ઉપર પણ તેની ખાસ અસર થઇ આપણને બહુ જ આનંદની લાગણી થાય છે, એમ જે આ લેખમાં બતાવવામાં આવ્યું છે, તે વાત આપણા પૂર્વજો સારી રીતે સમજતા હતા તેનો પુરાવો આ શબ્દોથી મળે છે. **विद्युता.** સૂર્યનો પ્રકાશ એ અન્ય કંઇ જ નહિ પણ વિદ્યુતનાં આન્દોલન વડે પ્રકટ થતો એક પ્રકારનો ચમત્કાર છે. That light itself is an electrical phenomenon એ વાત જ્યારે માત્ર થોડાંક જ વર્ષ ઉપર પ્રોફેસર મૅક્ષવૅલે જાહેર કરી ત્યારે જ યુરોપ અમેરિકાના લોકોના જાણવામાં આવી: પરંતુ તે વાત આપણા આર્ય ઋષિમુનિઓ સ્પષ્ટ રીતે જાણતા હતા તે વાત સૂર્યને માટે વપરાયલા આ શબ્દ ઉપરથી જણાઇ આવે છે. **सर्वात्मा सर्वकर्ता च सृष्टि-जीवन पालक** હાલના વિજ્ઞાનશાસ્ત્રને આધારે સાબીત થાય છે કે આખા સૂર્યમંડળમાંની દરેક ચીજ પ્રથમ સૂર્યમાં જ હતી અને તેમાંથી જ પ્રત્યેક પદાર્થ પેદા થયેલો હોવાથી તે સર્વનો આત્મારૂપ અને કર્તા સૂર્ય જ ગણી શકાય, એટલું જ નહિ પણ જગતની ઉત્પત્તિથી તે

આજદિન પર્યંત સર્વનું પાલનપોષણ અને રક્ષણ પણ સૂર્યદ્વારા જ થયા કરે છે. આ પ્રકરણના આરંભમાં આપેલો પ્રોફેસર ટિંડૉલના સુંદર શબ્દોનો ફકરો પણ આજ વાત વધારે આકર્ષક સ્વરૂપમાં જણાવે છે. પરંતુ તેજ વાત આપણા પૂર્વજો સારી રીતે જાણતા હતા એમ સૂર્યને માટે વપરાયલા આ સંસ્કૃત શબ્દો બતાવી આપે છે. **अनंतशक्ति** મનુષ્યની ગણત્રી કે કલ્પનામાં પણ ન આવી શકે તેટલું બધું અપાર બળ સૂર્યમાંથી હમેશ વર્જાજ કરે છે, છતાં તેના બળમાં દેખીતો ઘટાડો થયેલો જણાતો નથી, એ સૂચવવા સૂર્યને 'અનંત શક્તિ' એવું નામ આપવામાં આવ્યું છે. **आदित्यं नाभिमंडले** ઇંગ્રેજી ભાષામાં જેને "સોલર પ્લૅક્સસ" Solar Plexus સૂર્યચક્ર (મણિપુરચક્ર) કહેવામાં આવે છે, તે ઇંગ્રેજી નામનું આ શબ્દો સ્મરણ કરાવે છે. **विस्फोटक समुत्पन्नं तीव्र ज्वर समुद्भवम्। शिरोरोगं नेत्ररोगं सर्व व्याधि विनाशनम् ॥ कुष्टव्याधि तथा दद्रुरोगश्च विविधाश्चये** ઇત્યાદિ વાક્યોથી સૂર્યમાં સર્વ જાતના રોગ મટાડવાની શક્તિ છે તે વાત આપણા પૂર્વજો જાણતા અને માનતા હતા તેનો સારો પુરાવો મળે છે. **रक्तांगश्चांगवर्धनः** તથા **बुद्धिवर्धनः** આદિ શબ્દોથી શરીર તથા મનપર સૂર્યની થતી સારી અસરો સૂચવાયલી છે. **नमस्त्रैलोक्यनाथाय भूतानां पतये नमः** વગેરે શબ્દો એમ બતાવે છે કે સૂર્યની શક્તિ માત્ર સ્થૂળ જગતમાંજ નહિ પણ સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભૂમિકાઓમાં પ્રવર્તે છે, અને સૂર્ય તે માત્ર જડ નિર્જિવ પદાર્થજ નથી પણ તેના અધિષ્ઠાતા દેવતાનું તે બહારનું પ્રકટ સ્વરૂપ છે. **सर्वकर्मादि साक्षिणे** એ શબ્દો પણ સૂર્યની જ્ઞાનસંપન્નતા તથા સર્વજ્ઞપણું બતાવે છે. **एषधाता विधाताच बीजं क्षेत्रं प्रजापतिः** આ લેખમાં આગળ વર્ણવાયલી સૂર્યની મહત્તાને આ શબ્દોથી પુષ્ટિ મળે

છે. **एव एवप्रजा नित्यं संवर्धयति रश्मिभिः** સૂર્ય પોતાનાં કિરણોદ્વારા સર્વને જીવનબળ અર્પી પોષે છે એમ જે આગળ લંબાણ વિવેચનથી દેખાડવામાં આવ્યું હતું તેજ વાત આ શબ્દો ટુંકામાં જણાવે છે. **दारिद्र्य व्यसनध्वंसी** સૂર્યનો ખરો પ્રભાવ સમજીને તેનો યોગ્ય ઉપયોગ અથવા ઉપાસના કરનારનાં દારિદ્રય અને વ્યસન વગેરે સત્વર નાશ પામે એમાં નવાઈ જેવું નથી.

**योजनानां सहस्रे द्वे द्वे शते द्वेच योजने ।**
**एकेन निमिषार्धेन क्रममाण नमोस्तुते ॥**
**नवयोजन लक्षाणि सहस्र द्वि शतानिच ।**
**यावद्‌घटी प्रमाणेन क्रममाण नमोस्तुते ॥**

પાશ્ચાત્ય ખગોળશાસ્ત્રને આધારે આપણો સૂર્ય પણ પોતાના તાબાના સર્વ ગ્રહ ઉપગ્રહોને લેઈને એક "ઍાલકીયોન" Alcyone નામના તારાની આસપાસ ભ્રમણ કરતો માનવામાં આવે છે. હવે આવી રીતે આપણો સૂર્ય કેટલી ત્વરાથી ગતિ કરે છે તેની સંખ્યા આપણા આર્ય પૂર્વજોએ શોધી કાઢી આ શ્લોકોમાં લખી હોય એમ ધારી શકાય. **आयुरारोग्य मैश्वर्यं देहि देव नमोस्तुते** સૂર્યજ આપણને જીવન આરોગ્ય અને બળ આપનાર છે એ વાત અત્રે સૂચવાયલી છે. તેમજ Where the Sun does not enter the doctor does અર્થાત "જ્યાં સૂર્યનો પ્રકાશ દાખલ થઈ શકતો નથી ત્યાં વ્યાધિઓ અવશ્ય પેદા થઈ વૈદ ડાકટરનો પગ પેસારો થવાની જરૂર પડે છે" એવી ઇટાલીયન કહેવતમાં પણ આજ વાતનું રહસ્ય જોવામાં આવે છે. આવા આવા અનેક અનેક સર્વોત્તમ ગુણ હોવાથી, અને આખા દૃષ્ય જગતમાં સૂર્યથી ચઢીયાતો અને વધારે પ્રભાવવાળો

બીજો કોઇ પદાર્થ નહિ હોવાથી તેને પરમાત્માનુંજ સર્વોત્કૃષ્ટ પ્રકટ સ્વરૂપ માનવામાં આવે છે અને તેથી કહે છે કે **उभयोरंतरं नास्तिआदित्यस्य शिवस्यच.** છેવટે અંતિમ પ્રાર્થના કરવામાં આવે છે કેઃ—

**यन्मंडलं वेद विदोवदंति गायंति यश्चारण सिद्ध संघाः ॥**
**यद्योगिनो योगजुषांच संघाः पुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥**

દુકાળ, ધરતીકંપ, મહામારીઓ, અતિવૃષ્ટિ આદિ આધિદૈવિક આફતો આવવા સાથે સૂર્યનો શો સંબંધ છે તે વિષે સુરતનિવાસી અમારા મિત્ર વૈદ્ય તિલકચંદ તારાચંદ નીચે પ્રમાણે એક વાદ કે વિચાર શ્રેણી રજુ કરે છે, પરંતુ તેમાં સત્ય કેટલે અંશે છે તેનો નિર્ણય વાંચકોને કરવાનું સોંપીએ છીએ.

"સૂર્યનો તાપ સર્વને સરખો લાગે છે. અને તાપમાં અગ્નિ છે એ વાતમાં બે મત છેજ નહિ. પણ એ તાપથી લોકોની માલ મીલકતને આગ લાગતી નથી. પરંતુ આગીઓ કાચ લઇ તેમાં સૂર્યનાં કિરણો પકડી એટલે તેને તડકે ધરીએ અને તેમાંથી જે પ્રકાશનું બિંદુ પડે તે બિંદુમાં રૂ અથવા એવોજ જ્વાલાગ્રાહી પદાર્થ ધરીએ તો તુરત સળગી ઉઠે છે. અર્થાત્ વાતાવરણમાં સામાન્ય અગ્નિ ભરેલો છે, તે વિશેષ રૂપમાં આવવાથી પ્રકટ થઇ શકે છે. તેમ આ પૃથ્વીની ઉપરના તમામ ભૌતિક પદાર્થનો હર ઘડી નાશ થાય છે. એટલે તેનું જળ, વાયુ અને અગ્નિદ્વારાએ પૃથક્કરણ થાય છે; અને તે તમામ પદાર્થો ત્રસરેણુ, દ્વિરેણુ કે પરમાણુ રૂપ બની આકાશમાં ઉડતા ફરે છે. પરમાણુનો એવો સ્વભાવ છે કે તે સ્વજાતિ દ્રવ્ય તરફ વધારે આકર્ષાય છે. તે પ્રમાણે પૃથ્વી ઉપરની તમામ વસ્તુઓનું, સકળ, પકળ

અને વિધ્વંશનરૂપે પૃથક્કરણ થઇ પરમાણુરૂપ બની આકાશમાં જાય છે. ત્યાં આકાશમાં તેઓ ચાર જથામાં વહેંચાઇ વાદળાંનું રૂપ ધરી વાતાવરણમાં ભમ્યા કરે છે. તેઓ વાદળાં રૂપે ફરતાં ફરતાં જ્યારે સૂર્યની સીધી કક્ષામાં આવે છે ત્યારે સૂર્યનાં કિરણો તેમાંથી પ્રવેશ કરીને તે વાદળાના રંગના સ્વભાવ પ્રમાણે અસર કરે છે. જેમ આકાશમાં ક્ષારના પડવાળુ સફેદ વાદળું આવ્યું હોય અને તેવા વાદળાના કેન્દ્રમાં મંગળનો ગ્રહ આવેલો હોય, એટલે મંગળનાં રાતાં કિરણોથી તે વાદળું રાતું થયેલું હોય તેમાંથી સૂર્યનાં કિરણો પસાર થઇ રાતા રંગનાં બની પૃથ્વીના જે ભાગ ઉપર પડતાં હોય તે ભાગના લોકો ગરમીના એટલે શીતળા, કોલેરા, તથા ભેજામાં લોહી ચઢવાના, અને મૂર્છાના રોગમાં સપડાઇ જાય. એજ સિદ્ધાંત પ્રમાણે સૂર્યનાં કિરણો રાતા રંગનાં થઇ ઘણા જથામાં પૃથ્વીના કોઇ ભાગ ઉપર પડે તો તેની અસરથી પૃથ્વીના પડમાં જે ભૂગર્ભરસ રહેલો છે. તેને ઉકાળે ચઢાવે, જેથી ધરતીકંપ જેવા ભયંકર બનાવો બનવા પામે છે. એવી રીતે આકાશમાં માટીનાં, ક્ષારનાં, કોલસાનાં અને પાણીનાં પરમાણુના જત્થા ઉડતાજ રહે છે. તેને સામાન્ય અગ્નિથી પાતળો થયેલો વાયુ પોતાની ગતિ તરફ ખેંચતો રહે છે. તેઓ ખેંચાતા ખેંચાતા સૂર્યની સીધી કક્ષામાં આવી કોઇપણ એક અથવા બે ગ્રહોના કિરણોથી રંગાઇ સૂર્યનાં કિરણોને રંગીન બનાવી પૃથ્વી ઉપર ફેંકે છે. તેથી અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અમૃતવૃષ્ટિ કે વિષવૃષ્ટિ થાય છે. તેવાં કિરણના યોગેજ હવામાં ઝેરી જંતુઓનો વધારો થઇ મરકી જેવા રોગોનો કે દુષ્કાળનો ત્રાસ આપણે વેઠવો પડે છે. જો આપણે શોધ કરી આકાશમાં ઉડતાં શુષ્ક વાદળાંના પડને ભેદીને ભાગી નાખીએ નહી, તો પછી તરેહવાર જાતના રોગથી કે દુકાળથી, ધરતીકંપથી

કે દરથી આપણને ત્રાસ ભોગવવોજ પડે, એમાં કોઇનો દોષ કહાડવા જેવું નથી. એ પડોને ભાગી નાખી સૂર્યનાં કિરણોને નિર્મળ બનાવી દુકાળ, મરકી વગેરેથી બચવા, શરીરને શુદ્ધ પોષણ મેળવવા, તન્દુરસ્ત, વીર્યવાન, અને બુદ્ધિમાન થવા માટે આપણાં વેદાદિ શાસ્ત્રોમાં આપણા પૂર્વજો ઘણો સહેલો અને આબાદ ઉપાય બતાવી ગયા છે. તેઓ આપણી પૃથ્વીના ઉપર અમુક જાતનો ઉપદ્રવ થતો તો જાણતા હતા કે અમુક રંગનું અમુક જાતનું પડ સૂર્યની સીધી લીટીમાં આપણી વચમાં આવેલું છે. તે પડને તોડવા માટે તેવીજ જાતના યજ્ઞો અને ઇષ્ટિઓ કરતા હતા. તે યજ્ઞના યોગથી મિષ્ટ પુષ્ટ ઘૃત અને ઔષધીનાં પરમાણુઓ ઔષધીરૂપ અગ્નિ કાષ્ટના યોગે આકાશમાં જતાં એટલે પરમાણુ રૂપે આકાશમાં જવાથી તેની ભીનાશથી ક્ષાર, માટી આદિનાં પડો પીગળી જઇ સૂર્યનાં કિરણોમાં સંકરતા મટી જઇ નિર્મળતા આવતી એટલુંજ નહી બલ્કે યજ્ઞનાં હુતદ્રવ્યના પરમાણુંમાં રહીને જે કિરણો પૃથ્વી ઉપર આવતાં તેથી ઝેરી જન્તુનો નાશ થઇ વાતાવરણ શુદ્ધ કરી શુદ્ધ મેઘ વરસે, અને શુદ્ધ મેઘ વરસવાથી રોગનો નાશ થઇ ઔષધી અને અન્ન વીર્યવાળાં પેદા થવાથી મનુષ્યો વીર્યવાન્ થતાં—અને વીર્યવાન મનુષ્યોજ તીવ્ર બુદ્ધિવાન હોય છે એ વાત જાણીતી છે. સૂર્યનાં નિર્મળ અથવા બગડેલાં કિરણો વાતાવરણ તથા નદી, તળાવ, કુવા, વગેરેનાં પાણી ઉપર પણ તેવીજ અસર કરે છે. કારણકે જે વાતાવરણમાં જેવા રંગના પરમાણુંઓ વધારે હોય તે વાતાવરણ તેવાજ ગુણવાળુ બની જાય છે. જેથી વાતાવરણમાં રહેલાં સૂક્ષ્મ જન્તુઓનાં ઇંડાં પોષાઇ જંતુરૂપ ધારણ કરી તેમની મોટી સંખ્યા ઉભરાઇ ઉઠે છે. જ્યારે વરસાદના દિવસ નહિ હોય ત્યારે, કામળિયા, ભાદરવા, ડાંસ, વગેરેનું નામ નિશાન પણ જણાતુ નથી.

પરંતુ યોગ આવે ત્યારે જુદી જુદી જાતના અસંખ્ય જીવો પૃથ્વી ઉપર ઉભરાઇ જાય છે. અને જ્યારે સૂર્યનાં કિરણો નિર્મળ થાય છે ત્યારે પૃથ્વી ઉપરથી તે તે જતુંઓનો સમૂળ નાશ થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તળાવ તથા નદી અને કુવાના પાણી ઉપર પણ સૂર્યનાં કિરણની અસર થાય છે. માત્ર આપણને સમજાતું નથી એટલે તેવી અસરથી જો કાંઇ વિક્રિયા થાય તો દૈવનો, કર્મનો કે ઇશ્વરનો વાંક કહાડી માથે હાથ દઇ બેસી રહીએ છીએ પણ કાંઇ વિચાર કરતા નથી. આ વાતથી એટલું સાબીત થયું કે સૂર્યનાં કિરણો વાતાવરણમાં રહેલાં પરમાણુંઓના રંગનાં પડ જેવી અસર **પૃથ્વીના** તમામ પ્રાણી ઉપર કરી શકે છે."

## પ્રકરણ ૪ થું:–સૂર્ય વિષેની કેટલીક ગણત્રીઓ.

ડાર્ટમાઉથ કૉલેજવાળા પ્રખ્યાત ખગોળશાસ્ત્રી પ્રૉફેસર યંગનાં પુસ્તકોને આધારે અને ડૉક્ટર કેલ્લોગના કેટલાક લેખને આધારે કેટલાક આંકડા સૂર્ય વિષેની ગણત્રીઓના નીચે પ્રમાણે આપેલા છે અને તે દુનિયાંના બીજા ખગોળવેત્તાઓ પણ કબુલ રાખે છે:—

આપણી પૃથ્વીના ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધીનો વ્યાસ અથવા અંતર ૭૮૯૯ માઇલ અને ભૂમધ્યરેષા આગળનો આડો વ્યાસ ૭૯૨૫ માઇલ છે, અને પૃથ્વીનો ગોળ ઘેરાવો ૨૪૮૫૦ માઇલ છે. આ પૃથ્વીપર દરરોજ ૧૩૦૦૦૦ મનુષ્યો જન્મે છે એમ એક જર્મન ડૉક્ટર મૅક્ષ નૉરડૉ, એમ. ડી. એમણે ગણત્રી કરી છે, અને બીજા એક ગ્રંથકર્તાના જણાવ્યા પ્રમાણે આપણી પૃથ્વી ઉપર સરાસરી

૬૭ મનુષ્યો દર મિનિટે ( એટલે ૯૬૪૮૦ મનુષ્યો દરરોજ ) મરણ પામે છે. સૂર્યનો વ્યાસ અથવા "ડાયામિટર" Diametre કેટલો છે તેની ગણત્રી કરવા માટે પ્રથમ તો પૃથ્વીથી સૂર્ય કેટલો દૂર છે તે જાણવાની જરૂર પડે છે. હવે પૃથ્વી હમેશાં એક સરખા અંતરે રહીને સૂર્યની આસપાસ ફરતી નથી. પરંતુ તે દૂરમાં દૂર ૯૨૮૮૦૦૦૦ માઇલ અને નજીકમાં નજીક ૯૧૦૦૦૦૦૦ માઇલને છેટે રહી લંબવર્તુલ માર્ગમાં પ્રદક્ષિણા કર્યા કરે છે. આ ઉપરથી હિસાબ કરતાં સૂર્યનો વધારેમાં વધારે વ્યાસ ૮૬૬૦૦૦ માઇલ, અને ઓછામાં ઓછો ૮૫૦૪૬૭ માઇલ આવે છે. પૃથ્વીના કરતાં સૂર્ય ૧૨૮૦૦૦૦ ગણો મોટો છે. પરંતુ સૂર્યની સરાસરી ઘનતા ( Density ) પૃથ્વીના કરતાં ચોથા ભાગ જેટલી છે. આપણી પૃથ્વીનું વજન ૧૫,૦૦૦૦૦૦૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦૦ ટન છે, અને દરેક ટનનો ભાર છપ્પન મણ હોય છે, પરંતુ સૂર્યનું વજન તો બધા ગ્રહો અને ખરતા તારાઓના એકત્ર વજન કરતાંયે ૭૫૦ ગણું વધારે એટલે કે ૨૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦૦૦૦૦૦૦ ( બે ઑક્ટીલીઅન્સ ) ટન છે. પ્રોફેસર યંગ કહે છે કે ઉન્હાળા કરતાં શિયાળામાં એટલે કે તા. ૧ લી જાન્યુઆરીના દિવસે સૂર્ય ૩૦૦૦૦૦૦ ( ત્રીશ લાખ ) માઇલ નજીક હોય છે. પૃથ્વી પોતાની ધરી ઉપર દર ચોવીસ કલાકમાં એક વખત ગોળ ચક્કર ફરી રહે છે, પણ સૂર્યને તો તે પ્રમાણે એક આંટો ફરતાં ૨૫⅓ દિવસો લાગે છે. ગ્રહ ઉપગ્રહના બનેલા સમગ્ર સૂર્યમંડળને લઇને આપણો સૂર્ય આકાશમાં પ્રતિદિન ૪૧૨૦૦૦ માઇલની મુસાફરી કરે છે એમ સ્ટ્રુવે ( Struve ) ની ગણત્રી છે. વળી બીજું જાણવા જેવું એ છે કે એક પદાર્થ જેને પૃથ્વી ઉપર તોળી જોતાં તેનું વજન જો એક શેર થતું હોય તો તેજ પદાર્થને સૂર્ય ઉપર લઇ

જાઇને કદી જોખવામાં આવે તો તેજ પદાર્થનું વજન ત્યાં સાડી સત્તાવીસ શેર થયેલું જણાય છે. એકને એકજ પદાર્થનું વજન સૂર્યપર જવાથી ૨૭½ ગણું વધી જવાનું કારણ સાધારણ માણસોને સમજાશે નહિ. પરંતુ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસીઓ તો જાણે છે કે અમુક પદાર્થનું વજન એ બીજું કંઇજ નહિ પણ જેટલા બળથી તે પદાર્થ પૃથ્વીના મધ્યબિંદુ તરફ આકર્ષાતો હોય તેનુંજ પ્રમાણ માત્ર છે. હવે પૃથ્વીની સપાટી ઉપર પદાર્થોને જેટલું આકર્ષણ લાગે છે તેના કરતાં સૂર્યની સપાટીપર તેજ પદાર્થોને સાડી સત્તાવીસ ગણું ખેંચાણ લાગતું હોવું જોઇએ એમ ઘણી રીતે ગણત્રી કરી જોતાં મોટા મોટા ખગોળવેત્તાઓને માલુમ પડયું છે. અત્યાર સુધીમાં સૂર્યમંડલની અંદર ૮ સાધારણ ગ્રહો, ૨૨ ઉપગ્રહો, અને ૧૦૬ લઘુગ્રહો છે, જેમાંના ઘણાક મંગળ અને ગુરૂની વચ્ચે ભ્રમણ કર્યા કરે છે. આકાશમાં રહેલા કેટલાક તારાઓ તો આપણા સૂર્ય કરતાં યે ઘણાજ મોટા હોય છે પરંતુ તેઓ અગાધ અંતરે હોવાથી આપણને નાના દેખાય છે. આપણી પૃથ્વીની આસપાસ મિત્રની પેઠે આનંદમાં હમેશ ફર્યા કરતો ચંદ્ર આપણાથી ૨૩૮૦૦૦ માઇલને અંતરે રહીને ફર્યા કરે છે, અને તો પણ સૂર્ય એટલો તો મોટો છે કે જો પૃથ્વીને સૂર્યના મધ્યબિંદુએ મૂકવામાં આવે તો ત્યાં પણ ચંદ્ર પૃથ્વીની આસપાસ હાલની માફક ૨૩૮૦૦૦ માઇલને અંતરે ફર્યા કરે એટલુંજ નહિ પણ સૂર્યની બહારની સપાટી અથવા પરિઘ અને ચંદ્ર વચ્ચે ૨૦૦૦૦૦ ( બે લાખ ) માઇલની મોકળાશ રહે. આપણી પૃથ્વી આકાશમાં દર સેકંડે ઓગણીશ માઇલ અથવા દર કલાકે ૬૮૪૦૦ ( અડસઠ હજારને ચારસેં) માઇલની ઝડપથી સૂર્યની આસપાસ ફરી રહી છે. હવે પાંચશેર વજનના એક ગોળાને તેટલીજ ઝડપથી દારૂ ભરેલી

તોપ વડે હવામાં ઉરાડવા માટે બે ટન એટલે ગોળાના વજન કરતાં ૮૦૦ ગણો વધારે દારૂ જોઇએ છે. આ ઉપરથી હાલમાં પૃથ્વી જેટલી ઝડપથી ફરે છે તેટલી ઝડપથી તેને ચલાવવાનું બળ જો દારૂગોળો ફોડી ઉપજાવવું હોય તો ઓછામાં ઓછો, ૬૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦ ટન દારૂ જોઇએ. પૃથ્વીના વજનને ૮૦૦ એ ગુણતાં તો અત્ર આપેલી રકમ કરતાં પણ વધારે જવાબ આવે, પરંતુ જ્યારે તોપના ગોળાને તો વાતાવરણનો પ્રતિબંધ નડે છે, ત્યારે પૃથ્વી તો પોતાના વાતાવરણને સાથે લઇનેજ ભ્રમણ કરે છે. તેથી તેને હવાનો પ્રતિબંધ નડતો નથી, અને તેથી ઉપર લખ્યા પ્રમાણે ઓછું બળ વાપરવું પડે છે. તો પણ જો હાલ પૃથ્વી જેટલા વેગથી ફરે છે, તેટલો વેગ તેને દારૂગોળો ફોડીને આપવો હોય તો છગડા ઉપર વીશ મીંડાં ચઢાવીએ એટલા બધા ટન દારૂ હમેશાં ફોડયા કરવો પડે. હવે આ ઉપરથી પૃથ્વી કરતાં ઘણાજ મોટા ગુરૂ અને શનિ વગેરે નામના બીજા ગ્રહોને પણ પોતાની આસપાસ ફેરવતાં સૂર્યમાંથી કેટલા બધા બળનો હંમેશાં ઉપયોગ થયા કરતો હશે તેની તો કલ્પના સરખી પણ કોઇથી થઇ શકે તેમ નથી. એક પ્રખ્યાત વિદ્વાનનો એવો મત છે કે સૂર્યમાંથી આખી સૃષ્ટિમાં તેનાં કિરણો મારફત જે અત્યંત અપાર સામર્થ્ય સતત્ વહ્યા કરે છે તેમાંથી આપણી પૃથ્વીને તો માત્ર $\frac{૧}{૨૦૭૦૨૫૦૦૦૦}$ મો ભાગજ મળે છે. અને છતાં આટલો નાનો અપૂર્ણાંક જે બેહદ શક્તિ સૂચવે છે તેની સંખ્યા કેટલી મોટી છે તે આપણે આગળ જોઇ ગયા છીએ.



# પ્રકરણ પાંચમું–ચંદ્ર વિષે.

ચંદ્ર પૃથ્વીમાંથી પેદા થયેલો છે. અને પૃથ્વીથી ૪૯ મા ભાગ જેટલો નાનો છે એમ હાલનું વિજ્ઞાનશાસ્ત્ર જણાવે છે. તેનું અન્તર સાધારણ રીતે ૨૪૦૦૦૦ માઇલ મનાય છે. પરંતુ પ્રોફેસર એડમ્સે વધારે ચોકસ ગણુત્રી કરી નક્કી કર્યું છે, કે પૃથ્વીથી ચંદ્રનું અન્તર ૨૨૨૮૦૭૯૩ માઇલ છે. ચંદ્ર અંડાકાર કક્ષામાં પૃથ્વીની આસપાસ પશ્ચિમથી પૂર્વ તરફ ગતિ કરતાં કરતાં એક વર્ષની અંદર લગભગ તેર પ્રદક્ષિણાઓ પૃથ્વીની આસપાસ કરે છે. અને કેટલાક ખાસ કારણો સર પોતાની એકની એકજ બાજુ પૃથ્વી તરફ હંમેશા રાખ્યા કરે છેઃ વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રીઓનું એમ માનવું છે કે પૃથ્વીપર પશુઓ અને મનુષ્યોની ઉત્પત્તિ થઇ તે પૂર્વે લાખો વર્ષ પહેલાં ચંદ્રમાં પશુઓ અને મનુષ્યો વસતાં હોવાં જોઇએ, અને તેઓ વિકાસક્રમમાં ઘણાં આગળ વધી ગયેલાં હોવાં જોઇએ. પરંતુ આખરે તે ઉપગ્રહ ધીરે ધીરે એટલો તો શીતળ થઇ ગયો હશે કે જેથી ત્યાં આગળ મનુષ્યો અને પ્રાણીઓને વસવાનું અશક્ય થઈ પડ્યું હોવું જોઇએ. ચંદ્ર ઉપર હાલમાં મનુષ્યો કે પ્રાણીઓની વસતી હોવી અશક્ય છે એમ વર્તમાન વિજ્ઞાનશાસ્ત્ર જણાવે છે. ચંદ્રનો પ્રકાશ ચુંબકીય અસરવાળો અને સૂર્યનો પ્રકાશ વિદ્યુન્મય છે. ( The Moon is magnetic while the Sun is electric ).

# પ્રકરણ છઠું.—પ્રકાશના મહત્વ અને ગતિ વિષે.*

"तमसो मा ज्योतिर्गमय"

અર્થ:—હે પરમાત્મા અમને અંધકારમાંથી પ્રકાશમાં લેઈ જાઓ.
(બૃહદારણ્યકોપનિષદ્.)

બહિર જગતની મનોહરતા અને ખૂબીને ખુલ્લી કરનાર પ્રકાશ છે, અને તેમ છતાં સર્વ ચિત્તાકર્ષક દેદીપ્યમાન વસ્તુઓમાં પ્રકાશ સર્વોત્કૃષ્ટ છે. પ્રકાશ સુંદરતા આપનાર, સુંદરતાને પ્રકટ કરનાર અને જાતે પણ સૌંદર્ય સ્વરૂપ છે. પ્રકાશ પૃથક્કરણ કરનાર, સત્યને પ્રકટ કરનાર, અને ઢોંગ—ચોરી—ઠગાઇ—લુચ્ચાઇ—છળ—વગેરેને ઉઘાડાં પાડનાર છે. કારણ કે પ્રકાશ દરેક વસ્તુના ખરા રૂપને ખુલ્લું કરે છે. પ્રકાશની અગણીત રશ્મિઓ અથવા કિરણો અગાધ વ્યોમના અપાર અંતરને ભેદીને કરોડો યોજન દૂર રહેલા તારાઓમાંથી આવીને દૂરદર્શકયંત્રની મારફત આપણી આંખને ભેટે છે. સાદી આંખે આપણે ઝીણામાં ઝીણી જેટલા કદની વસ્તુ જોઇ શકીએ તેના કરતાં પાંચ કરોડ ગણી ઝીણી ચીજને પણ પ્રકાશનાં કિરણો સૂક્ષ્મદર્શક યંત્રની નલિકા મારફત પ્રવેશ કરીને આપણને આબેહુબ દેખાડી શકે

* "વર્ણોપચાર વિદ્યા" અથવા રંગ અને પ્રકાશ વડે રોગ મટાડવાની કળા એક શાસ્ત્ર છે, અને તેથી વ્યાધિ નિવારણ કરવા માટે તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે સમજાવતાં પહેલાં "પ્રકાશ" અને "રંગ" એ શું છે? તથા જુદી જુદી જાતના પ્રકાશ—જેવા કે સૂર્ય, ચંદ્ર, વિજળી વગેરેમાંથી નિકળતા પ્રકાશના ગુણમાં શો શો ભેદ રહેલો છે? તે વાત "સાયન્સ" ને આધારે સમજાવવાની જરૂર છે. તેથી આશા છે કે વાંચકો ઉપાયો માટે અધીરા નહિ બનતાં આ ભાગ ધ્યાનથી વાંચશે.

છે.× બીજી સર્વ સૂક્ષ્મ શક્તિઓની માફક પ્રકાશનું વહન આશ્ચર્ય ઉપજાવે તેવી શાંત અને મૃદુરીતે થાય છે, છતાં તે બહુ ભેદક અને પ્રબળ હોય છે. પ્રકાશની જીવનદાયક અસર સિવાય વનસ્પતિ, પ્રાણીઓ, અને મનુષ્યો તત્ક્ષણ નાશ પામે, અને જ્યાં ત્યાં પ્રલય વર્તી રહે છે.

પુરાતન કાળમાં લોકો એવું માનતા હતા કે પ્રકાશ આંખમાંથી નીકળીને વસ્તુઓ ઉપર પડે છે, પરંતુ હાલની શોધો પ્રમાણે તો એથી ઉલટુંજ સાબિત થાય છે. એવી રીતે કે સૂર્ય, ચંદ્ર, કે દીપક વગેરેમાંથી નિકળતાં પ્રકાશનાં કિરણ વસ્તુઓ ઉપર અથડાઇને ત્યાંથી પરાવર્તન પામી જ્યારે આપણી આંખ ઉપર પડે છે, ત્યારે તે વસ્તુઓ આપણને દૃષ્ટિગોચર થાય છે. ઇતર દેશના પુરાતન ઇતિહાસ તપાસતાં પણ આપણને જણાય છે કે **આર્કિમેડીઝ** ( Archimedes ) નામના વિદ્વાને સૂર્યકાન્ત ( Burning glass ) ની મદદથી રોમન દરિયાઇ કાફલાને **સાઇરેકયુઝ** આગળ આગ લગાડી હતી. આ વાત જરા પણ અસંભવિત નથી. કારણ કે હાલ ફ્રાન્સમાં એક વિદ્વાને ફક્ત સૂર્યના પ્રકાશથીજ ચાલતું રેલવે એન્જીન બનાવ્યું છે. તેજ પ્રમાણે જેઓએ અમદાવાદ શહેરમાં થોડાં વર્ષ ઉપર ભરાયલી કોંગ્રેસના ઔદ્યોગિક પ્રદર્શનમાં એક ભાનુતાપયંત્ર નામની યુક્તિથી સૂર્યનાં કિરણો વડે તળાતાં ભજીયાં પુરી વગેરે જોયાં હશે, તેમને પ્રકાશનાં કિરણોની પ્રબળ શક્તિનું ભાન થયા વિના નહિ જ રહ્યું હોય. ઇજીપ્ત દેશમાં કેટલાંક વર્ષથી એક મીલ કે કારખાનું કાઢવામાં આવ્યું છે જે માત્ર સૂર્યના તડકાથીજ ચાલે છે.

× એક લંડન શહેરના સૂક્ષ્મદર્શકયંત્ર બનાવનારે અત્યંત ઝીણી ચીજોને પાંચ કરોડ ગણી મોટી કરી બતાવનારૂં યંત્ર થોડાંક વર્ષ ઉપર બનાવ્યું હતું. અને હવે તો એના કરતાં પણ વધારે સારાં યંત્રો બીજા કેટલાંક બનાવ્યાં છે.

પાણીનાં મોજાં અથવા હવામાં થતાં અવાજનાં મોજાંની માફક આકાશતત્વમાં થતાં પ્રકાશનાં મોજાં ઉંચે નીચે ગતિ કરી આગળ વધતાં નથી પરંતુ જમણી ડાબી બાજુ સરખી સપાટી પર ફેલાતાં ફેલાતાં સાપની ગતિની માફક આગળ વધતાં જાય છે. આ રીતે પૃથ્વી અને સૂર્યની વચ્ચેનું ૯૫૦૦૦૦૦૦ (નવ કરોડ પચાશલાખ) માઇલ જેટલું મહાન અન્તર માત્ર થોડીક (આશરે આઠેક) મિનિટોમાં પસાર કરે છે. પ્રકાશનાં મોજાં કરોડો અને અબજો માઇલ જવા છતાં તેમની ગતિ જરા પણ ઓછી વધારે થતી નથી. પ્રકાશના સંબંધમાં મહાન ખગોળવેત્તા સર જ્હૉન હર્સચેલ ( Sir John Herschel ) કહે છે કે વિશ્વમાં અને આકાશમાં કેટલાક તારા એટલા બધા દૂર છે કે દર સેકંડે એક લાખ છ્યાશી હજાર માઇલની ઝડપે ચાલતો પ્રકાશ તે તારાઓ પરથી પૃથ્વીપર આવી પહોંચતાં વીસલાખ વર્ષ લાગે છે. આ રીતે લાખો વર્ષો સુધી જરા પણ મંદ ગતિ વાળાં બન્યા સિવાય પ્રકાશનાં મોજાં એક સરખી રીતે કેમ કરીને આગળ વધ્યા જ કરતાં હશે, તે સમજવું મુશ્કેલ છે. કારણકે પાણીનાં મોજાં તો થોડા લાખ સેકંડો સુધી પણ એક સરખી રીતે વહેવાં ચાલુ રહી શકતાં નથી. ઉપર આપણે જોઇ ગયા કે પ્રકાશ દર સકંડે ૧૮૬૦૦૦ એકલાખ છ્યાશી હજાર માઇલની ઝડપે ગતિ કરે છે.

પ્રકાશ વિષે માત્ર એકજ વાત હવે જણાવી આ પ્રકરણ પુરૂં કરીશું. તે વાત એ છે કે સેંકડો અને કરોડો યોજન દૂર રહેલી ચીજના વિષે જ્ઞાન મેળવવાનું જો કોઇ સાધન હોય તો તે માત્ર પ્રકાશજ છે. કારણ સ્વાદ વડે જ્ઞાન મેળવવા માટે આપણને તે વસ્તુનો જીભ સાથે ગાઢો સંબંધ કરવાની જરૂર પડે છે. સ્પર્શ માટે પણ પદાર્થને અડકવાથીજ તે વિષે જ્ઞાન થાય છે, તેજ પ્રમાણે સુગંધિ વસ્તુની સમીપમાં આપણે

અમુક હધ સુધી જવું પડે છે. અવાજ પણ વાયુમાં અમુક હદ સુધીજ જાય છે. અર્થાત શબ્દ, સ્પર્ષ, રસ, ગંધ, એ સર્વ કરતા પણ પ્રકાશ ઉંચી પદવી ભોગવે છે કારણ કે લાખો અને કરોડો ગાઉના અંતરે રહેલ ચીજનું જ્ઞાન આપણને તત્ક્ષણ પ્રકાશ કરાવી શકે છે.

## પ્રકરણ સાતમું:–પ્રકાશ ( સૂર્યના ) ની અંદર રહેલાં રાસાયનિક તત્ત્વો.

સૂર્ય અતિશય ઉષ્ણ ધગધગતા અને સળગતા વાયુઓનો મહાન ગોળો છે એમ હાલનું વિજ્ઞાનશાસ્ત્ર જણાવે છે. સૂર્યના ધગધગતા તેજસ્વી વાયુ સમુહનું અવલોકન તથા તપાસ કરી મી. લૉકીયર, હ્યુગિન્સ, ઍંગસ્ટ્રોમ, યંગ ઇત્યાદિ મહાન ખગોળવેત્તાઓએ એમ નક્કી કર્યું છે કે સૂર્યમાં નીચે લખેલાં ખનિજ તત્ત્વો રહેલાં છે અને તે અતિ સૂક્ષ્મ સ્વરૂપે પ્રકાશની મારફત આપણા તરફ નીચે આવે છે:—

| | |
|---|---|
| ૧ સોડિયમ | ૧૦ સ્ટ્રોંટિયમ |
| ૨ કેલશિયમ | ૧૧ કેડમિયમ |
| ૩ બેરિયમ | ૧૨ કોબૉલ્ટ |
| ૪ મેગ્નેશિયમ | ૧૩ હાઇડ્રોજન ( ગૅસ ) |
| ૫ લોહ | ૧૪ મેંગેનીઝ |
| ૬ ક્રોમિયમ | ૧૫ એલ્યુમિનમ |
| ૭ નિકેલ | ૧૬ ટિટેનિયમ |
| ૮ તાંબુ, તામ્ર | ૧૭ રૂબીડીયમ |
| ૯ જસત | |

તારીખ ૨૦ મી જુલાઇ ૧૮૭૭ ના રોજ પ્રોફેસર ડ્રેપરે અમેરિકન ફિલોસોફિકલ સોસાઇટી સન્મુખ એક ભાષણ વાંચ્યું હતું તેમાં એમ જણાવ્યું હતું કે ઑક્સીજન ઉપરાંત ઘણું કરીને નાઇટ્રોજન પણ સૂર્યમાં રહેલો છે.

---

## પ્રકરણ ૮ મું.—પ્રકાશ (સૂર્યના તડકા) ની જંતુનાશક અને અન્ય વ્યાધિવિનાશક શક્તિ વિષે.

---

અમેરિકાની વિસ્કૉન્સિન વિશ્વવિદ્યાલયની જંતુવિષયક પ્રયોગશાળાના મી. જ્હૉન ગ્રેન ઉવિંઝરિએ (Mr. John Gren Weinzri) એક રિપોર્ટ બહાર પાડી તેમાં જણાવ્યું છે કે ખાસ કરીને ક્ષયના જંતુઓ અને સાધારણ રીતે બીજા પણ રોગોત્પાદક જંતુઓનો નાશ કરવાનો ગુણ તડકામાં રહેલો છે.

પ્રયોગ અને અનુભવ ઉપરથી આ શોધકને એમ જણાયું છે કે જંતુઓને કાચ અગર કાગળ ઉપર પાથરીને એમને એમ ખુલ્લા (એટલે કાચ અગર બીજા કશાના ઢાંકણ વગર) તડકામાં મૂકવાથી વધારેમાં વધારે જંતુનાશક ક્રિયા ચાલે છે. આવી રીતે ક્ષય, કંઠરોહિણી ( Diphtheria ), વિશૂચિકા (કૉલેરા), અને આંતરડાંમાં થતા બીજા રોગના જંતુઓ ( Coli bacilli ) વગેરેનો માત્ર એ થી દસ મિનિટની અંદર તદ્દન નાશ કરી શકાય છે. પણ જો કાચના ઢાંકણ નીચે જંતુઓની ઢગલી કરીને પછી તડકે મુકવામાં આવે છે તો તેમનો નાશ થવામાં વધારે સમય લાગે છે.

જે જંતુઓ સામાન્ય રીતે હવામાંજ રહેતા માલૂમ પડે છે તે

જંતુઓનો નાશ કરવામાં સરખામણીમાં ઘણો વધારે સમય લાગે છે, તેમ છતાં લગભગ સર્વે જાતના જંતુઓ એક કલાક તડકામાં રહેવાથી નાશ પામ્યા સિવાય રહેતાં નથી. આ ઉપરથી આ શોધક એવી દલીલ કરે છે કે બે થી દસ મિનિટ જેટલા અલ્પ સમયમાં ખુલ્લા સુકાયલા રોગજનક સૂક્ષ્મ જંતુઓનો સંપૂર્ણ નાશ સૂર્યનો પ્રકાશ કરી શકે છે. આ સિદ્ધ થઇ ચુકેલી બિના ધ્યાનમાં લેતાં આપણને સમજાય છે કે રોગોત્પાદક જંતુઓનો ઘણો જ મોટો ભાગ તડકાથી આ રીતે નાશ પામતો હોવો જોઇએ, અને માત્ર ઘણીજ અલ્પ સંખ્યા જીવતી રહેતી હશે. આ બિના આરોગ્યવિદ્યાના અભ્યાસિઓને નવીન આશા અને ઉત્સાહ આપનાર તથા વ્યાધિના અટકાવના કામમાં ઘણો જ વિજય પ્રાપ્ત કરાવવાને આશા પ્રેરનાર છે.

ઉપરના પ્રયોગો સુકી હવાવાળા પ્રદેશોના લાભ સાબિત કરે છે. પુષ્કળ તડકાને લીધે ઘણી જાતના રોગોત્પાદક સૂક્ષ્મજંતુઓ (Non-sporing disease germs) જલ્દી નાશ પામે છે અને ત્યાંનો વસવાટ આરોગ્યવર્ધક બને છે. સારા પ્રકાશ અને હવાની અવરજવર ઘરમાં રાખવાથી થતાં શુભ પરિણામોની સાબિતી આ પ્રયોગોથી આપણને મળે છે, અને " જ્યાં તડકો દાખલ થતો નથી ત્યાં વૈદ્યોને વારે વારે જવું પડે છે " એ યુરોપીયન કહેવતનું રહસ્ય સારી રીતે આપણા મન ઉપર ઠસે છે.

હવે પછી રંગીન પ્રકાશ સંબંધી જ વિવેચન બહુધા કરવામાં આવશે, તે ઉપરથી વાંચકે એમ માની લેવાની ભૂલ કરવી ન જોઇએ કે સૂર્યનો શ્વેત પ્રકાશ એટલે તડકો ઓછો ગુણકારી છે. ઉલટું માથાને છાંયડામાં રાખી અને સગવડ હોય તો રક્તાશય કે હૃદય ઉપર આસ-

માની પ્રકાશ પડે તેવી ગોઠવણ કરી શરીરના બાકીના સર્વ ભાગની ખુલ્લી ત્વચા ઉપર લગભગ અરધા કલાક સુધી તડકો પડવા દેવો એને "સૂર્યસ્નાન" કે "આતપસ્નાન" (Sunbath=સનબાથ) કહે છે જે કેટલીક વાર ઘણું જ લાભકારક નિવડે છે.

## પ્રકરણ ૯ મું.—રંગ એ શું છે, અને કેમ બને છે તે વિષે.

રોશની કરવાના બીલોર કાચનાં ઝુમ્મરોને શોભા માટે લટકાવવામાં આવે છે તેવા પહેલદાર એકાદ સફેદ હીરા (ત્રિપાર્શ્વ-કાચ = Prism) ને જો સૂર્યના તડકામાં ધરવામાં આવે તો સૂર્યનું સફેદ કિરણ તેમાં થઇને પસાર થતાં તે કિરણના સાત ભાગ થઇને સપ્ત વર્ણપટ (સાત રંગનો પટો=Spectrum) બને છે. અને તેમાં સાતે રંગ હમેશાં નીચેના અનુક્રમેજ ગોઠવાયલા હોય છે.

૧. જાંબલી.
૨. ગળીઅલ.
૩. આસમાની અથવા વાદળી.
૪. લીલો.
૫. પીળો.
૬. નારંગી.
૭. લાલ કે રાતો.

પ્રકાશના એકજ સફેદ કિરણમાં ગુપ્ત રીતે ઉપર લખેલા સાત રંગ રહેલા છે, તે વાત ઘણાઓના જાણવામાં ભાગ્યેજ હશે એમ ધારીને આ વિવેચન કરવું પડ્યું છે. તે ઉપરથી એ વાત પણ ફલિત થાય છે કે સર્વ પ્રકારના રંગ વસ્તુઓમાં રહેલા નથી, પણ પ્રકાશનાં કિરણોમાંજ રહેલા છે. સૂર્યના શ્વેત કિરણમાં નિગૂઢ રૂપે સાત

પ્રકારના રંગ રહેલા છે એ વાત સૌથી પ્રથમ શોધી કાઢનાર આર્યાવર્તના અતિ પ્રાચીન કાળના ઋષિમુનિઓજ હતા એમ ઋગ્વેદ આદિ ગ્રંથો તપાસતાં ખાત્રી થાય છે. કારણ સૂર્યની શક્તિ અને પ્રકાશને જગતમાં પ્રસરાવનાર અને તેનો પ્રભાવ સર્વને પ્રકટ કરનાર કિરણો હોવાથી, શાસ્ત્રોમાં સૂર્યના રથના અશ્વની ઉપમા કિરણને આપવામાં આવી છે, એટલુંજ નહિ પણ તે એકજ શ્વેત કિરણમાં સાત રંગ છુપાયલા હોય છે એ વાતને સારી રીતે જાણનાર ઋષિઓએ તે અશ્વરૂપી કિરણને સાત રંગ રૂપી સાત મુખની ઉપમા આપી છે. અર્થાત્ સૂર્ય ભગવાનના સાત મુખવાળા જે ઘોડાનું વર્ણન આપણે ઋગ્વેદ આદિમાં વાંચીએ છીએ તે આ સાત રંગોના મિશ્રણથી બનેલું પ્રકાશનું કિરણજ હોવું જોઇએ એમ માનવાને હરકત નથી, એટલુંજ નહિ પણ શાસ્ત્રોમાંથી તે વાતનું સમર્થન કરે તેવા બીજા પણ કેટલાક પુરાવા મળી આવે છે, એમ વિદ્વાન પંડિત ગુરૂદત્ત વિદ્યાર્થી એમ. એ. નો મત હતો અને તેવાજ વિચાર બીજા પણ કેટલાક વિદ્વાનોના છે.

હવે જગતમાં વિવિધ વસ્તુઓ તરેહ તરેહના રંગવાળી શાથી દેખાય છે તે જાણવું જરૂરનું છે. ઉપર કહી ગયા તેમ સાત જાતના રંગોના મિશ્રણથી બનેલું સફેદ પ્રકાશનું કિરણ જ્યારે અમુક વસ્તુ ઉપર પડે છે ત્યારે તે પદાર્થના ખાસ બંધારણને અનુસરીને તે શ્વેત કિરણનો કેટલોક ભાગ તે પદાર્થની અંદર સોષાઇ જાય છે અને બાકીનો અમુક અંશ પરિવર્તન પામી આપણી આંખમાં દાખલ થાય છે. આ રીતે જે અંશ પરિવર્તન પામી આપણી આંખમાં પ્રવેશે છે તેને લીધે તે ચીજ અમુક રંગની દેખાય છે. દાખલા તરીકે કાચી કેરી ઉપર જ્યારે પ્રકાશનાં શ્વેત કિરણ પડે છે ત્યારે તેમાંથી માત્ર

લીલા રંગનું કિરણજ પરિવર્તન પામી આપણી આંખને પહોંચે છે, અને તેથી ટાચી કેરી આપણી આંખે લીલા રંગની દેખાય છે. જો કોઇ પદાર્થ પોતાના ઉપર પડતા શ્વેત કિરણુને વિના ફેરફારે આખુંને આખું પરિવર્તિત કરે છે તો તે પદાર્થ શ્વેત રંગનો દેખાય છે, એથી ઉલટું જો કોઇ પદાર્થ આખા કિરણુને પોતામાં સમાવી દેઇ કોઇ પણ અંશને પરિવર્તિત કરતો નથી તો તે પદાર્થ આપણુને કાળારંગનો દેખાય છે, પણ જો કોઇ એક પદાર્થ પ્રકાશનાં કિરણુને લગભગ કંઇ જ ફેરફાર કર્યા વગર પોતાની આરપાર પસાર થવા દે છે તો તે પદાર્થ હવા અથવા નિર્મળ કાચ જેવો રંગ વગરનો પારદર્શી દેખાય છે. વળી જો કોઇ પદાર્થ શ્વેતકિરણાન્તર્ગત પ્રત્યેક રંગમાંથી અર્ધ ભાગને પોતાની અંદર સમાવી દઇ બાકીના અર્ધ અર્ધ ભાગને પરિવર્તન પમાડે છે તો તે પદાર્થ રાખોડીઆ રંગનો દેખાય છે. હવે જો કોઇ પદાર્થ આખા શ્વેતકિરણમાંથી માત્ર $\frac{1}{6}$ ભાગનેજ પરિવર્તન પમાડી બાકીનાને શોષી લે છે તો તે પદાર્થ લાલ, આસમાની, પીળો ઇત્યાદિમાંથી કોઇ એક રંગનો દેખાય છે. વધારે સ્પષ્ટતાથી કહીએ તો એક પદાર્થ જ્યારે લાલ, નારંગી, પીળો, લીલો, વાદળી અને ગળીઅલ એ શ્વેતકિરણાન્તર્ગત છએ રંગોને પોતામાં સમાવી દઈ માત્ર એકલા જામલી રંગનેજ પરિવર્તન પમાડે છે તો તે પદાર્થ જામલી રંગનો આપણુને દેખાય છે: જો કોઇ પદાર્થ લાલરંગ સિવાયના બાકીના છએ રંગને પોતામાં સમાવી દે છે તો તે પદાર્થ લાલરંગનો દેખાય છે. આ પ્રમાણે બીજા રંગો વિષે પણ સમજવું.

ઇ. સ. ૧૬૭૨ માં સર આઇઝેક ન્યુટને પોતાનો એવો વાદ પ્રકટ કર્યો કે સાધારણુ શ્વેત પ્રકાશ કેટલાક ભિન્ન ભિન્ન રંગોના એકીકરણુથી બનેલો છે. અને તે અંશભૂત રંગોનું વક્રીભવનત્વ

( Refrangibility ) પણ ભિન્નભિન્ન હોય છે. આથી પણ પૂર્વે સન ૧૬૧૧ માં એન્ટોનિયો ડી ડૉમિનિસે નીચેના શબ્દો વાપર્યા હતાઃ—" રંગો પ્રકાશમાંથી પેદા થાય છે, એ વિષે અને જરાએ સંશય નથી; એટલુંજ નહિ પણ રંગો પ્રકાશ સ્વરૂપજ છે." ઇંદ્ર-મેઘધનુષમાં, અને તે કરતાં યે ત્રિપાર્શ્વ કાચ કે હિરા (Prism) માં શ્વેત કિરણ પૃથક્કરણ પામી પડતા વર્ણપટ ( spectrum ) માં, દેખાતા રંગોનું સાત જાતમાં વર્ગીકરણ સર આઇઝેક ન્યુટને સ્વીકારી લીધું હતું. તે પછી સર ડેવીડ બ્રુસ્ટરે એવો મત દર્શાવ્યો છે કે એ સાતમાંથી માત્ર લાલ, પીળો, અને વાદળી એ ત્રણજ રંગ મૂળ અને મુખ્ય છે અને તેમના પરસ્પરના મિશ્રણથી જ બીજા રંગો બને છે. પણ વિખ્યાત વિજ્ઞાનવિદ્ હેમહોલ્ઝ ( Hemholz ) એમણે પાછળથી બતાવી આપ્યું છે કે સૂર્યના શ્વેત કિરણની અંદર રહેલા સાત રંગોમાંથી દરેક સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે, અને પોતાનાં ખાસ આન્દોલનના નિયમને આધારે બનેલો હોય છે, અને તેથી તે અવિભાજ્ય ગુણવાળો હોય છે. તે સાત રંગોમાંનો કોઇ પણ રંગ ( સાધારણ રીતે " મિશ્ર " એવું વિશેષણ જેને લગાડવામાં આવે છે તેવો રંગ ) બીજા આસપાસના રંગોના એકમેક સાથે ભળવાથી અગર એક બીજા ઉપર ચઢી જવાથી ( Overlapping ) મધ્યસ્થ વર્ણ ( Interme diate colour ) તરીકે બનેલો હોતો નથી. દાખલા તરીકે લાલ અને પીળાના મિશ્રણથી નારંગી, અથવા પીળા અને આસમાનીના એકઠા મળવાથી લીલો રંગ સાધારણ રીતે બનાવી શકાય છે, તેમ સૂર્યના કિરણમાં બનેલું હોતું નથી. આ વાતની સાબીતી એ છે કે એક કેવળ અંધારા ઓરડામાં એક તરફ જરા સરખું છિદ્ર રાખી તેમાં થઇને સૂર્યપ્રકાશ–તડકાના એક કિરણને દાખલ કરી એક

"હિરા' એટલે ત્રિપાર્શ્વ કાચ વડે તેનું પૃથક્કરણ કરી તેને એક સફેદ પડદા પર પડવા દેવું. હવે શ્વેત કિરણાન્તર્ગત સપ્ત વર્ણુંમાંથી રાતા રંગનું કિરણ સીધી લીટીમાંથી ઓછામાં ઓછા પ્રમાણમાં વક્રીભવનને પામે છે, તેના કરતાં નારંગી કિરણ વધારે વક્રીભવનને પ્રાપ્ત થાય છે, તેના કરતાં પીળો, પીળા કરતાં લીલો, લીલા કરતાં વાદળી, વાદળી કરતાં ગળીયલ, અને ગળી જેવા રંગ કરતાં જામલી રંગનાં કિરણ અનુક્રમે અધિક અધિક વક્રીભવન પામવાના ગુણવાળાં હોવાથી શ્વેત કિરણમાંથી જુદાં પડયાં પછી એકજ સ્થળે એકબીજાની ઉપર પડવાને બદલે એક રંગીન પટના આકારમાં ગોઠવાઇ જાય છે, જેને ઇંગ્રેજીમાં "સ્પેક્ટ્રમ" Spectrum કહે છે. હવે સફેદ પડદા પર ઉપર પ્રમાણે રંગીન પટ પડવા દીધા પછી જયાં નારંગી રંગ પડેલો હોય તે સ્થળે પડદામાં કાણું પાડી ફક્ત તેજ કિરણને પડદાની પાર પસાર થવા દેઇ, તેને પુનઃ એક બીજા હીરા કે ત્રિપાર્શ્વ કાચમાંથી પસાર કરવામાં આવે તો તે નારંગી કિરણનું પૃથક્કરણ થઇ તેમાંથી પીળો અને લાલ રંગ શું જુદા પડશે ? કદિજ નહિ. અને તેમ વિભક્ત નહિ થવાનું કારણ એજ છે કે સૂર્યના કિરણની અંદર રહેલ નારંગી રંગ લાલ અને પીળા રંગના મિશ્રણથી બનેલો નથી પણ તે સ્વતંત્ર અને મૌલિક રીતે રહેલો છે. શ્વેત કિરણાન્તર્ગત લીલા અને જામલી રંગ વિષે પણ તેમજ સમજવાનું છે. આ ઉપરથી અમે એમ કહેવા નથી માગતા કે પૃથ્વી ઉપર આપણે કૃત્રિમ રીતે, અન્ય રંગોને મિશ્ર કરીને નારંગી, લીલો અને જામલી રંગ બનાવી શકતા નથી. ખરેખર આપણે તેમ કરી શકીએ છીએ, છતાં ઉપરનો પ્રયોગ વર્ણવવાનો હેતુ એટલોજ હતો કે નારંગી, લીલો, અને જામલી રંગ સૂર્ય પ્રકાશની અંદર મિશ્રણથી બનેલા નથી.

# પ્રકરણ ૧૦ મું:—રંગનાં મૂલ્ય અને મહત્ત્વ વિષે.

અવલોકન કરવાની જેને સહજ પણ ટેવ છે તેના ખ્યાલમાં જીવન અને રંગ વચ્ચેનો પ્રગાઢ સંબંધ આવ્યા વિના રહેતોજ નથી.

આકાર, પ્રમાણ, વ્યવસ્થા, નિર્દિષ્ટકાલે પુનરાગમનશીલત્વ (Periodicity), તાલબદ્ધતા, અથવા સમ્મેલ (Rhythm), તેમજ ગણિત અને ભૂમિતિના મૌલિક સિદ્ધાન્તો એ પ્રત્યેક અને સર્વ કુદરતના નિયમોના પ્રવર્તવામાં સર્વોત્કૃષ્ટ ભાગ ભજવે છે. કુદરતના સર્વ વ્યતિકરોમાં અચૂક રીતે પ્રકટ થતાં કાર્ય કારણનો નિયમ, એક સરખી નિયમિતતા, અંગ પ્રત્યંગનો સમ્મેલ (Symmetry) તેમજ રૂપ રેખાનું પૂર્ણત્વ એ સર્વ આપણને મુગ્ધ અને આશ્ચર્યાન્વિત કર્યા સિવાય રહેતાં નથી. પરંતુ આવાં આવાં જે અનેક વિવિધ સુંદર દૃશ્યો દૃગ્ગોચર થાય છે અને જે આપણી જ્ઞાનેન્દ્રિઓને વિવશ અને મનને મુગ્ધ કરી લે છે, તે સર્વમાં કદાચ રંગ અથવા વર્ણ જેટલું અન્ય કોઇ પણ આપણું ધ્યાન ખેંચતું નથી.

પરન્તુ એક રંગવગરની દુનિયા આપણી કલ્પનામાં પણ આવી શકતી નથી એટલુંજ નહિ પણ તેવી દુનિયાનું અસ્તિત્વજ અશક્ય છે.

રંગ એ સર્વ વસ્તુઓમાં અનિવાર્ય અંશ હોઇ તેના વડેજ તે સર્વને શોભા અને સ્વભાવિકતા મળતાં હોવાથી રંગની ઉપયોગિતા નિઃસંશય રીતે સાબીત થાય છે. ખનિજ, ઉદ્ભિજ, પ્રાણીજ, અને માનસિક સૃષ્ટિઓમાં એક સરખી રીતે રંગનું અસ્તિત્વ આપણે અવલોકીએ છીએ; અને જે જે અપવાદરૂપ દાખલાઓમાં રંગની ગેરહાજરી જોવામાં આવે છે તે તે સર્વ દાખલાઓમાં સૌંદર્યની ખામી,

સમતોલપણાની ઉણપ, જીવનતત્વની ખોટ, અગરતો, સ્વાભાવિક ક્રિયાઓની મંદતા સૂચવે છે. રંગ એ જીવનનું સ્વાભાવિક લાક્ષણિક તત્વ છે, અને બળ, ક્રિયાશક્તિ, પુનર્જીવન પ્રાપ્ત કરવાની શક્તિનું પ્રકટ ચિન્હ પણ રંગજ છે. વૈજ્ઞાનિક શોધોએ પણ બતાવી આપ્યું છે કે જેમ રંગ ગાઢો તેમ ગરમાવો પણ વધારે હોય છે. આ ઉપરથી એ પણ સાબીત થઇ ચુકેલી વાત છે કે ઉષ્ણ અને ઉષ્ણાંતર્ગત કટિબંધોમાં પેદા થતાં પક્ષીઓ અને વનસ્પતિને પીછાં તથા ફળ-ફૂલ-પત્ર જેટલાં બધાં ભપકાદાર રંગવાળાં અને તેજસ્વી હોય છે તેટલાં સમશિતોષ્ણ કટિબંધમાં આવેલા પ્રદેશોમાં જોવામાં આવતાં નથી. ટુંકામાં કહીએ તો જ્યાં જીવન અને બળવર્ધક શક્તિઓ પુરી છુટથી વેંચાયલી હોય છે ત્યાં રંગ પણ ઉભરાઇ જતો જણાય છે.

રંગનું મૂળ શોધતાં તે આપણને ખનિજ સૃષ્ટિમાંજ અને કુદરતની ચીજોનાં રાસાયણિક બંધારણના તત્વોમાંજ મળી આવે છે. કાં તો પૃથ્વીમાંથી અગર વાતાવરણમાં થઇને સૂર્ય ચન્દ્રાદિના પ્રકાશરૂપે આવતો ગણીએ તો પણ રંગનું મૂળ એકજ પ્રકારનું ઠરે છે. એક ચોક્કસ અને બહુ ખાસ અર્થમાં આપણ સર્વે ખોરાક અને હવા કરતાં પણ રંગ ઉપર વધારે જીવીએ છીએ, કારણ કે ખોરાક અને હવા જેટલીજ પ્રકાશની પણ આપણને આવશ્યતા છે. મનુષ્યના ખોરાકની સર્વ ચીજો રંગથી પરિપૂર્ણ હોય છે, એટલુંજ નહિ પણ નભોમંડળમાં પ્રકાશતા સૂર્ય ચન્દ્રાદિ તરફથી આવતા પ્રકાશની અંદર વિવિધ રંગો ગુપ્ત રૂપે રહેલા હોય છે.

જીવન અને પ્રકાશ ખરેખર સામાન્ય દૃષ્ટિએ જોતાં એકરૂપ જણાય છે, અને જીવનના નિભાવને અર્થે પ્રકાશની અનિવાર્ય આવશ્યક્તા રહેલી છે.

પ્રકાશ એ આકાશતત્વના અમુક પ્રકારના તરંગ કે મોજાંનોજ બનેલો છે એવો અર્વાચીન વિજ્ઞાનવાદને લીધે રંગ વિષેનો આપણો ખ્યાલ સાદો અને અધિક સ્પષ્ટ બન્યો છે, અને પ્રકાશના શાસ્ત્રીય પૃથક્કરણ અને સંશોધનને પરિણામે વિજ્ઞાનવિદો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ત્રણ મૂળ રંગો અને તે ઉપરથી બનતા અનેક મિશ્રવર્ણ ભેદો એ અન્ય કંઇજ નહિ પણ આકાશતત્વમાં થતાં લાંબાં અગર ટુંકાં મોજાંજ છે. વળી વધારામાં એમ પણ જણાયું છે કે ટુંકા અને અધિક ત્વરાવાળાં આકાશિક મોજાં રાતા, નારંગી, પીળા, લીલા, આસમાની, ગળીયલ, અને જામલી રંગ રૂપે જણાય છે; પરન્તુ તેથી વધારે લાંબા અને અલ્પતર ત્વરાવાળાં મોજાંનું આપણને ઉષ્મા કે ગર્મી રૂપેજ ભાન થઇ શકે છે.

ઉપર જણાવી ગયા છીએ કે સૂર્યમાં રહેલ જાત જાતનાં ખનિજ તત્વોને લીધે ભિન્ન ભિન્ન રંગ ઉત્પન્ન થઇ તેનાં સમ્યક એકીકરણને લીધે શ્વેત કિરણ બની આપણા તરફ આવે છે. હવે મનુષ્ય શરીરના બંધારણમાં પણ ઘણી જાતનાં ખનિજ તત્વો સ્વાભાવિક રીતે રહેલાંજ હોય છે અને કેટલાંક કારણોથી જ્યારે તે તત્વોમાંથી કેટલાંક પ્રમાણમાં ન્યૂનાધિક બની જાય છે ત્યારે તેમનું સ્વાભાવિક મૂળ પ્રમાણ પુનઃ સ્થાપિત કરવા માટે રંગ એ બહુ અકસીર અને અતિશય ઉપયોગી સાધન થઇ પડે છે. વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો સ્પેક્ટ્રોસ્કોપ ( Spectroscope ) નામના યંત્રની મદદથી અમુક વાતાવરણમાં અગર તો અમુક પ્રકાશમાન ચીજમાં રહેલાં કયાં ખનિજ દ્રવ્યો કયા ખાસ રંગને ઉત્પન્ન કરે છે તે નિશ્ચિત થઈ ચુકયું છે અને તેને આધારે જે તત્વની ખોટને લીધે વ્યાધિ પેદા થયો હોય તે તત્વની પૂર્તિ તે તત્વજનિત વર્ણ પુરો પાડીને વ્યાધિનું નિવારણ થઇ શકે છે.

ક્રોમોપથી એટલે વર્ણોપચાર વિદ્યા કે રંગ રસાયનશાસ્ત્ર ખનિજ દ્રવ્ય અને રંગના આવા પ્રગાઢ સંબંધના તાત્વિક સિદ્ધાન્ત ઉપરજ રચાયેલ છે. સૂર્ય પ્રકાશના અન્તર્ગત વિવિધ રંગોનાં જે મુખ્ય ચોવીસ ઉપાદાન કારણો ( elements ) નક્કી થયેલાં છે તેમાંથી સોળ ખનિજ કોટિનાં છે, અને એક વાયુરૂપ છે.

---

## પ્રકરણ ૧૧ મું.—રંગનાં મોજાંની લંબાઇ અને ત્વરાનું કોષ્ટક.

---

જુદા જુદા રંગનાં આકાશી મોજાંની લંબાઇ તથા ત્વરા કેટલી હોય છે તે મી. રૂડ થોમ્પસન ( Rood Thompson ) ના બનાવેલા નીચેના કોષ્ટક ઉપરથી જોઇ શકાશેઃ—

| રંગ. | દર સેકન્ડમાં પુનઃ પુનઃ થતાં મોજાંની સંખ્યા. | હવાની અંદર મોજાંની લંબાઇ સેન્ટીમિટરમાં. |
|---|---|---|
| રાતાની પેલીપારનો રંગ. | ૩૭૦,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦ | ·૦૦૦૦૮૧૦૦ |
| રાતો. | ૪૨૮, „ „ | ·૦૦૦૦૭૦૦૦ |
| નારંગી–રાતો. | ૪૮૩, „ „ | ·૦૦૦૦૬૨૦૮ |
| નારંગી. | ૫૦૨, „ „ | ·૦૦૦૦૫૯૭૨ |

| | | | | |
|---|---|---|---|---|
| નારંગી—પીળો. | ૫૧૦, | ,, | ,, | ·૦૦૦૦૫૮૭૯ |
| પીળો. | ૫૧૬, | ,, | ,, | ·૦૦૦૦૫૮૦૮ |
| લીલો. | ૫૬૯, | ,, | ,, | ·૦૦૦૦૫૨૭૧ |
| આસમાની લીલો | ૫૯૦, | ,, | ,, | ·૦૦૦૦૫૦૮૨ |
| આસમાની. | ૬૩૪, | ,, | ,, | ·૦૦૦૦૪૭૩૨ |
| જામલી—આસમાની | ૬૮૪, | ,, | ,, | ·૦૦૦૦૪૩૮૩ |
| જામલી | ૭૩૯, | ,, | ,, | ·૦૦૦૦૪૦૫૯ |
| જામલીની પેલીપારનો રંગ | ૮૩૪, | ,, | ,, | ·૦૦૦૦૩૬૦૦ |

જુદા જુદા રંગનાં કિરણોનાં મોજાંની લંબાઇ અને દર મીનીટે થતી તે મોજાંની ધ્રુજરીઓની સંખ્યામાં બહુ તફાવત હોય છે. રાતા રંગનાં કિરણનાં મોજાં ટુંકામાં ટુંકાં હોય છે. અને જાંબુ રંગનાં મોજાં લાંબામાં લાંબાં હોય છે. પ્રકાશનાં કિરણની એક ઇંચ ગતિ થવામાં ૩૯૦૦૦ મોજાં થાય છે. પ્રકાશનાં કિરણની ગતિની ઝડપ દર સેકન્ડે ૧૯૨૦૦૦ મૈલની હોય છે. તે હિસાબે રાતા રંગના પ્રકાશનાં કિરણની દર સેકન્ડે કેટલી ધ્રુજરીઓ કે મોજાં થાય છે, તેની સંખ્યા કાઢવાને માટે આપણે ૧૯૨૦૦૦ માઇલના ઇંચ કરી ઓગણચાળીસ હજારે ગુણવા જોઇયે. એટલે કે—(૧૯૨૦૦૦×૫૨૮૦×૧૨)×૩૯૦૦૦=૪૬૪૪૩૯૬૮૦૦૦૦૦૦૦ રાતા કિરણનાં દર સેકન્ડે થતાં મોજાંની સંખ્યા.

ઉપર લખી તેટલી અત્યંત મોટી સંખ્યાબંધ મોજાં આપણી આંખને દર સેકન્ડે અથડાય છે, ત્યારે આપણને રાતો રંગ દેખાય છે.

અને રાતા કિરણુનાં મોજાંની સંખ્યા કરતાં પણુ જાંબુડા રંગનાં મોજાંની સંખ્યા ઘણીજ વધારે છે. એટલે કે, ૭૮૫૦૦૦૦૦૦૦૦૦૦૦ મોજાં દર સેકંડે આંખને અથડાય છે, ત્યારે જાંબુડો રંગ આપણુને દેખાય છે. હાલની નવી શોધો પ્રમાણે બિલ્લોર કાચના પાસાવાળા હીરા ( Prism=ત્રિપાર્શ્વકાચ ) માંથી જે સાત રંગ પડતા દેખાય છે, તે કરતાં પણ સૂર્યના કિરણુમાં વધારે રંગ હોવાનું સાબિત થયું છે. એટલે કે એક છેડે જાંબુડીઓ રંગ દેખાય છે. તેની ઉપર એક અદૃષ્ય રંગ હોય છે, જેને "અલ્ટ્રાવાયોલેટ" ultra violet અથવા અતિ જાંબુડો રંગ કહે છે. અને બીજે છેડે પડતા લાલ રંગની આગળ પણુ એક રંગ હોય છે જેને "અલ્ટ્રારેડ" કે અતિલાલ કહે છે. આ "અલ્ટ્રાવાયોલેટ" અને "અલ્ટ્રારેડ" રંગનાં કિરણુનાં મોજાંની સંખ્યા એટલી તો મોટી હોય છે કે તેટલી બધી ધ્રુજરીયોને ગ્રહણુ કરવાની શક્તિ આપણી આંખમાં નહિ હોવાથી તેમની હયાતી વિષે આપણી આંખ આપણુને કાંઇ માહીતી આપી શકતી નથી. છતાં આ અદૃષ્ય કિરણો હસ્તી ધરાવે છે એમ સાબિત થાય છે. કારણુ કે એક અંધારા ઓરડામાં રાતા રંગના કિરણુની નીચે જ્યાં આંખે જોતાં માત્ર અંધારૂંજ જણાય છે. ત્યાં "થરમૉમીટર" ધરવાથી તેની "ટેમ્પરેચર" માં વધારો થાય છે. તેમજ જાંબુડા રંગનાં કિરણુની ઉપર જ્યાં માત્ર અંધારૂંજ જણાય છે ત્યાં ફોટોગ્રાફની પ્લેટ ધરવાથી જાણે ઉજાસમાં ખુલ્લી કરી હોય તેવી તેની ઉપર "અલ્ટ્રાવાયોલેટ" કિરણુની અસર થાય છે. જેમ અગાઉ આપણુને "અલ્ટ્રાવાયોલેટ" અને "અલ્ટ્રારેડ" કિરણોની હયાતી વિષે કંઇજ ખબર નહોતી તેજ પ્રમાણે હજુ એવાં બીજા ઘણાએ રંગનાં કિરણો હસ્તી ધરાવતાં હશે કે જેને આપણી આંખ જોઇ શકવાને કેવળ અશક્ત છે.

# પ્રકરણ ૧૨ મું–નાદ અથવા અવાજ સાથે પ્રકાશની સરખામણી.

વિશ્વમાં મુખ્ય સપ્ત લોક, સપ્ત વર્ણ-રંગ, અને સપ્ત સ્વર માલુમ પડે છે. તેમાંથી સાત લોકની વાતમાં ઉતરવા જતાં વિવાદગ્રસ્ત એવા ધાર્મિક ક્ષેત્રમાં દાખલ થવું પડે તેમ હોવાથી તે વાત પડતી મુકી માત્ર સાત સુર અને સાત રંગ વચ્ચે કેટલું બધું સામ્ય છે તે પ્રશ્ન વિચારીશું.

| વર્ણપટઃ—લાલ | નારંગી | પીળો. | લીલો. | વાદળી. | ગળીયલ. | જાંબલી. |
|---|---|---|---|---|---|---|
| Newtonian Musical Scale } C | D. | E. | F. | G. | A. | B. |
| આર્ય સ્વરસપ્તકઃ— સા | રી | ગ | મ | પ | ધ | ની |

ઉપરના કોઠા ઉપરથી જોઇ શકાશે કે જેમ સ્વરસપ્તકને સૌથી નીચેને છેડે C કે 'સા' છે તેમ વર્ણસપ્તકને સૌથી નીચલે છેડે લાલ રંગ છે. 'સા' C સ્વરને લીધે જેમ હવામાં સ્થૂલમાં સ્થૂલ આન્દોલનો પેદા થાય છે, તેમ લાલ રંગને લીધે આકાશ તત્ત્વ ( ઇથર=Ether ) માં પણ હલકામાં હલકા પ્રકારનાં મોજાં ( Coarsest waves or vibrations ) પેદા થાય છે. વળી જેમ સ્વર સપ્તકના C કે "સા" નાં દર ૨૪ આન્દોલન જેટલા

સમયમાં થાય છે તેટલાજ સમયમાં B કે "ની" નાં ૪૫ આન્દોલન થાય છે, એટલે કે બમણાથી થોડાંક ઓછાં થાય છે; તેવીજ રીતે એક છેડે આવેલા લાલ રંગનાં દર સેકંડે જ્યારે સાડાચાર જલદી=૪૫૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ (૪૫૦ ટ્રીલીયન trillions આન્દોલનો થાય છે, ત્યારે તેટલાજ વખતમાં બીજે છેડે આવેલા જામલી રંગનાં આઠ જલદી=૮૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ (૮૦૦ ટ્રીલીયન), અથવા બમણાથી થોડાંક ઓછાં, આન્દોલન આકાશતત્વમાં થાય છે. એક સ્વરસપ્તક પૂર્ણ થાય છે ત્યાંથી તરતજ બીજું ચઢીયાતું સ્વરસપ્તક શરૂ થાય છે, જેમાં પહેલા સપ્તક કરતાં બમણાં બમણાં આન્દોલનો દરેક સૂરને માટે થાય છે. આવીજ રીતે જામલી રંગ આગળ જ્યારે વર્ણપટનું પ્રથમ સપ્તક પૂર્ણ થાય છે ત્યારે ત્યાંથી ચઢીયાતું સૂક્ષ્મતર (અમૂર્ત) બીજું વર્ણસપ્તક બરાબર બમણાં બમણાં આન્દોલન વાળું શરૂ થઇને નિયમિત રીતે આગળ વધતું જાય છે. જે ઉંચામાં ઉંચો સ્વર મનુષ્યના કાનથી સાંભળી શકાય છે તે કર્ણગ્રાહ્ય સર્વે આન્દોલનોમાં ટુંકામાં ટુંકાં અર્થાત્ ૩/૪ ઇંચ લાંબાં આન્દોલનો હવામાં પેદા કરે છે. તેવીજ રીતે આકાશતત્વમાં થતાં જે ટુંકામાં ટુંકાં આન્દોલનો મનુષ્યને દષ્ટિગોચર થઇ શકે છે તે જામલી રંગનાં હોય છે, અને ટુંકામાં ટુંકાં કર્ણગ્રાહ્ય હવાના આન્દોલનથી એક લાખમા ભાગ જેટલાં વધારે ટુંકાં (અર્થાત્ તેવાં ૬૦૦૦૦ આન્દોલનો અગર ૩૦,૦૦૦ આખાં મોજાં માત્ર એક ઇંચ જગા રોકે છે તેવાં) હોય છે. મનુષ્યથી સાંભળી શકાય તેવા અવાજનાં હવામાં થતાં લાંબામાં લાંબાં મોજાં ૭૦ ફુટનાં હોય છે, પણ મનુષ્યની આંખ વડે જોઇ શકાય તેવા પ્રકાશનાં આકાશ તત્વમાં થતાં લાંબામાં

લાંબાં સંપૂર્ણ મોજાં $\frac{૧}{૧૭,૦૦૦}$ થી $\frac{૧}{૧૮,૦૦૦}$ ઇંચ હોય છે. આ ઉ॰ પરથી શું એમ સાબીત થાય છે કે કાનના કરતાં આંખ કરોડો ગુણુ સૂક્ષ્મતર કામ કરી શકે છે? ના, ના. કારણુ કે હવાનાં મોજાં કરતાં ઘણીજ વધારે સુક્ષ્મતર શક્તિના સહકારથીજ સાંભળવાનું કાર્ય બની શકે છે. શું તમે એવી દલીલ કરો છો કે હવામાં અવાજનાં મોજાં તો દર સેકન્ડે માત્ર ૧૧૦૦ ફુટજ ગતિ કરે છે, પણુ આકાશ તત્ત્વમાં પ્રકાશનાં મોજાં તો દર સેકંડે ૧૮૬,૦૦૦ માઇલની ઝડપે ગતિ કરે છે? તો જવાબમાં જણાવવાનું કે અવાજની ઓછી વધારે ત્વરાવાળી ગતિનો આધાર તેને વહન કરનારા તત્ત્વની જાત ઉપર રહેલો છે, અને માત્ર વાતાવરણુજ અવાજને વહન કરનાર એકલું એકજ સાધન છે એમ માની લેવાની તમારે ભૂલ કરવી જોઇતી નથી. દાખલા તરીકે વિજળી ( ઇલેકટ્રીસિટી ) અવાજને કેટલાએ માઇલના અંતર સુધી વહી જઈ શકે છે, જે યોજનાને આપણે "ટેલીફોન" કહીએ છીએ. વળી હાલમાં લોહચુંબક કે વિજળીના યંત્રની મદદ સિવાય વિજળીની પાંખો ઉપર મનુષ્યના અવાજને માઇલો સુધી મોકલાય તેવી શોધ કરવામાં આવી છે. વળી આંખના કરતાં કાન એક બાબતમાં ચઢીયાતો હોય એમ જણાય છે, કારણુ કે આંખ તો રંગનું એકજ સપ્તક જોઇ શકે છે પરંતુ કાન તો એક બીજાથી ચઢીયાતાં એવાં નવથી અગીયાર સ્વર સપ્તકો સાંભળી શકે છે. આ બીના ઉપરથી એમ પણુ જણાય છે કે મનુષ્ય જાત હજુ વિકાસ ક્રમમાં બહુ આગળ વધેલી નથી. કારણુ કે તેની આંખ હજુ હલકામાં હલકું માત્ર એકજ વર્ણસપ્તક જોઇ શકે છે. જેને આપણે દિવ્ય ચક્ષુ અથવા અંતઃદૃષ્ટિ (Clairvoyance

ક્લેઅર વૉયન્સ ) કહીએ છીએ તે જેને પ્રાપ્ત હોય તેઓ ચઢીયાતાં અને વધારે વર્ણસપ્તકો જોઇ શકે છે.

" આપણે એટલું યાદ રાખવાનું છે કે જુદા જુદા ગ્રહો સાત રંગના છે; સૂર્યનાં કિરણ સાત રંગનાં છે; પૃથ્વીની ધાતુ સાત છે; ઉપધાતુ સાત છે; રત્નોના રંગ સાત છે; માણસના શરીરમાં ધાતુ સાત છે; ઉપધાતુ સાત છે; ચામડીમાં પડ સાત છે; અગ્નિની કળા સાત છે; તેને રહેવાના આશય સાત છે. અર્થાત સમસ્ત સૃષ્ટિ સપ્ત રશ્મિમય છે, અને સર્વ સપ્તરંગમાં સૂર્ય વીર્ય આપે છે, એટલા માટે સૂર્યને પિતારૂપ ગણીએ છીએ, જેના વીર્યથી સર્વ વસ્તુ વીર્યવાન જણાય છે. પરંતુ માતાના રજ વિના પિતાના વીર્યથી ફળ ઉપજાવી શકાતું નથી. તેથી ચંદ્રને રજ વર્ષાવવાનું કામ સોંપાયેલું છે. એટલે સૂર્યે વીર્ય આપેલું હોય તેને ચંદ્ર માતા રૂપ થઇ રજ આપી પોષે છે, તેથી ચંદ્રને " મા " સંજ્ઞા લગાડી છે અને રાત્રિને " રજનિ " શબ્દ લાગુ પાડ્યો છે. તેમ શાસ્ત્રમાં લખ્યું છે કે **पुष्णामिचौषधिः सर्वाः सोमो भूत्वा रसात्मकः ।** અર્થાત ચંદ્ર ઔષધિ વગેરેને પોતાના રજથી પોષે છે. આ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે પદાર્થ વિદ્યાનાં બારિકમાં બારિક તત્વો જે કિરણોના ભેદ તેનો વિચાર પુરેપુરો આપણાં વેદાદિ શાસ્ત્રોમાં કરેલો છે. "

---

# પ્રકરણ ૧૩ મું:–કૃત્રિમ મિશ્ર રંગોનું બંધારણ.

૧ ભાગ લાલ અને ૧ ભાગ પીળાના મિશ્રણથી **નારંગી** રંગ બને છે.
૧ ભાગ વાદળી અને ૧ ભાગ પીળાના મિશ્રણથી **લીલો** રંગ બને છે.
૧ ભાગ વાદળી અને ૧ ભાગ લાલના મિશ્રણથી **જામલી** રંગ બને છે.
૧ ભાગ લાલ ૧ ભાગ પીળો અને ૧ ભાગ વાદળીના મિશ્રણથી **કાળો રંગ** બને છે.
૫ ભાગ લાલ, ૩ ભાગ પીળો, અને ૮ ભાગ વાદળીના મિશ્રણથી **શ્વેત રંગ** બને છે.
૧ ભાગ સફેદ અને ૧ ભાગ કાળો મળીને **રાખોડીયો** ( Gray ) રંગ બને છે.

ઉપર આપેલાં પ્રમાણ આગેવાન ચિત્રકારોએ બતાવેલી "ફૉરમ્યુલા" ને અનુસરીને લખેલાં છે, અને તે ઉપરથી એમ સાબીત થતું જણાય છે કે "કાળુ તે સફેદ, અને સફેદ તે કાળુ છે Black is white, and white is black", કારણ કે બન્ને એકજ જાતના રંગોના ફેરફારવાળા મિશ્રણથી બને છે. આ રીતે "કાળો તે સફેદ અને સફેદ તે કાળો છે" તે ઉક્તિ પૂર્ણ અંશે તો નહિજ પણ કંઇક અંશે સત્ય ઠરે છે. વ્યવહારૂ રીતે ઉપર કહ્યા પ્રમાણે રંગો એકત્ર કરી શ્વેત ( અને બીજા પણ કોઇ કોઇ રંગ બનાવવામાં નિષ્ફળતા મળે છે તેનું કારણ એ છે કે મેળવવામાં આવતા રંગો સંપૂર્ણ વિશુદ્ધિવાળા હોતા નથી.

લાલ, પીળો, અને વાદળી એ ત્રણ **મૂળ રંગ** Primary Colours કહેવાય છે.

નારંગી, લીલો, અને જામલી એ ત્રણ મિશ્ર અથવા **ગૌણ રંગ** Secondary Colours કહેવાય છે.

કાળો, સફેદ, અને રાખોડીયો રંગ **મધ્યસ્થ** કે **વિગુણ રંગ** Achromatic or Neutral Colours કહેવાય છે.

ઉજવળતા કે દિપ્તીમાં શ્વેતરંગ સૌથી પ્રથમ પદે આવે છે. કાળો રંગ એ અન્ય સર્વે રંગોના અભાવથી બને છે એવી માન્યતા પ્રકાશશાસ્ત્રના ઉંડા અભ્યાસીઓએ ખોટી ઠરાવી છે, છતાં એટલું સત્ય છે કે અન્ય રંગોના સોષણથી કાળો રંગ બને છે. સાધારણ રાખોડીઓ એ પહેલી પંક્તિનો સામ્યભાવવાળો રંગ છે અને બીજા કોઇ પણ રંગ સાથે તેને વિરોધ થતો નથી.

## પ્રકરણ ૧૪ મું:—અનુપૂરક પ્રતિસ્પર્ધી રંગોનું કોષ્ટક.

લાલ અને લીલો રંગ એકબીજાને ખીલવનાર અને અનુપૂરક છે.
પીળો અને નીલલોહિત કે ધૂમળ ,, ,, ,, ,,
વાદળી અને નારંગી ,, ,, ,, ,,
લાલનીલલોહિત અને પીળાશપડતો લીલો ,, ,,
લાલનારંગી અને વાદળી—લીલો ,, ,, ,,
પીળોનારંગી અને વાદળીનીલલોહિત ,, ,, ,,

ઉપરના કોષ્ટકના કરતાં વધારે ચોક્કસ કોઠો મેઘધનુષની અંદરના રંગોનો નીચે પ્રમાણે બનાવી શકાય છે—

**લાલ** અને જામલીના જરાક મિશ્રણવાળો લીલો ,, ,,

નારંગી અને ગળીયલ અથવા ગળીયલ વાદળી ,, ,,
પીળો અને જાંબલી અથવા આસમાની નીલલોહીત ,,
લીલો અને જરા જાંબલીના મિશ્રણવાળો લાલ ,, ,,
વાદળી અને રતાશ પડતો નારંગી ,, ,,
ગળીયલ અને નારંગી ,, ,,
જાંબલી અને પીળો ,, ,,

કાળો, સફેદ અને રાખોડીઓ એ ત્રણ મધ્યસ્થ કે નિર્ગુણ રંગો ખાસ કરીને કોઈના પણ વિરોધી નથી છતાં તેમની થોડીઘણી અસર તો હોય છેજ.

આ વિષયનો અભ્યાસી ચિવ્હરૂલ (Chevreul) કબુલ કરે છે કે કાળો રંગ આસપાસના બીજા રંગનું તેજ ઓછું કરે છે, અને સફેદ રંગ વધારે છે. વળી તે કહે છે કે સફેદ રંગ ખુલતા વાદળી રંગ સાથે બહુજ સારી રીતે મેળ ખાય છે તેનાથી ઉતરતી રીતે ખુલતા લાલ રંગ સાથે અને નારંગી સાથે તો તેનો ઠીક મેળ બેસતો નથી. તેવીજ રીતે કાળો રંગ લાલ અગર ગુલાબી રંગ સાથે બહુજ સારી રીતે ભળે છે, નારંગી રંગ સાથે જરા ઉતરતા પ્રમાણમાં તેનો મેળ બેસે છે, તેનાથી ઉતરતી રીતે પીળા સાથે, અને ખુલતા લીલા રંગ સાથે તો તેનો મેળ ઠીક આવતો નથી.

## પ્રકરણ ૧૫ મું.—વિવિધ ગ્રહોના ભિન્ન ભિન્ન રંગ.

" સૂર્યનો રંગ પારા જેવો છે, ને પારાનું નામ વીર્ય છે, તેમાં સાતે રંગ રહેલ છે. તે સૂર્યને સાત મુખવાળો ઘોડો છે એવું પુરાણોમાં લખ્યું છે, કારણ કે તેઓ અશ્વ અને રશ્મિ શબ્દનો ખરો

અર્થ સમજ્યા નથી. વૈદિક સિદ્ધાંત પ્રમાણે અશ્વનો અર્થ અગ્નિ થાય છે, અને રશ્મિનો અર્થ કિરણ થાય છે. ચંદ્રનો રંગ રૂપા જેવો છે. મંગળ તાંબા જેવા રાતા રંગનો છે. બુધ ખુલ્લા પીળા રંગનો છે. બૃહસ્પતિ સુવર્ણ જેવા પીળા રંગનો છે. શુક્ર નીલમણિ જેવો છે. શનિ લોખંડ જેવો છે. કેતુઓ અનિમિત હોવાથી ગણ્યા નથી, અને રાહુ આપણી પૃથ્વીનું જ નામ છે, તેનો રંગ અંધારા જેવો હોવાથી તે બીજા પ્રકાશીત ગ્રહોનાં કિરણને ગ્રહણ કરે છે, એટલે સાત ગ્રહો મળીને વાદળી, લીલો લીંબોઇ પીળો, સોનેરી પીળો, રૂપેરી, પારા જેવો, લોહ જેવો, અને રાતા રંગનું મિશ્રણ થયેલું છે. તેઓ સર્વેને સૂર્યની આસપાસ ફરવાનું અને પૃથ્વી સાથે સંબંધ હોવાથી તેનાં કિરણો જુદા જુદા રંગનાં ચારે બાજુએ ફેલાય છે. પરંતુ તેઓની ગતિ એટલે ચાલ જુદી જુદી હોવાથી એક સરખો રંગ એકજ ઠેકાણે ટકતો નથી, અને તેઓને સૂર્યની આસપાસ ફરવાનું હોવાથી પોતપોતાના જોઇતા રંગનું વીર્ય સૂર્યથી પામી લેઇ પોતાના ચંદ્રથી પોષે છે. પણ જ્યારે જ્યારે પોતાના કિરણની સીધી કે આડકતરી ગતિ થાય છે ત્યારે ત્યારે તે કિરણો સૂર્યનાં કિરણને ભેદીને અથવા તેથી વક્રિભવન પામીને પૃથ્વી ઉપર આવી પડે છે. પૃથ્વી ઉપર સૂર્યનાં પડતાં કિરણોમાં પોતાના કિરણનો વધારો કરી જુદી જુદી જાતની અસર ઉત્પન્ન કરે છે. સૂર્ય ઉષ્ણ છે. ચંદ્ર શીતલ છે. મંગળ ગરમ છે. બુધ નપુંસક છે. બૃહસ્પતિ મેધાવાન છે. શુક્ર સજીવન રાખનાર છે. શનિ લુખો છે. એટલે તેઓના કિરણ પ્રમાણે તેઓના સ્વભાવ છે, અને સ્વભાવ પ્રમાણે ગુણ દેખાડે છે. ”

# પ્રકરણ ૧૬ મું.—મનુષ્ય શરીરમાં રહેલાં રાસાયનિક તત્ત્વોનું પ્રમાણ.

એક પાકી ઉમરે પહોંચેલા અને મજબુત નીરોગ બાંધાના મનુષ્યના શરીરનો ભાર ૧૫૦ રતલ અથવા પોણાચાર મણ હોવો જોઇએ. આટલું વજન નીચે બતાવેલા પદાર્થોનું બનેલું હોય છેઃ—

| | | |
|---|---|---|
| સ્નાયુઓ અને સ્નાયુબંધનો | ૮૧ | રતલ. |
| હાડકાં | ૨૨ | રતલ. |
| ચરબી | ૧૮ | ,, |
| ચામડી | ૭ | ,, |
| મગજ | ૩ | ,, |
| શરીરની અંદરના અવયવો | ૧૨ | ,, |
| લોહી | ૭ | ,, |

શરીરમાં લગભગ $\frac{3}{4}$ પાણી રહેલું છે, અને તેથી ઉપર કહેલા ૧૫૦ રતલ વજનના માણસના શરીરમાં લગભગ ૧૭ ગૅલન અથવા અરધા બૅરલ કરતાં પણ વધારે પાણી હશે.

મુખ્ય મુખ્ય સર્વ જાતનાં રાસાયનિક દ્રવ્યો અથવા તત્ત્વો શરીરમાં હોય છે. શરીરના કુલ વજનમાંથી લગભગ પોણો અથવા $\frac{3}{4}$ ભાગતો ઓક્સીજન અથવા પ્રાણવાયુનો બનેલો હોય છે, જે વાયુ ઘણોજ ઉપયોગી હોઇ સર્વત્ર દુનિયાં પર પ્રસરેલો જોવામાં આવે છે. આ સિવાય પણ નાઇટ્રોજન, હાઇડ્રોજન, ક્લોરિન, ફ્લ્યુઓરિન વગેરે વાયુઓ પણ શરીરમાં માલુમ પડે છે. આવા વાયુઓ ઉપરાંત શરીરમાં કારબન, કૅલ્શીયમ, ફૉસ્ફરસ, સોડીયમ, સલ્ફર અથવા ગંધક,

પૉટેશીયમ, મેગ્નેશિયમ, લોહ, ત્રાંબુ, સીસું, સિલિકન, લિથિયમ, પારો, સોમલ અને બીજા કેટલાક ઘટ્ટ પદાર્થો મળી આવે છે.* આગળ ગણાવેલા પાંચ વાયુઓ, ઓકસીજન, નાઇટ્રાજન, હોઇડ્રોજન, ક્લોરિન, અને ફ્લુઓરિન, મનુષ્ય શરીરમાં કેટલા બધા મોટા જત્થામાં રહેલા હોય છે, તેનો કંઇક ખ્યાલ આપવાની ખાતર જણાવવાની જરૂર છે કે શરીરમાં રહેલા તે વાયુઓને જુદા પાડી એક વાસણમાં ભરવામાં આવે તો તેઓ ચાર હજાર ઘનફુટ જગા રોકે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેમને ભરવા માટે એકવીસ ફૂટ લાંબુ, વીસ ફૂટ પહોળું, અને દશ ફૂટ ઉંચું એવું એક ચોખુણુ વાસણ જોઇએ. શરીરના ઘટ્ટ અથવા સ્થૂલ પદાર્થો જેવા કે કારબન, કૅલશીયમ અથવા ચુનો, સિલિકન, સોડીયમ, પૉટેશિયમ, મૅગ્નેશિયમ, વગેરે સર્વ આપણે જે જમીન પર ચાલીએ છીએ તેની ભીતરમાંજ રહેલાં છે, અને વનસ્પતિના ખોરાકની મારફત તે આપણને મળે છે.

આશરે એકસો મીણબત્તીઓ અથવા (કૅન્ડલ્સ) બને તેટલી ચરબી, એક મહીના સુધી શરીર બરાબર સાફ રાખી શકાય તેટલો સાબુ, આખા કુટુંબને એક વખત મિષ્ટાન્ન બનાવવામાં જોઇએ તેટલી ખાંડ, અને આખા કુટુંબને એક મહિના સુધી ચાલે તેટલું મીઠું, એ સર્વ એક માણસના શરીરમાં ભરેલું હોય છે. માણસના શરીરમાં લોહ બહુ થોડા પ્રમાણમાં હોય છે. એટલે કે જો બધાને એકઠું કરવામાં આવે તો તેમાંથી બે નાના સરખા ખીલા બને, પરંતુ એથી ઉલટું શરીરમાં હાઇડ્રોજન નામના વાયુનું પ્રમાણ એટલું બધું હોય છે કે

* ઉપર ગણાવેલી ચીજોમાંથી તાંબુ, સીસું, પારો, સોમલ વગેરે સ્વાભાવિક રીતે તંદુરસ્ત શરીરમાં ન હોવાં જોઇએ, પરંતુ તે ચીજોની બનેલી દવાઓ ખાઇને મનુષ્યો પોતાના શરીરમાં દાખલ કરે છે.

જો તે વાયુને શરીરમાંથી જુદો પાડી એક બલુનમાં ભરવામાં આવે તો તે બલુન એક માણસને આકાશમાં સહેલાઇથી લઇ જઇ શકે. વળી ત્રણ હજાર લખવાની પેનસીલો બને તેટલો કારબન માણસના શરીરમાં હોય છે. આ કારબનને જો બળતણ તરીકે વાપરવામાં આવે તો એક બે કલાક સુધી તેનાથી ભડભડાટ અગ્નિ સળગ્યા કરે. ખરી રીતે જોઇએ તો શરીરમાં પણ આ કારબન બળતણ તરીકેજ વપરાય છે, અને એ બળતણમાંથી જે શક્તિ મળે છે તેનો ઉપયોગ એક સાધારણ બૉઇલરમાં જે પ્રકારનો કરવામાં આવે છે તેજ પ્રકારનો ઉપયોગ શરીરમાં પણ થાય છે. એટલે કે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો શરીરને ગરમાવો આપવાનું અને કામ કરવાની શક્તિ આપવાનું કામ આ કારબન નામનું બળતણ કરે છે.

એકસો ને ચોપન રતલ વજનના એક પુખ્ત વયના મનુષ્યના શરીરમાં ભિન્ન ભિન્ન રાસાયનિક તત્ત્વો કેટલા કેટલા પ્રમાણમાં રહેલાં છે તે નીચેના કોષ્ટક ઉપરથી જોઇ શકાશેઃ—

| તત્વો | રતલ. | ઔંસ. | ગ્રેન. |
|---|---|---|---|
| પાણી ... ... ... | ૧૧૧ | ૦ | ૦ |
| જીલેટીન ... ... ... | ૧૫ | ૦ | ૦ |
| ચરબી ... ... ... | ૧૨ | ૦ | ૦ |
| ઍલબ્યુમેન... ... ... | ૪ | ૩ | ૦ |
| કેબ્રિમ ... ... ... | ૪ | ૪ | ૦ |
| ફૉસફેટ ઑફ લાઇમ ... ... | ૫ | ૧૩ | ૦ |
| કારબોનેટ ઑફ લાઇમ... ... | ૧ | ૦ | ૦ |
| ફ્લ્યુઓરાઇડ ઑફ કેલ્શિયમ ... | ૦ | ૩ | ૦ |
| ક્લોરાઇડ ઑફ સોડીયમ ... | ૦ | ૩ | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ક્લોરાઇડ ઑાફ પૉટૅશિયમ | ... | ૦ | ૦ | ૧૦ |
| સલ્ફેટ ઑાફ સોડા ... | ... | ૦ | ૧ | ૧૭૦ |
| કારબોનેટ ઑાફ સોડા... | ... | ૦ | ૧ | ૭૨ |
| ફૉસફેટ ઑાફ સોડા ... | ... | ૦ | ૦ | ૪૦૦ |
| સલ્ફેટ ઑાફ પૉટૅશ ... | ... | ૦ | ૦ | ૪૦૦ |
| પર ઑાકસાઇડ ઑાફ આયર્ન | ... | ૦ | ૦ | ૧૫૦ |
| ફૉસફેટ ઑાફ પૉટૅશ ... | ... | ૦ | ૦ | ૧૦૦ |
| ફૉસફેટ ઑાફ મેગનેશિયા | ... | ૦ | ૦ | ૭૫ |
| સિલિકા ... ... | ... | ૦ | ૦ | ૩૦ |
| | | ૧૫૪ | ૦ | ૦ |

## પ્રકરણ ૧૭ મું.—જુદા જુદા રંગના પ્રકાશમાં સૂક્ષ્મરૂપે રહેલાં ખનિજ તત્વો.

**લાલ પ્રકાશમાં** રહેલાં તત્વો—નાઇટ્રોજન, ઓકસીજન, બેરિયમ, જસત, સ્ટ્રૉન્ટીઅમ, કેડમિઅમ, રૂબીડીઅમ.

**રાતા નારંગી** પ્રકાશમાં રહેલાં તત્વો–હાઇડ્રોજન, ઑાકસીજન, નાઇટ્રોજન, કેલ્સિઅમ, બેરિયમ; લોહ, તામ્ર, સ્ટ્રૉન્ટીયમ, કેડમિયમ. આ રંગ સામાન્ય રીતે લાલ તરીકે ઓળખાય છે અને તે રંગનું વિશુદ્ધ સ્વરૂપ મનાય છે.

**નારંગી પ્રકાશમાં** રહેલાં તત્વો—ઑાકસીજન, કેલ્શિયમ, લોહ, નિકલ, જસત, કૉબૉલ્ટ, રૂબીડીયમ, અલ્યુમિનમ, ટિટેનિયમ.

**પીળા નારંગી** પ્રકાશમાં રહેલાં તત્વો—કાર્બન, નાઇટ્રોજન, સોડિયમ, નિકેલ, જસત, કોબૅાલ્ટ, મેગેનીઝ, ટિટેનિયમ. રંગની બહુ સૂક્ષ્મ પરીક્ષા કરવાની જેમને ટેવ ન હોય તેઓ આ રંગને પીળો રંગજ ગણે છે.

**પીળા** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—કાર્બન, નાઇટ્રોજન, ઑાક્સીજન, કેલ્શિયમ, બેરિયમ, લોહ, ક્રોમિયમ, નિકેલ, તામ્ર, જસત, સ્ટ્રૉન્ટીયમ, કેડમિયમ, કોબૅાલ્ટ, મેંગેનીઝ, એલ્યુમિનમ, ટિટેનિયમ.

**પીળાશ પડતા લીલા** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—કાર્બન, નાઇટ્રોજન, ઑાક્સીજન, સોડિયમ, કેલ્શિયમ, બેરિયમ, મેગ્નેશિયમ, ક્રોમિયમ, નિકેલ, તામ્ર, સ્ટ્રૉન્ટીયમ, કેડમિયમ, કોબૅાલ્ટ, રૂબીડીયમ, એલ્યુમિનમ, ટિટેનિયમ.

**વાદળી લીલા** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—કાર્બન નાઇટ્રોજન, હાયડ્રોજન, સોડીયમ, લોહ, નિકેલ, તામ્ર, જસત, કોબૅાલ્ટ, મેંગેનીઝ, ટિટેનિયમ.

**વાદળી** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—ઑાક્સીજન, નાઇટ્રોજન, બેરિયમ, મેગ્નેશિયમ, ક્રોમીયમ, નિકેલ, તામ્ર, જસત, સ્ટ્રૉન્ટીયમ, કેડમિયમ, કોબૅાલ્ટ, મેંગેનીઝ, એલ્યુમિનમ, ટિટેનિયમ.

**ગળીયલ વાદળી** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—ઑાક્સીજન, નાઇટ્રોજન, લોહ, કેલ્શિયમ, મેગેનીઝ, ટિટેનિયમ.

**ગળીઓલ** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—ઑાક્સીજન, હાઇડ્રોજન, કાર્બન, લોહ, ક્રોમિયમ, તામ્ર, સ્ટ્રૉન્ટીયમ, ટિટેનિયમ.

**જાંબલી ગળીયલ** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—ઑાક્સીજન,

નાઇટ્રોજન, કાર્બન, લોહ, કેલશિયમ, કોબૉલ્ટ, રૂબીડીયમ, મેંગેનીઝ, ટિટેનિયમ.

**જામલી** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—નાઇટ્રોજન, ઑક્સીજન, બેરિયમ, લોહ, સ્ટ્રૉન્ટીયમ, મેંગેનીઝ.

**ઘેરા જામલી** રંગના પ્રકાશમાં રહેલાં તત્વો—હાઇડ્રોજન, કેલશીયમ, એલ્યુમિનમ.

અગાઉ જણાવી ગયા છીએ કે અતિશય ઉષ્ણતાવાળા દિપ્તીમાન વાયુઓના સમૂહનો સૂર્ય બનેલો છે તેથી સૂર્યમાં જે જે ખનિજ દ્રવ્યોમાં રહેલાં છે તે બધાં વાયુરૂપેજ ત્યાં અસ્તિત્વ ધરાવે છે. હવે વિજ્ઞાનશાસ્ત્રે એમ સાબિત કરેલું છે કે જ્યારે કોઇ પણ પદાર્થ અત્યંત ગરમીને લીધે વાયુમય સ્થિતિએ પહોંચે છે ત્યારે તે પદાર્થનાં અણુઓ ( Molecules ) ની વચ્ચે રહેલું આકર્ષણ તદ્દન નાશ પામે છે એટલુંજ નહિ પણ અન્ય અંતરાય ન હોય તો પ્રત્યેક અણુ પોતાના સજાતીય અણુથી બને તેટલું દૂરમાં દૂર જતું રહેવા પ્રયત્ન કરે છે. હવે સુર્ય ઉપર પણ ગુરૂત્વાકર્ષણને લીધે તેનાં બન્ધારણના સ્થૂળ અણુઓ તો ઉડીને જતાં રહેતાં નથી પણ મધ્યબિન્દુ તરફ ખેંચાતા રહે છે. છતાં ઉપર કહેલા, વાયુઓમાં પ્રવર્તતા, સજાતીય તત્વો વચ્ચેના પ્રત્યાકર્ષણના, નિયમ પ્રમાણે પરમાણુઓ (Atoms) કરતાં પણ બેહદ સૂક્ષ્મ અંશો ઉછળીને પ્રકાશરૂપે પૃથ્વીપર આવે છે. આ ઉપરથી સમજી શકાશે કે તડકામાં અગર કોઇ એક રંગીન પ્રકાશમાં આપણે બેસીએ છીએ ત્યારે તે પ્રકાશની મારફત અમુક અમુક ધાતુઓનાં બેહદ સૂક્ષ્મ ઘટકો આપણા શરીરમાં દાખલ થાય છે. દાખલા તરીકે ઘેરા જામલી રંગના પ્રકાશમાં બેસનાર મનુષ્યના શરીરમાં હાયડ્રોજન, કેલશિયમ અને એલ્યુમિનમ એ દ્રવ્યોના પરમાણુઓ

( Atoms ) કરતાં પણ અતિસૂક્ષ્મ ઘટકો અવશ્યમેવ દાખલ થાય છેજ અને હોમિયોપેથિક દવાઓ કરતાં પણ વધારે સચોટ રીતે અસર નિપજાવે છે.

રંગોમાં જેમ લાલ, પીળો અને વાદળી એ ત્રણ મુખ્ય છે તેમ રાસાયણિક તત્વોમાં હાયડ્રોજન, કાર્બન અને ઑક્સીજન મુખ્ય છે. જેના વડે જાતજાતની શર્કરાઓ, ગુંદરો, શ્વેતસાર કે ગોધૂમ તત્વો ( સ્ટાર્ચ ), પથ્થર જેવાં તત્વો, મદ્યસાર ( ઑલ્કોહોલ ), અમ્લતત્વો અને વનસ્પતિનો ઘણો મોટો ભાગ બનેલો છે.

## પ્રકરણ ૧૮ મું.—રંગ અને ચક્ષુઓના સંબંધ વિષે.

આ વિષયમાં જનમંડલનું જ્ઞાન બહુજ અલ્પ છે. રેતાળ મેદાનો ઉપર થઇને પસાર થતી વખતે, અગર સમુદ્ર કિનારે સૂર્યના પ્રખર પ્રકાશમાં ખુલ્લી આંખે ચાલવાના પ્રસંગે, આસમાની રંગનાં, ધુંધળા રંગનાં ચશ્માં પહેરવાનું આપણને વધારે સગવડ ભરેલું લાગે છે. પરંતુ આ દિશામાં વધારે શોધખોળ કરવાની આપણે તસ્દી લેતા નથી તેમજ તેવા અનુભવ વડે સમજાતો અને નિગૂઢ રીતે પ્રવર્તતો નિયમ સ્પષ્ટરીતે સમજાવવા આપણે કાળજી રાખતા નથી. એટલી વાત ખરી છે કે આ વિષય સંબંધી તૈયાર સામગ્રી બહુજ અલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ છે છતાં કેટલીક બાબતો જાણવા જેવી અને ઉપયોગી છે. પ્રોફેસર ટીકેનર ( Prof. Titchener) કહે છે કે "આંખને સારી રીતે સમજવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે છબી પાડવાના કેમેરા તરીકે આંખનો વિચાર કરવો.

આંખના આગળના ભાગ ઉપર પોતાની મેળે જોઇએ તે પ્રમાણમાં ઓછો વધારે ઉઘડતો કે બંધ થતો પડદો છે. આ પડદા ( કીકી અથવા રતન ) પાછળ એક બહિર્ગોળ પારદર્શક કણ આવેલો છે જે આગળ પાછળ હઠવાને બદલે પોતાના ગોળાકારત્વને વધારી ઘટાડી પ્રકાશનાં કિરણોને યોગ્યરીતે કેંદ્રિત કરે છે. આ બહિર્ગોળ પારદર્શક કણની પાછળ અંધાર કોટો આવેલો છે જેની સામે છેડેની અંદરની બાજુ પ્રકાશગ્રાપક ( Sensitive ) સૂક્ષ્મ પડથી છવાયલી હોય છે. તેના ઉપર જ્ઞાનતંતુઓની જાળ પથરાયલી હોય છે અને તે નેત્ર દર્પણ ( Retina )ની ગરજ સારે છે. તેના ઉપર બહારથી જોયેલી ચીજોનાં પ્રતિબિંબ કે ચિત્રો પડે છે. આ સૂક્ષ્મપડ ગમે તેટલી ઝડપથી બદલાઇને આપોઆપ નવું નવું બની શકે છે, જેને લીધે એક પછી એક અનેક છબીઓ તેનાપર ઉતારી શકાય છે. જેમ ફોટોગ્રાફના કાચ ઉપર પ્રકાશનાં કિરણોની રાસાયણિક ક્રિયા થાય છે તેવાજ પ્રકારની રાસાયણિક ક્રિયા આ આંખની અંદરના સૂક્ષ્મપડ ઉપર પણ થતીજ રહે છે."

પાશ્ચાત્ય વૈજ્ઞાનિક વિકાસવાદ એમ જણાવે છે કે આદિ મનુષ્યનાં નેત્ર ફક્ત શ્વેત, કૃષ્ણ અને રાખોડીયા રંગનેજ પારખી શકતાં હતાં. પરંતુ લાખો વર્ષોના વિકાસને પરિણામે હાલમાં માનવનેત્રો કાળા, ધોળા અને રાખોડીયા રંગ ઉપરાંત ૩૦,૦૦૦ કરતાં પણ અધિક રંગ પારખી શકે છે. કાળા, ધોળા અને રાખોડીયા રંગ એ તો માત્ર પ્રકાશના ઓછા વધારે પ્રમાણ યા અભાવ રૂપજ છે. પણ રંગ એ એક અલગ વાત છે કારણ કે વર્ણાન્ધ મનુષ્યો જેઓ રંગ જોઇ શકતા નથી તેઓ પણ કાળા, ધોળા અને રાખોડીયા રંગ તો દેખી શકે છે. પણ જેઓને પ્રકાશાન્ધતા અથવા અજવાળુંજ ન દેખાય

એવો અંધાપો આવેલો હોય છે તેઓ તો કાળું, ધોળું કશુંજ દેખી શકતા નથી. નેત્રદર્પણનો મધ્ય ભાગ વધારે ગુંચવણ ભરેલા મિશ્ર બન્ધારણવાળો હોય છે અને તેજ ભાગવડે આપણે વિવિધપ્રકારના રંગો જોઇ શકીએ છીએ. નેત્રદર્પણની કિનારીઓ આગળ તો આપણે ફક્ત પ્રકાશ અથવા ચળકાટજ જોઇ શકીએ છીએ. આખા નેત્રદર્પણ ( Retina ) માં મધ્યબિન્દુ સમીપ આવેલા પીતપ્રદેશ ( Yellow Spot ) માં જોવાની શક્તિ વધારેમાં વધારે પૂર્ણત્વવાળી હોય છે. આ પીતપ્રદેશ આગળનો ભાગ કેટલાક પ્રમાણમાં જાડો થયેલો હોય છે પરન્તુ તેના બરોબર મધ્યમાં તો ખાડો હોય છે. વળી જ્યાં આગળ આંખનો મુખ્ય જ્ઞાનતંતુ જેને ઓપ્ટિક નર્વ્હ કહે છે તે જ્યાં આગળ દાખલ થાય છે તે નેત્રદર્પણના બરોબર મધ્યબિન્દુ આગળ તો એક અંધપ્રદેશ ( Blind Spot ) હોય છે.

આપણે રંગ શી રીતે જોઇ અને પારખી શકીએ છીએ તે સમજાવવું મુશ્કિલ છે. લીપઝીકના વિશ્વવિદ્યાલયના પ્રોફેસર હેરિંગના આ સંબંધીના મતનો સાર નીચે પ્રમાણે છેઃ—" જોવાનું કામ કરનારી જે આંતરિક ગોઠવણ આપણી આંખમાં કરેલી છે તેમાં ત્રણ જુદી જુદી જાતના રાસાયણિક પદાર્થો મુકેલા છે જે દરેકપર પ્રકાશની ભિન્ન ભિન્ન જાતની અસર થાય છે. આ દરેક પદાર્થમાં પ્રથક્કરણ અને સંયોગીકરણ એવી બે પ્રકારની રાસાયણિક ક્રિયાઓ પ્રકાશને લીધે હમેશાં થયા કરે છે. ઉપર કહેલા ત્રણ પદાર્થોમાંથી એકના વડે આપણને ધોળાશ અને કાળાશનું ભાન થાય છે, બીજામાં લીલાશ અને રતાશનું, અને ત્રીજામાં આસમાની રંગનું અને પીળારંગનું જ્ઞાન થાય છે. આ રીતે કુલ ૭ જાતની જુદી જુદી રાસાયણિક ક્રિયાઓ નેત્રદર્પણમાં પ્રાધાન્યપણે પેદા કરી શકાય છે. અને આવી મુખ્ય ૭ લાગણીઓ ઉપરથી બીજી અનેક મિશ્ર લાગણીઓ

જે વિવિધ રંગોવડે પેદા થાય છે તેને આપણે અભ્યાસ વડે અનુભવી અને ઓળખી શકીએ છીએ. દાખલા તરીકે આછા જામલીરંગને જોતી વખતે આપણી આંખમાં સફેદ, લાલ અને આસમાની એ ત્રણે પ્રકારનાં તત્ત્વોમાં રાસાયણિક ક્રિયાઓ ચાલવા લાગે છે. અને તે ત્રણે ક્રિયાઓની ભેગી અસર તરીકે આછા જામલીરંગનું જ્ઞાન પુરૂ પાડવાની તેમના ઉપર ફરજ નાંખેલી હોય છે. ધોળા અને કાળા રંગને પારખનાર પદાર્થ ઉપર હરેક જાતના પ્રકાશની અસર થાય છે, પરંતુ બાકીના બીજા પદાર્થો ઉપર તો માત્ર અમુક જાતના રંગોજ અસર કરી શકે છે. જો લાલ અને લીલા રંગનો પ્રકાશ નેત્રદર્પણના એકજ ભાગ ઉપર એકી વખતે પડે છે તો તે રંગો એક બીજાનો પ્રતિકાર કે વિરોધ કરી માત્ર રાખોડીયા રંગનીજ લાગણી ઉત્પન્ન કરે છે. પીળા અને આસમાની રંગની બાબતમાં પણ આમજ બને છે. પરંતુ જો કાળો અને સફેદ રંગ નેત્રદર્પણના એકજ ભાગ ઉપર એકી વખતે પડે છે તો તે બે રંગનું મિશ્રણ જે રાખોડીયો રંગ તેજ આપણા જોવામાં આવે છે. એટલે કે ઉપર કહ્યું તેમ લીલો અને લાલ રંગ એક બીજાનો નાશ કરે છે તેમ કાળાનો નાશ સફેદથી થઇ જતો જણાતો નથી. પણ ખરી રીતે જોતાં તો કાળો અને સફેદ રંગ પરસ્પરનો નાશ નેત્રદર્પણમાં કરે છે. કેમકે રાખોડીયા રંગને પારખનાર કોઇ સ્વતંત્ર સાધન મનુષ્યની આંખમાં નથી." રાતો, પીળો, લીલો અને આસમાની એ મુખ્ય ચાર રંગોના સફેદ અને કાળા રંગની સાથે વિવિધપ્રકારનાં મિશ્રણો થવાથી મનુષ્યની આંખવડે જોઇ શકાતા સર્વે રંગોનું જ્ઞાન આપણને થાય છે એમ મનાય છે.

સર ડેવીડ બ્રુસ્ટર ( Sir David Brewster ) એમણે નીચે લખ્યા પ્રમાણે બહુ કાળજીથી એક ઘણો જાણવા જેવો પ્રયોગ

કરી જોયો હતો. પ્રથમ થોડીવાર ઘણાજ ચકચકીત રંગો—દાખલા તરીકે, લાલ, નારંગી, પીળો—ઉપર અનિમિષ રીતે તાકીને જોયા પછી તેજ આંખ કેવળ શ્વેત રંગ ઉપર લઇ જઇને સ્થિર કરી (અગરતો આંખને તદ્દન બંધ કરી દીધી હોત તો પણ ચાલત), અને તેમ કરવાથી અંદર કેવા રંગની છાપ (Subjective colour impression) પડે છે તે ધ્યાનમાં રાખ્યું. તો તે ઉપરથી એમ માલૂમ પડયું કે નારંગી રંગ તરફ ત્રાટક કર્યા પછી દૃષ્ટિ ખસેડી લેતાં અન્તરમાં ગળીયલ રંગનુંજ ભાન થાય છે. જુદા જુદા રંગો વિષે આવો અનુભવ લેઇ જોયા પછી એમ સાબિત થયું કે દરેક દાખલામાં જોયેલા રંગનો અનુપૂરક પ્રતિસ્પર્ધી રંગજ અન્તરમાં હમેશાં જણાય છે. આ અને એવાજ બીજા પ્રયોગોને આધારે, તથા સજાતીયના પ્રત્યાકર્ષણ અને વિજાતીયના આકર્ષણના વર્ણ વિષયક રાસાયણિક સિદ્ધાન્તને અનુસરીને, ડૉ. બૅબિટે સરળ અને બંધબેસતો નિયમ આપણે રંગ શી રીતે જોઇ શકીએ છીએ તે વિષે બાંધ્યો છે. આંખની અંદરનો પડદો જેને નેત્રદર્પણ (Retina) કહે છે તેની સપાટી ઉપર ગોળ લાકડીના કટકા જેવા અને શંકુ આકારના પુટ અથવા ગોલક અણુઓ પથરાયલા હોય છે, અને તેમાંનો દરેક એક જ્ઞાનતંતુના રેષાવડે મગજ સાથે જોડાયલો હોય છે. આવા ૨૫૦,૦૦૦ (અઢીલાખ) જ્ઞાનતંતુના રેષાઓના ઝુડાનો ઓપ્ટિક નર્વ્હ બનેલો છે, અને જો આપણે એમ માની લેઇએ કે તેમાંના કેટલાક એક પ્રકારના રંગથી ઉશ્કેરાય છે, અને બીજા કેટલાક બીજા રંગની અસર ગ્રહણ કરી શકે છે; અને તેવી રીતે લાલથી આરંભીને જામલી રંગ પર્યન્તના સર્વે વિવિધ વર્ણોને માટે અલગ અલગ પુટ અને જ્ઞાનતંતુના રેષાઓ નિર્માણ થયેલા હોય છે, તો રાસાયણિક આકર્ષણના ઉપર જણાવેલા સિદ્ધાન્તોની આધારે એમ બનવાનો સંભવ છે

કે દરેક નળાકાર અને શંકુઆકાર પુટ પોતાથી વિજાતીય રંગની અસર ગ્રહણ કરીને મગજ તરફ મોકલે છે. આવી રીતે એક રાતો પુટ વાદળી—નારંગી કિરણ, અને નારંગી પુટ ગળીયલ કિરણ, તથા પીળો પુટ જામલી કિરણને આકર્ષશે. જોવાની ક્રિયાના આવા પ્રકારના ખુલાસાની સત્યતા બીજી ઘણી વાતોથી સાબિત થાય છે. અને વળી આ સિદ્ધાન્તને આધારે વર્ણાન્ધિતાનો ઉપચાર કરવાનો માર્ગ પણ જડે છે. દાખલા તરીકે જો કોઇ એક મનુષ્યને રાતો રંગ દેખાતોજ ન હોય તો તે ઉપરથી એમ સાબિત થાય છે કે તેની આંખની અંદરના આસમાની પુટને ચેતન આપવાની જરૂર છે. અને વિજાતીય પરસ્પરને આકર્ષે અને ઉશ્કેરે છે તેથી એક આસમાની કાચની મારફત બહુ તેજસ્વી પ્રકાશ સામે દર્દીએ જોઇ રહેવું જોઇએ. અને તેમ કરવાથી લાલ રંગ જોવાની તેની શક્તિ સુધરશે એમ માનવાને સબળ કારણો છે. બીજા રંગોની બાબતમાં પણ આજ નિયમ લાગુ પડે છે. દાખલા તરીકે જો કોઇ મનુષ્યને બધી ચીજો કોઇ એકજ ખાસ રંગની હોય એવું દેખવાનો રોગ થયો હોય તો તેના અનુપૂરક પ્રતિસ્પર્ધી રંગ ( Affinitive contrasting colour ) નો ઉપયોગ થવાથી તે વધેલો રંગ દબાશે અને ખુટેલા રંગની ખોટ પુરાશે. એક ગૃહસ્થને બધી ચીજો હમેશાં આસમાની રંગનીજ દેખાતી હતી અને ઓષધોપચારથી તે વિક્રિયા દૂર થઇ શકી નહોતી. તેને દરેક વખત લાગલાગટ દશ મિનિટ સુધી લાલ કાચની મારફત સૂર્ય સામે જોવરાવવાથી ફક્ત ત્રણ દિવસમાંજ તે વિકાર દૂર થઇ ગયો હતો. આસમાની રંગ ન દેખાવાનો વ્યાધિ તો ભાગ્યેજ કોઇને થાય છે, પરંતુ લાલ અને લીલો રંગ ન દેખાવાનો રોગ તો પ્રમાણમાં વધારે જોવામાં આવે છે.

# પ્રકરણ ૧૯ મું:–પ્રાણશક્તિદાતા સૂર્ય.

સૂર્યમાં આખા જગતને જીવન અને બળ પુરૂં પાડવા જેટલું સામર્થ્ય કયાંથી આવતું હશે તે વાત સમજાવવા માટે જડવાદી વિદ્વાનો બહુ મથે છે, અને કાંઇ કાંઇ વિચિત્ર તર્કો કર્યા કરે છે. તેજ પ્રમાણે સૂર્યમાંથી હમેશાં અગણિત બળ વહી જતું હોવાથી આખરે સૂર્ય છેકજ બળ વગરનો થઇ જઇ, જગતને પ્રકાશ તથા ગરમી અને જીવનબળ આપવાને કેવળ અશક્ત બની નાશ કયારે પામશે, તેનો હિસાબ કાઢવા પણ તેઓ મથે છે. સૂર્યને નિર્જીવ ધગધગતો ગોળોજ કલ્પવામાં આવા જડવાદીઓ કેટલી ભૂલ કરે છે. તે વિષે ટીકા કરતાં જાણીતા થીઑસૉફીસ્ટ લેખક **સી. લેડબીટર** પોતાના Sun as a Center of Viality અર્થાત્ " **પ્રાણશક્તિદાતા સૂર્ય** " નામના એક લેખમાં લખે છે કેઃ—

" આધુનિક ખગોળ શાસ્ત્રીઓની માન્યતા એવી છે કે તે પ્રતિદિન સંકોચાતો જાય છે, તેને લીધે આટલી ઉષ્ણતા પ્રકટ થાય છે; અને તે અનુમાનને અનુસરી તેઓ એવી પણ ગણતરી કરવા લાગ્યા છે કે એ સૂર્યના અસ્તિત્વનો કેટલો કાળ વ્યતીત થયો અને કેટલો શેષ રહ્યો છે. ભૂતકાળનાં તેમજ ભવિષ્યકાળનાં વર્ષોની સંખ્યા તેમની ગણત્રી પ્રમાણે થોડાં લાખ વર્ષોની થાય છે, બીજી બાજુથી ભૂસ્તરવેત્તાઓ એવો દાવો કરે છે કે આપણી પૃથ્વી ઉપરજ કેટલીક ક્રિયાઓ અને વ્યવસ્થા પૂર્વકના ફેરફારો કરોડો કે અબજો વર્ષો સુધી ચાલુ રહ્યાના ખાત્રીલાયક પુરાવા મોજુદ છે. થોડા સમય ઉપર "રેડીયમ" નામની એક વસ્તુની શોધ કરવામાં આવી છે તેનાં લક્ષણ ઉપરથી એવું સિદ્ધ થયું છે કે પ્રથમનાં અનુમાન ટકી શકે તેવાં નથી. પરંતુ

એટલું છતાં તેઓ સૂર્ય સંબંધી વાસ્તવિક હકીકત શું છે તેનો સરળ ખુલાસો કરવા સમર્થ થયા નથી.

"મનુષ્ય શરીરની અંદર કે ઉપર રહેતો કોઇ બુદ્ધિમાન જંતુ કે "માઇક્રોબ" મનુષ્ય શરીરની ગરમી વિષે જેવા તર્ક કરે તેવાજ પ્રકારનું વર્તન આ જડવાદીઓ સૂર્યની ગરમી વિષે તર્ક કરતાં ચલાવે છે. મનુષ્ય શરીરપર બેઠેલો એક જંતુ પોતે એવું અનુમાન કરે કે આ શરીરમાંથી આસપાસની હવામાં ગરમી સતત જતી રહેતી હોવાથી તે ક્રમે ક્રમે શીતળ થતું જાય છે, અને તેની ગણુતરી પ્રમાણે અમુક કલાક કે મીનીટો પછી તે કેવળ ઠંડુગાર થઇ જવાથી તેનું અસ્તિત્વ હોવાનો સંભવ નથી. પરંતુ જો તે જંતુનું આયુષ્ય તે મનુષ્ય શરીરના જેટલું લાંબું પહોંચે તો તેના જાણુવામાં આવી શકે કે તેના અનુમાન પ્રમાણે તે ઠંડુ થતું નથી, અને તે જ્ઞાન થવાથી તેમાં કોઇ બીજો ભેદ છે એમ તેના જાણુવામાં આવે. અને ત્યારે તેને કદાપિ સત્ય વાતનું જ્ઞાન થાય કે તે જે વસ્તુની પોતે ગણુતરી કરે છે તે ક્રમે ક્રમે ઠંડો પડતો અગ્નિ નથી પણ સજીવન વ્યક્તિ છે, તેથી જ્યાં સુધી તે વ્યકિતમાં જીવન રહેશે ત્યાં સુધી એ ઉષ્ણુતા ઓછી થવાની નથી. તદનુસાર જો મનુષ્યો સૂર્યની સ્થિતિ વિચારે કે તે તો માત્ર ઇશ્વરનું પ્રાદુર્ભાવ પામેલું રૂપ છે. તેમાં મહાન દેવતા સ્થિત થયેલા છે, અને જ્યાં સુધી આ સૂર્ય મંડળનો વિકાસક્રમ પૂર્ણ થાય ત્યાં સુધી તે દેવ તેના સૂર્યરૂપી શરીરની ઉષ્ણુતા નિશ્ચયપૂર્વક ટકાવી રાખનાર છે, એવું સમજવામાં આવે છે.

"સૂર્યના પ્રકાશથી આપણુને જે આનંદ તથા સુખ થાય છે, તેનો સર્વને અનુભવ છે, પરંતુ એવી લાગણી કેમ પેદા થાય છે, તેનું કારણુ તો માત્ર ગુપ્તવિદ્યાના અભ્યાસીઓનેજ સંપૂર્ણ રીતે વિદિત છે. હાલનું વિજ્ઞાન શાસ્ત્ર તો એટલુંજ જાણે છે કે સૂર્ય તેના આખા મંડ-

ળમાં પ્રકાશ અને ઉષ્ણતાજ પ્રસારે છે. પરંતુ જડવાદી વિદ્વાનો જેનું રહસ્ય હજી સમજી શક્યા નથી તેવી જીવનશકિત કે પ્રાણબળનું સૂર્ય સર્વદા સિંચન કર્યા કરે છે તે વાત બહુજ અગત્યની અને જાણવા જેવી છે, એ જીવનબળનું સૂર્યમંડળમાં સર્વત્ર વહન ચાલ્યા કરે છે, અને પ્રત્યેક ભૂમિકામાં તે જોવામાં આવે છે. પણ અત્યારે આપણે છેક નીચેની ભૂમિકામાંજ શું બને છે તે જોવાનું છે. અહિં તે સ્થૂળ પરમાણુઓમાં પ્રવેશ કરી તેને અત્યંત ચંચળ કરે છે, તેમાં જીવન પ્રદર્શિત કરે છે, અને તેમને તેજસ્વી બનાવે છે.

"જેમનામાં જીવન છે એ સર્વ કોઇ ઉપર કહી તે પ્રાણશકિતનું શોષણ કરે છે, કારણ કે તેઓના જીવન માટે પુરતી પ્રાણશકિત તેઓને હમેશાં જોઇયે છે. પશુ તથા મનુષ્ય તે શકિતનું શોષણ તેઓના "ઇથૅરિક" શરીરના પ્રાણમય કોશના ચક્રદ્વારા શોષણ કરે છે. એ ચક્ર સ્થૂળ શરીરમાં પ્લીહા ( Spleen )ની નજીકમાં છે."

હવે નવાઇ જેવું તો એ છે કે દરેક મનુષ્યના શરીરમાં રહેલું આ ચક્ર જેની મારફત સૂર્યમાંથી વહેતું જીવનબળ દાખલ થઇ તેને જીવતું રાખી શકે છે તે ચક્રને ઇંગ્રેજી ભાષામાં લાંબા કાળથી "સોલર પ્લેક્સસ" Solar Plexus કહેવામાં આવે છે. આ ઇંગ્રેજી નામનો જો શબ્દાર્થ કરીયે તો તે "સૂર્ય ચક્ર" એવો થઇ શકે. આ ચક્ર સંબંધી વિવેચન કરતાં શ્રી "ધન્વંતરિ" ના તંત્રીએ સન ૧૯૦૯ ના જાન્યુઆરીના અંકમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"નાભિ પ્રદેશમાં જ્ઞાનતંતુઓનો સમૂહ છે. પાશ્ચાત્ય વિદ્વાનો તેને "સોલર પ્લેક્સસ" કહે છે તેજ આપણા "મણિપુર ચક્ર"નું સ્થાન છે. આ સ્થાનને આપણા લોકો પ્રાકૃતમાં નાભિસ્થાન અથવા આંબોઇ ( પીચોટી ) ના નામથી ઓળખે છે. ચર્મચક્ષુથી એ સ્થાનને જોતાં

તે એક જ્ઞાનતંતુની જાળ છે એમ જણાય છે, અને તેજ પ્રમાણે પાશ્ચાત્ય શારીરશાસ્ત્રના શોધકોએ તેનું વર્ણન કરેલું છે. પરંતુ દિવ્ય ચક્ષુથી જોનાર યોગીમહાત્માઓ શરીરમાં તેને એક અગત્યનું ચક્ર માને છે. આ ચક્રમાં અર્થાત નાભિમાં મનનું સ્થાન છે, એમ યોગીઓ કહે છે. માનસિક વ્યાપારોનો મોટો ભાગ મગજમાં થાય છે. તેથી મનનું સ્થાન મગજ છે, તોપણ શરીરના અભ્યંતર મુખ્ય અવયવોનું નિયામક અને ચાલક આ નાભિસ્થાન મન હોવાથી યોગી મહાત્માઓએ આ મનને વિશેષ મહત્વ આપ્યું છે. મગજ જેમ ધોળા અને ભુખરા રંગના માવા જેવા પદાર્થનું બનેલું છે તેમ આ ચક્ર પણ તેવાજ પદાર્થનું બનેલું છે. સૂર્યમાંથી જે જીવનતત્વ શરીરમાં શોષાય છે તેનો સંચય આ ચક્રમાં થાય છે. અને તેથી શરીરમાં આ ચક્ર જીવનતત્વનો ભંડાર છે. સૂર્યમાંથી જેમ આખા વિશ્વને પ્રકાશ અને ચૈતન્યની પ્રાપ્તી થાય છે, તેમ આ ચક્રમાંથી આખા શરીરના સર્વ અવયેવોને સૂર્યમાંથી ગ્રહણ કરેલું જીવનતત્વ પ્રાપ્ત થાય છે, અને તેથી સર્વ અવયવો પુષ્ટ બળવાન થાય છે. મગજની શક્તિઓનો મોટો આધાર પણ આ ચક્રમાંથી પ્રાપ્ત થતા જીવનતત્વ ઉપર રહેલો છે. તેથીજ આ ચક્રના સ્થાનને મહત્વ આપેલું છે. શ્વાસાદિક ક્રિયાઓનો મોટો આધાર પણ નાભિસ્થાનજ છે—નાભિસ્થાને મણિપુર ચક્ર છે. જ્યાં 'કુંડલિની શક્તિ' નું સ્થાન છે."

આ મણિપુર ચક્ર મારફત સૂર્યમાંથી શરીરમાં દાખલ થતો જીવનતત્વનો પ્રવાહ કેવલ શ્વેતવર્ણનો હોય છે. પરંતુ શરીરની અંદર પ્રવેશ્યા પછી તેનું પૃથક્કરણ થવા માંડે છે. હવે જેમ તદ્દન નિર્મલ જળ પણ જેવા પાત્રમાં ભરવામાં આવે છે તેવા રંગનું તે દેખાય છે, અને મલીન પદાર્થોના સંગાતે ભળતાં મલીન બને છે, તથા જેમ જૂદા જૂદા રંગના ફાનસમાં મૂકેલા દિવા જૂદા જૂદા રંગનો પ્રકાશ આસપાસ ફેલાવે છે,

તેવીજ રીતે સૂર્યમાંથી કેવલ શુદ્ધ સફેદ વર્ણના જીવનપ્રવાહ જૂદાં જૂદાં શરીરોમાં દાખલ થયા પછી ભિન્ન ભિન્ન જાતિના રંગમાં બદલાઇ જાય છે. ઉત્તમ, મધ્યમ, કે કનિષ્ટ એમાંથી જેવા પ્રકારનાં તત્વોમાંથી રચાયલાં શરીર કે મનના સંબંધમાં તે જીવનતત્વ આવે છે તેવો તેનો વર્ણ પણ બદલાઈને થઇ જાય છે. બહુ સ્થૂલ કે હલકા પ્રકારનાં અણુઓના સંબંધમાં આવતાં આ જીવનબળના પ્રવાહનાં આન્દોલનોની સંખ્યા બહુ ઘટી જાય છે. એથી ઉલટું બહુ ઉચ્ચ પ્રકારનાં પરમાણુઓનો સંબંધ થવાથી તેમાં બહુજ થોડો ફેરફાર યાતો ઘટાડો થાય છે. મહાન દેવદેવીઓનાં શરીરો અને મન વગેરે એટલાં તો વિશુદ્ધ હોય છે કે તેમના શરીરમાંના જીવનપ્રવાહના વર્ણમાં કાંઇ પણ વિકાર થતો નથી અને તેનાં આન્દોલનો પણ બિલકુલ ઓછાં થતાં નથી. તેથી તેવા મહાન દેવ દેવીઓનાં વર્ણનોમાં એમ લખેલું હોય છે કે તેઓના શરીરમાંથી વહેતો પ્રબળ ઓજસ પ્રવાહ સૂર્ય કે ચંદ્રના પ્રકાશ જેવો કેવળ શ્વેત વર્ણનો હોય છે. એથી ઉતરતી પંક્તિના યોગી મહાત્માઓનાં શરીરમાંથી વહેતા ઓજસપ્રવાહનાં આન્દોલનોની સંખ્યામાં માત્ર થોડોકજ ઘટાડો થયેલો હોવાથી તેમનાં શરીરોની આસપાસ જાંબુડા રંગનો પ્રકાશ પડે છે, એમ શાસ્ત્રો અને અનુભવીઓ કહે છે. એથી જરા ઉતરતી પંક્તિના પુરૂષોના શરીરોમાંથી ગળીયલ રંગ, એથી ઉતરતાનામાંથી આસમાની પછી લીલો, પછી પીળો, પછી નારંગી, પછી રાતો કે કિરમજી એમ એમ એક પછી એક ઉતરતા અનુક્રમે માલૂમ પડે છે.

**મી. લેડબીટર** કહે છે કે "ઉપર કહ્યું તેમ પરમાણુની પ્રાણશકિત તથા તેના રંગ તેમાંથી છુટા પડી ગયા પછી તેમાં જે કાંઇ પ્રાણશક્તિ રહે છે તેનો વર્ણ પ્રથમના જેવો શ્વેત નહિ પણ તેજસ્વી

ગુલાબી દેખાય છે. અને તેવાં પરમાણુઓ મનુષ્યના શરીરમાં જ્ઞાન-તંતુની જાળમાં વહન કરે છે. જેમ રૂધિર શરીરની નાડીઓમાં ફ-રતું રહે છે, તેમ આ 'ઇથૅરીક' દ્રવ્ય જ્ઞાનતંતુઓ દ્વારા ફરતું રહે છે. આ ક્રિયા ચાલતી હોય છે તેવામાં શરીરમાંહેનાં સ્થૂળ પુટ અથવા 'સેલ્સ' તેઓની પ્રાણશક્તિનું શોષણ કરી લે છે. તે પછી તેઓ શ-રીરની ત્વચાનાં છિદ્રોમાંથી બહાર નિકળી જાય છે. તે વખતે તેઓમાં કાંઇ રંગ દેખાતો નથી. જો કંઇ દેખાય છે તો તે માત્ર બહુજ ઝાંખો આસમાની રંગ હોય છે. ''

શરીર નીરોગ, બળવાન અને યૌવન પૂર્ણ રહે માટે સૂર્ય-માંથી વહેતા પ્રાણતત્ત્વનું પુરતા પ્રમાણમાં શોષણ થવાની, અને તે રીતે ગ્રહણ થયેલા બળથી શરીરના સર્વ અવયવો પોષાવાની જરૂર છે. આ ક્રિયા સર્વોત્તમ રીતે ચાલ્યા કરે માટે મણિપુર ચક્ર આગળની કુંડલિનીને જાગૃત રાખવાની જરૂર છે. યોગીઓ પોતાની કુંડલિનીને સંપૂર્ણ રીતે જાગૃત રાખવાની ક્રિયા જાણે છે, અને તેથી તેઓ ખોરાક અને પાણી સિવાય ઘણા લાંબા કાળ સુધી રહી શકે છે, તથા સેંકડો વર્ષ સુધી પોતાનું યૌવન ટકાવી રાખી શકે છે. ઇચ્છા પ્રમાણે કુંડલિનીને જાગૃત કરવાની કળા ( The Art of Waking the Solar Plexus at Will) શીખવા માટે અમેરિકાદિ દેશોના વિદ્વાનો ઘણા ઘણા પ્રયત્નો કરી રહ્યા છે. પરંતુ તેમને ક્યારે જોઇએ તેટલો વિજય આ દિશામાં મળશે તે કહી શકાતું નથી. જે લોકોની કુંડલિની સ્વાભાવિક રીતે જરા ઠીક પ્રમાણમાં જાગૃત થયેલી હોય છે તેઓનું શરીર થોડા પ્રયત્ન કરવાથી બહુજ સારી રીતે નીરોગી અને બળવાન થઇ શકે છે. આવાં મનુષ્યો ધારે તો બહુ મોટા જથામાં પ્રાણબળ પોતાના શરીરમાં સંચિત કરી શકે

છે અને પછી અમુક અમુક કારણોસર જે લોકોની કુંડલિની સુષુપ્ત અવસ્થામાં પડી જવાથી તેઓ નિર્બળ અને રોગી બની ગયેલા હોય તેમને પેલો બળવાન મનુષ્ય પોતાનું પ્રાણબળ આપીને સાજા અને બળવાન બનાવી શકે છે. આ ક્રિયાને " **પ્રાણ વિનિમય** " અથવા મેસ્મેરીઝમ કહેવામાં આવે છે.

ઉપર કહ્યું તેવા કારણને લીધેજ જ્યારે આપણે કોઈ બળવાન ઉત્સાહી માણસની સમીપ થોડો વખત રહીએ છીએ ત્યારે આપણામાં કોઇ વિચિત્ર જાગૃતિ અને બળ આવેલાં જણાય છે. તેજ પ્રમાણે કુટુંબનુ' એકાદ માણસ માંદુ પડતાં તેની સારવાર માટે જો આપણે ઘણો વખત તેની સમીપ રહેવું પડે છે તો આપણી પોતાની પ્રકૃતિ જરા આપણને બગડેલી લાગે છે, તેનુ' પણ એક અગત્યનુ' કારણ ઉપર લખ્યું તેજ છે.

આગળ કહેવામાં આવ્યું છે તેમ આપણામાં જીવનબળ, ઉત્સાહ અને ચેતન રેડનાર સૂર્ય હોવાથી જ્યારે આકાશમાં વાદળ ચઢી આવે છે ત્યારે ઘણાઓના શરીરમાં સુસ્તી અને બેચેની આવેલી જણાય છે, અને જો આ પ્રમાણે સૂર્ય કેટલાક દિવસ સુધી ઘેરાયલો રહે છે તો ઘણા લોકો માંદા પડે છે. કારણ વાદળને લીધે સૂર્યમાંથી પ્રાણબળનો પ્રવાહ જોઇએ તેવી રીતે પૃથ્વીપર આવી શકતો નથી. વળી આજ કારણને લીધે દરદીઓની મોટી સંખ્યા સૂર્યાસ્ત થયા પછીના રાત્રિના વખતેજ મરણ પામે છે. વળી તુળસી, અને " પાઇન" તથા " યુકેલીપ્ટસ " નામના છોડ અને વૃક્ષોમાં હવા શુદ્ધ કરવાના ગુણ ઉપરાંત સૂર્યમાંથી દિવસે મોટા પ્રમાણમાં જીવનબળ ગ્રહણ કરી લઈ પછી પોતાની આસપાસ વહેવરાવવાનો ગુણ હોય છે, એવો પ્રાચીન

તથા અર્વાચીન ઘણાએક વિદ્વાનોનો મત છે. આ કારણથી પોતાના રહેવાના મકાનની પાસે આવા છોડ કે વૃક્ષ ઉગાડવાથી હવા શુદ્ધ રહે છે એટલુંજ નહિ પણ ત્યાં આગળનાં મનુષ્યોને વધુ પ્રાણબળ મળતું હોવાથી તેઓ વધારે નીરોગ અને બળવાન રહેવાનો સંભવ છે. કદાચ આવાજ કારણથી પોતાના ઘર આગળ તુળસીના છોડ ઉગાડવાનો રિવાજ હિંદુ કુટુંબોમાં પ્રાચીનકાળના સમજુ પૂર્વજોએ દાખલ કરી તેને ધાર્મિક રૂપ આપ્યું હશે.

સૂર્ય અને તેના પ્રકાશ વિષે આટલું લાંબુ વિવેચન કરવાની જરૂર મને એટલા માટે જણાઇ છે કે સાધારણ માણસો, અને કેટલાક કેળવાયલા માણસો પણ, સૂર્યમાં કે તેના પ્રકાશમાં કોઇ મોટી શકિત રહેલી હોય એમ માનતા જણાતા નથી. અને તેથી જ્યારે તેમને પ્રકાશ અને રંગ વડે મોટા મોટા રોગો મટી શકે છે એ વાત જણાવવામાં આવે છે ત્યારે તેઓ તે વચનોને હસી કહાડે છે. પ્રકાશમાં રહેલી પ્રબળ શકિતનો પ્રત્યક્ષ પુરાવો આપવા માટે પ્રોફેસર ક્રુકરો "રેડીયોમીટર" નામનું એક નાનું યંત્ર બનાવ્યું છે. આ યંત્રને જો અંધારામાં રાખવામાં આવે છે તો તે ફરતું નથી પરંતુ જો થોડાય અજવાળામાં તેને લાવવામાં આવે છે તો તે પ્રકાશમાંથી મળતી શકિતને લીધે તે ફરવા લાગે છે. જેમ જેમ પ્રકાશ વધારવામાં આવે છે તેમ તેમ તે વધારે ને વધારે ઝડપથી પોતાની મેળે ફરવા લાગે છે. મેં પોતે વિજળીનો અભ્યાસ કરતી વખતે આ યંત્ર વડે ઘણા પ્રયોગો કરી જોયા છે. મને તેથી પૂર્ણ વિશ્વાસ છે કે આ યંત્ર જે જુએ તેને પ્રકાશમાં રહેલી શક્તિ અને ગુણ વિષે ખાત્રી થયા વિના રહે નહિ. આ પ્રમાણે પ્રકાશ જ્યારે નિર્જીવ યંત્રને શકિત આપી ચલાવી શકે છે ત્યારે એક જીવતા માણસને તેથી પણ વધારે બળ આપી તેનું જીવન

તથા યૌવન વધારી શકે તેમાં શું નવાઈ ? આ ઉપરાંત પ્રકાશમાં રાસાયણિક ક્રિયા અને ફેરફાર કરવાની અદ્‌ભુત શક્તિ છે, તે વાતની સાબીતીમાં માત્ર ફોટોગ્રાફ પાડવાની કળા જેને "કિરણાલેખ્યકળા" કહી શકાય તેનુંજ સ્મરણ કરાવવાની જરૂર છે. મનુષ્ય, પ્રાણી, પર્વત અને મોટા મોટા પ્રદેશોની છબી ચિતરનાર માણસ નહિ પણ પ્રકાશનાં કિરણો ફોટોગ્રાફીમાં વપરાતી દવાઓમાં રસાયણીક ફેરફાર કરી છબી પાડે છે. નિર્જીવ પદાર્થોમાં પ્રકાશ આ પ્રમાણે રાસાયણિક ફેરફારો કરી શકે છે તો પછી તેવીજ રીતે વધારે મોટા અને વધારે ઉપયોગી ફેરફારો તેજ પ્રકાશનાં કિરણો મનુષ્યશરીરમાં કેમ ન કરી શકે ? અંધારે ઉગતી વનસ્પતિ, અંધારી ખીણોમાં વસતા લોકો, અંધારા વાળા ઘરમાં રહેતા શહેરના ગરીબ લોકો ફીક્કાં, નિર્બળ અને રોગી હોય છે.

મોટાં શહેરોમાં જ્યારે જ્યારે કૉલેરા ફાટી નિકળે છે ત્યારે ઘણું ખરૂં સાંકડી ગલીઓ અને અંધારાં ઘરોમાંજ મરણની સંખ્યાનું પ્રમાણ વધારે જોવામાં આવે છે. સૂર્યના તડકામાં ક્ષય, કૉલેરા વગેરે વ્યાધિઓના જંતુઓ જલ્દી નાશ પામે છે એવો સેંકડો વિદ્વાન ડૉક્ટરોનો અભિપ્રાય છે, પરંતુ તેવા અભિપ્રાયો અત્રે ઉતારવાથી લંબાણ થઇ જાય માટેજ તેમ કરતાં અટકું છું. વળી ડૉક્ટર એડવર્ડઝે પ્રાણીઓ ઉપર અને બાળકો ઉપર પ્રયોગો કરી સાબિત કર્યું છે કે ખુલ્લા શરીરપર સૂર્યનો પ્રકાશ દરરોજ અમુક વખત સુધી પડવા દેવાથી શરીરનાં સર્વ અંગોની વૃદ્ધિ બહુ સારી થાય છે, અને તેનો એવો અભિપ્રાય છે કે કંઠમાળ થયેલાં છોકરાંને પાછાં સાજાં કરવા માટે ખુલ્લા શરીરે પ્રકાશમાં ફરવા જેવો સારો અને સહેલો ઉપાય બીજો એક પણ નથી. વળી આખા ખુલ્લા શરીરપર સારો પ્રકાશ નાંખવાથી દર મીનીટે થતા

શ્વાસોચ્છ્વાસની સંખ્યામાં વધારો થાય છે એ જાણીતી વાત છે આ તો શું પણ શારીરવિજ્ઞાનશાસ્ત્રીઓ આગળ વધીને એટલે સુધી સાબિત કરે છે કે, એક માણુસને ટટાર સીધા બેસારીને તેને આંખો મીંચી કોઇ પણ રંગની ચળકતી ચીજનું ધ્યાન કરવા કહેવાથી તેના શ્વાસોચ્છ્વાસની સંખ્યા વધે છે. પરંતુ જો તે કાળા રંગ વિષે એટલે અંધારા વિષે વિચાર કરે છે તો તેમ બનતું નથી આ વાતનું સમર્થન કરતાં ડૉ. રેઇન હોલ્ડ એમ. ડી. પી. એચ. ડી. કહે છે કે, The mere thought of a light coloured object is capable of stimulating the heart's action to greater vigour અર્થાત ચકચકીત રંગવાળી ચીજનો માત્ર વિચારજ હૃદયની ક્રિયાને વધારે બળવાન કરી શકે છે."

# પ્રકરણ ૨૦ મું.–માનુષિક 'ઑરા' અથવા ઓજસ આવરણ.

અત્યાર સુધીનાં પ્રકરણોમાં રંગનો સ્થૂલ દૃષ્ટિએ વિચાર કર્યો. હવે આ પ્રકરણમાં કોઈ પણ સ્થૂલ સાધનની મદદ સિવાય પણ વ્યાધિનિવારણ, આરોગ્યસંરક્ષણ, અને નૈતિક આધ્યાત્મિક ઉન્નતિ સાધવામાં ક્રોમોપથીના સિદ્ધાંતોનો શી રીતે ઉપયોગ કરવો તે સમજાવવા ધારીએ છીએ. પરંતુ તેમ કરતા પૂર્વે 'ઓરા' એ શું છે, અને તેનો ગુપ્ત અથવા આધ્યાત્મિક રસાયનશાસ્ત્ર–( Occult chemistry ) સાથે શો સંબંધ છે તે વિષે થોડુંક વિવેચન કરવાની જરૂર છે.

જેમ આ સ્થૂલ જગતમાં સદા સર્વદા ન્યૂનાધિક પ્રમાણમાં શ્વેત પ્રકાશ પ્રસરેલોજ હોય છે અને તેમાંથી અમુક ભાગને પોતામાં ચુસી લેઇને બાકીનાને પાછો ફેંકી જગતની સર્વ વસ્તુઓ કોઇ એક રંગ ધારણ કરે છે, તેવીજ રીતે સૂક્ષ્મ અથવા આધ્યાત્મિક ભુવનો ઉપર પણ આત્મતત્વના દૈવી પ્રકાશનો મહાસાગર દશે દિશાઓમાં પ્રસરી રહેલો હોય છે, અને તેમાં દેશો અને જાતિઓના લાક્ષણિક સ્વભાવ પ્રમાણે દેખીતો ફેરફાર થાય છે. આ કારણથી સ્થૂલ જગતપર જેમ સર્વ મહાસાગરોનું જલ એકજ પ્રકારનું હોવા છતાં સ્થાનિક સંજોગોને આધારે તેજ જળ પીળા લાલ કે કાળારંગનું દેખાય છે અને તેથી લાલ સમુદ્ર, પીળો સમુદ્ર, કાળો સમુદ્ર ઇત્યાદિ નામો અપાયલાં છે અને તે વાસ્તવિક મનાય છે. તેવીજ રીતે ઉપર કહેલાં આત્મતત્વના દૈવી પ્રકાશનો મહાસાગર પણ વાસ્તવિક રીતે વર્ણ ભેદવાળો નહિ હોવા છતાં દેશ અને જાતિના સ્વાભાવિક લાક્ષાણિક ભેદને લીધે તેમાં પણ અન્યાપેક્ષયા કાળો સમુદ્ર, લાલ સમુદ્ર એવા એવા ભેદો ખરેખર પાડી શકાય તેમ છે. અને જેમ પીળા સમુદ્રમાં પણ લાલ, લીલી કે કાળી માછલીઓ તરતી હોય છે તેવી રીતે ઉપર કહેલા આધ્યાત્મિક પ્રકાશના મહાસાગરમાં પણ લીલા લાલ કે આસમાની 'ઑરા' વાળી વ્યક્તિઓ વિચરતી સૂક્ષ્મદષ્ટિ અથવા દૈવી ચક્ષુવાળા મહાપુરૂષો જોઈ શકે છે. મનુષ્ય માત્રના સ્થૂલ શરીરમાંથી એક યા બીજા રંગના પ્રકાશિત સૂક્ષ્મ અસંખ્ય અણુઓ ચિણગારિઓ માફક સર્વ દિશામાં ઉડયા કરતી હોય છે. અને તેને લીધે દૂરથી જોનાર દિવ્યચક્ષુવાળા દષ્ટાને મનુષ્યના સ્થૂલ શરીરની આસપાસ સર્વ દિશામાં દોઢ દોઢ કે બે બે ફુટ સુધી ફેલાયલો પ્રકાશનો અંડાકાર ગોળો દેખાય છે જેને 'ઑરા' ( Aura ) અથવા

ઓજસપિંડ કહે છે. સાત્વિક મનુષ્યોનો આ ઑરા કે ઓજસપિંડ આસમાની કે જામલી રંગનો હોય છે. રાજસ પ્રકૃતિના મનુષ્યોનો લાલ, અને તામસ પ્રકૃતિના મનુષ્યોનો કાળો અથવા રાંખોડીઆ રંગનો હોય છે. આવા ઑરા રૂપી Back-ground પડદા ઉપર તીવ્ર લાગણીઓ કે વિચારોની જાત પ્રમાણે એક યા બીજા રંગના વિજળીના જેવા ઝબકારા કે લહરીઓ દૃષ્ટિગોચર થાય છે. અને તેને આધારે અન્ય મનુષ્યના ઑરા કે ઓજસપિંડમાં થતા આ પ્રકારના ફેરફારો જોઈ શકવા જેટલી સૂક્ષ્મ દૃષ્ટિ જેને પ્રાપ્ત થઈ હોય છે તે મહાત્માઓ પોતાના સંબંધમાં આવતા મનુષ્યોની પ્રકૃતિ વિચાર અને વાસનાઓના સ્વરૂપને હસ્તામલકવત્ જાણી શકે છે. સૂક્ષ્મભુવનો ઉપર પણ પ્રકાશ અને રંગના આવા સર્વવ્યાપી સામ્રાજ્યના જ્ઞાનનો ઉપયોગ મનુષ્યો પોતાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ અને આરોગ્યને અર્થે શી રીતે કરી શકે તે વર્ણવતા પૂર્વે સૂક્ષ્મ ભુવનો ઉપર જુદા જુદા રંગો કયો ગુણ કે સ્વભાવ સૂચવે છે તે વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે તેથી નીચેનું પ્રકરણ ધ્યાન-પૂર્વક અવલોકવા વાચકને વિનંતિ કરીએ છીએ.



# પ્રકરણ ૨૧ મું.-વિવિધ રંગવડે આધ્યાત્મિક દષ્ટિએ સૂચવાતા ગુણ અથવા સ્વભાવ વિષે.

Red રક્ત, રાતો—પ્રેમ, સ્નેહ **અથવા** વિષયાસક્તિ.

Scarlet સ્કાર્લેટ—આવેશ, ક્રોધ.

Deep crimson ઘેરો કીરમજી—પાશવ વૃત્તિ.

Bright Red ચકચકીત રાતોરંગ—શૌર્ય **અથવા** આત્મશ્રદ્ધા.

Pink ગુલાબી—વેગાનુવર્તિપણું, ઇન્દ્રિય લોલુપતા, દયા.

Pink ( Dull ) આછો ગુલાબી—ઉપરના ગુણો ઓછા પ્રમાણમાં.

Pink ( Deep ) ગાઢો ગુલાબી—સ્વાર્થ, આત્માસક્તિ.

Orange નારંગી—આરોગ્ય, સ્વાસ્થ્ય, ડાહાપણ, જ્ઞાન, આધ્યાત્મિક ઉચ્ચાભિલાષ.

Orange ( Dull ) આછો નારંગી—બુદ્ધિની મંદતા.

Brownish orange બદામી નારંગી—સાંસારિક ડહાપણ.

Dull Brownish orange ખુલતો બદામી નારંગી—સ્વાર્થવૃત્તિ, અહંભાવ.

Yellow ( Golden ) સોનેરી પીળો—અંતસ્ફુરણ, અથવા સહજોપલબ્ધિ, પ્રબુદ્ધતા, જ્ઞાન.

Pale Yellow આછો પીળો—કાલ્પનિક સૃષ્ટિમાં નિમગ્ન રહેવા તરફનું વલણ, કવિત્વ, ભાવમયતા.

Bright yellow ઝગઝગતો પીળો—અનિર્વચનીયવાદ, તેજસ્વીતા.

Light yellow ખુલતો પીળો—લૌકિક જ્ઞાન કે પાકી સમજણ.

Green લીલો—વૃદ્ધિ, આશા, બુદ્ધિ—ચાતુર્યદય.

Muddy green મેલો લીલો—ઇર્ષ્યા, અસૂયા, દગો, છલ.

Bright green ચળકતો લીલો—આશા, ઉત્સાહ, બહુશ્રુત પણું, કાલાનુવર્તીત્વ.

Blue આસમાની—સત્ય, સ્થૈર્ય, વિચારપ્રધાન સ્વભાવ.

Deep blue ગાઢો આસમાની—ઉદાત્તપણું.

Peacock blue મોરના જેવો આસમાની—આત્મતુષ્ટિ, સ્થૈર્ય અને શાન્તિ.

Lilac blue જામલી આસમાની—પરમાર્થ નિષ્ઠા અને પારમાર્થિકતા.

Light blue ખુલતો આસમાની—શ્રદ્ધા, ભલમનસાઇ, સાહિત્ય પ્રિયતા **અથવા** નિપુણતા.

Indigo ગળીયલ—આધ્યાત્મવિદ્યા અને યોગવિદ્યા તરફનું વલણ, સંગીત.

Ultramarine or cobalt મનશીલી નીલ—ઉચ્ચાદર્શપ્રિયતા કે ભક્તિ.

Violet જામલી—વિનયશાલીનતા, નમ્રતા, સૌમ્યતા, ભક્તિ.

Purple ધૂમલ અથવા નીલ લોહિત—ઔદાર્ય, મહાનુભાવ, સફળતા, કીર્તિ.

Drab કપિલવર્ણ—ગુપ્તજ્ઞાન તરફનું અવ્યક્ત વલણ, સાહજીકવૃત્તિ અથવા પ્રેરણાબુદ્ધિનું પ્રાબલ્ય.

Gray રાખોડીઓ રંગ—સૂક્ષ્મદષ્ટિ અથવા દિવ્યદષ્ટિ, તમસ્, ગ્લાનિ, મ્લાનિ અને ઉદાસીનતા.

Gray-Brown રાખોડીઓ બદામી—સ્વાર્થવૃત્તિ.

Whistish-Gray ઘેરા આરસ પહાણનો રંગ—ભય.

Brown બદામી—સ્વાર્થસાધકતા.

Reddish-Brown રક્ત બદામી—લોભ.

Black કાળો—ધિક્કાર, દ્વેષ.

પૂર્વે કહી ગયા તે પ્રમાણે મનુષ્યનો "ઑારા' અથવા ઓજસ પિંડ શરીરની આસપાસ સર્વ દિશામાં લગભગ બે ફુટ સુધી ફેલાયલા તેજસ્વી અંડાકાર આવરણ જેવો હોય છે, અને તેના દેખાવ અને વર્ણ ઉપરથી દરેક વ્યક્તિ વિષે નીચે લખેલી ચાર બાબતો સૂક્ષ્મદષ્ટાઓ નક્કી કરી શકે છે.

(अ) આરોગ્ય સંબંધી સ્થિતિ.

(ब) ભાવ અથવા લાગણીઓનું સ્વરૂપ.

(क) માનસ વ્યાપાર.

(ड) આધ્યાત્મિક વિકાસ.



## પ્રકરણ ૨૨ મું:—માનસિક 'ઑરા' વિષે વધુ વિવેચન, અને રંગના માનસિક ચિંતન વડે વ્યાધિ-નિવારણ, આરોગ્યપ્રાપ્તિ, અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવાની પ્રક્રિયા વિષે.

એક તન્દુરસ્ત 'ઑરા' કે ઓજસપિંડ ચકચકિત નારંગી રંગનો હોય છે અને તેમાં અગાઉ જણાવી ગયા તે પ્રમાણે અન્ય રંગો દાખલ થતા જોવામાં આવે છે જેને આધારે તે વ્યક્તિની માનસિક અને નૈતિક આધ્યાત્મિક સ્થિતિનો નિર્ણય કરી શકાય છે.

ઉપરના વિવેચનથી જોઇ શકાય છે કે પ્રત્યેક વ્યક્તિનો લાક્ષણિક વર્ણ સ્થૂલ પદાર્થોના રંગ જેટલો સ્થાયી કે અવિકારી નથી પરંતુ પ્રયત્નપૂર્વક તેમાં સારો કે નઠારો ફેરફાર થઇ શકે છે. બીજી સરખામણી કરતાં એમ કહીએ તો ચાલે કે ઓજસપિંડ કુંભારની ભીની માટી જેવું છે. જ્યારે સ્થૂલ પદાર્થોનો રંગ ગુણ ભઠ્ઠીમાં પાકેલાં વાસણની માફક અવિચલ બની ગયેલ હોય છે.

વિચારો લાગણીઓ અને સ્વાસ્થ્ય સાથે રંગનો કેટલો ગાઢ સંબંધ છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ, અને તેથી જોઇએ તેવી શારીરિક સ્થિતિ અને માનસિક આધ્યાત્મિક વિકાસ પ્રાપ્ત કરવા માટે આપણે તેવી સ્થિતિને સૂચવનારા રંગોના માનસિક ચિત્ર ઉપર દરરોજ નિશ્ચિત સમય એકાગ્રતા સાધી તેમાં તલ્લીન બની જવું જોઇએ. આમ કરવાથી આપણા ઓરા કે ઓજસપિંડમાં થોડો થોડો પણ ચોક્કસ ફેરફાર થતો જાય છે. અને તેનાં પરિણામ સ્થૂલ દુનિયામાં પણ આપણે અનુભવવા માંડીએ છીએ.

જેમ સ્થૂલ દુનિયા ઉપર સંપૂર્ણ અંધકારમાં કોઇ પણ વસ્તુ પોતાનો સ્વાભાવિક વર્ણ દર્શાવી શકતી નથી, પરન્તુ જેમ જેમ વધારે પ્રકાશ જગતમાં થતો જાય છે તેમ તેમ પોતાનો સારો વા નરસો રંગ અને સ્વરૂપ વધારે સારી રીતે તે વ્યક્ત કરી શકે છે; તેવીજ રીતે સૂક્ષ્મ ભુવનો પર સર્વત્ર પ્રસરી રહેલો આત્મતત્વના દૈવી પ્રકાશનો મહાસાગર પણ દરેક વ્યક્તિને પોતાના લાક્ષણિક વર્ણ અને સ્વરૂપને અતિશય સહાય અર્પે છે, અને આ દૈવી પ્રકાશ અપાર અને અપરિમિત હોવાથી તેની સહાય વડે આપણે જે ઉન્નતિ સાધી શકીએ તેને પણ કાંઇ હદ નથી.

માણુસ જેવો વિચાર હમેશાં કર્યા કરે છે તેવોજ તે ધીમે ધીમે પણ અવશ્ય થાય છે જ, એ નિયમ સર્વ દેશનાં અને સર્વકાલનાં શાસ્ત્રોએ સ્વીકારેલો છે. “As a man thinketh so he becometh. **यं यं चिन्तयतेकामं तं तं प्राप्नोतिनिश्चितम् । मनएव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः ॥** Ask and ye shall receive, Seek and ye shall find, Knock and it shall be opened unto you.” ઇત્યાદિ વચનો પણ ઉપર કહેલી વાતનેજ પ્રતિપાદિત કરે છે. અને તેથી વ્યાધિનિવારણ, આરોગ્યપ્રાપ્તિ અને માનસિક આધ્યાત્મિક ઉન્નતિના ઇચ્છનારે રંગ અને આત્મદ્યોતન ( suggestions ) નો ભેગો ઉપયોગ નીચે દર્શાવેલી રીત પ્રમાણે કરવો એવી અમારી ખાસ ભલામણ છે.

૧. નોકર ચાકર કે સગાંસ્નેહી તરફથી મુદ્દલ વિક્ષેપ નડવાનો સંભવ ન હોય તેવો ગમે તે કોઇ એક સમય અગાઉથી નક્કી કરી રાખી દરરોજ બરાબર તેજ સમયે નિયમિત રીતે એકાંતમાં સંયમ સાધવાની ટેવ પાડવી.

૨. ત્યાં આગળ પદ્માસન વાળી કે બીજી કોઈ રીતે લાંબો વખત સુધી સુખ અને સ્થિરતાથી બેસી શકાય તેમ બેસીને પ્રાણાયામ અથવા ઉંડા શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી, અને તે પછી અંગોને શિથિલ કરી નાંખી મનને પ્રથમ નિશ્ચેષ્ટ બનાવવું.

૩. પછી પોતાને જેવા પ્રકારની ઉન્નતાવસ્થા પ્રાપ્ત કરવી હોય તેને સૂચવનારો રંગ (અગાઉ આપી ગયેલા કોષ્ટકને આધારે નક્કી કરી તે રંગ) કલ્પનામાં આબેહુબ ખડો કરવો અને તે રંગ પોતામાં પૂર્ણપણે ઓતપ્રોત વ્યાપી ગયેલો કલ્પવો. પછીથી કલ્પનાના ચિત્રને વિસ્તારતે વિસ્તારતે તેજ રંગની જ્યોતિનો અનંત મહાસાગર દશે દિશામાં વ્યાપી રહ્યો છે અને તેનાં પ્રચંડ મોજાં આવી પોતાને અથડાઇ પોતાના ઇપ્સિતવર્ણમાં ઉમેરો કરે છે એમ કલ્પ્યા કરવું. આવું માનસચિત્ર ઓછામાં ઓછું બે ત્રણ મિનિટ સુધી તાદશ રાખી રહેવું.

૪ તત્પશ્ચાત્ "હું દિવ્ય પ્રેમ સ્વરૂપ છું," "હું અનન્ત જ્ઞાન સ્વરૂપ છું," "હું પરમ ચૈતન્ય સ્વરૂપ છું," "હું પરમાનન્દ રૂપ છું," અથવા "હું પૂર્ણપણે નિરામય (આરોગ્ય) છું," ઇત્યાદિ વચનોમાંથી કોઇ એકને, અગર તો પોતાના પરમાદર્શને સૂચવતા કોઇ ટુંકા વાક્યને, લેઇ તેનો ધીમે ધીમે માનસિક જાપ કરવા માંડવો અને દરેક શબ્દના અર્થ ઉપર બરાબર ધ્યાન આપતા રહી પોતે જે સ્થિતિને ઇચ્છે છે તે સ્થિતિ તેજ ક્ષણે પ્રાપ્ત થયેલીજ છે એવી ભાવના શંકાશીલ બન્યા વગર કર્યા કરવી.

સગવડ હોય તેમણે આ ક્રિયા દરરોજ નિદ્રાવશ થતા પહેલાં પણ પથારીમાં સ્વસ્થચિત્તે સુતે સુતે કરવી; તેમજ પ્રાતઃકાલે પણ જાગૃત થઇને સૌથી પહેલું તેજ કામ કરવું. આ પ્રમાણે કરનારને બહુજ થોડા સમયમાં અપૂર્વ લાભ અવશ્ય જણાશે.

આ પુસ્તકમાં વર્ણવેલા ક્રોમોપથી અથવા વર્ણોપચારવિદ્યાના નિયમો ઉપરાંત ખાનપાન, વ્યાયામ, વિશુદ્ધ હવા ઇત્યાદિ વિષયક આરોગ્યશાસ્ત્રના નિયમોનું પાલન કરવું અધિક લાભદાયક અને આવશ્યક છે એ કહેવાની જરૂર નથી.

## પ્રકરણ ૨૩ મું—ઔષધોની સૂક્ષ્મતાની સરખામણી.

સૌથી જડ અને સ્થૂલ દ્રવ્યો ખનિજ સૃષ્ટિમાં રહેલાં છે અને તેની અતિશય જડતાને લીધે ધાતુઓના અણુઓ હવામાં ઉડી શકતા નથી પણ પૃથ્વીપર માટી અને કચરામાં દબાયલા રહે છે. એથી ચ-ઢીયાતો વર્ગ ઉદ્ભિજ સૃષ્ટિ કે વનસ્પતિ છે, જે મનુષ્યનો ખોરાક છે અને ખનીજ તત્ત્વોની જડતા દૈવી ક્રિયા વડે દૂર થઇ તે તત્ત્વો વનસ્પતિના બંધારણમાં લેવાયાં હોય છે. વળી હવા અને પ્રકાશની અંદર રહેલાં કાર્બન આદિ તત્ત્વો અતિ વિશુદ્ધ રૂપે વનસ્પતિના બ-ંધારણમાં દાખલ થાય છે. વનસ્પતિના મૂળમાં રહેલાં સ્પૉંજીઓલ્સ (Spongioles) વનસ્પતિને ઉપયોગી સર્વ ખનિજ દ્રવ્યોને ગાળી વિશુદ્ધ બનાવી અને પ્રવાહી રૂપ આપી પછીજ શોષી લે છે અને તે રીતે વનસ્પતિને પોષે છે. વનસ્પતિમાં પણ અનાજ અને ફૂલ તથા પત્ર જેમને બધો વખત પૃથ્વીની બહાર હોવાથી હવા અને પ્રકાશનો પૂરતો લાભ મળ્યા કરે છે તેમનો ગુણ જમીન નીચે થતાં કંદમૂળ, મૂળા, બટાટા, શકરીઆં, ડુંગળી ઇત્યાદિ કરતાં વધારે સૂક્ષ્મ અને ચઢીયાતા પ્રકારનો હોય છે. જૈનધર્મનાં શાસ્ત્રોમાં કંદમૂળનો ખોરાક વર્જ્ય ગણ્યો છે અને ફળ, મૂળ અને પત્રને ખાસ પસંદગી આપવામાં આવી છે તેમાં પણ આવોજ શાસ્ત્રીય સિદ્ધાન્ત સમાયલો હોવો જોઇએ. સમુદ્રમાં

નદીનાં વહેતાં જળમાં અને તેથી જરા ઓછા અંશમાં મોટાં સરોવરનાં જળમાં ચુંબક અને વિદ્યુતની ઘણીજ શક્તિ રહેલી હોય છે. તેથી તેવાં જળમાં સ્નાન કરવાથી અગર શાસ્ત્રીય રીતે તેનો અન્તર-બહિર ઉપયોગ કરવાથી બહુ સારી રીતે વ્યાધિનિવારણ થાય છે, અને શરીરના રસોમાં વિકારી તત્વો ઉમેરાતાં નથી. જળ કરતાં પણ વહેતા વાયુમાં વ્યાધિહર ચુંબકીય અને વિદ્યુન્મય ગુણો રહેલા હોય છે. તેથી ખુલ્લા શરીર પર પવનનો બરોબર સ્પર્શ થાય તેવી રીતે વાયુસ્નાન કરવાનો અભ્યાસ પાડવાથી અને યોગની પ્રક્રિયાઓ પ્રમાણે પ્રાણાયામાદિ કરવાથી વ્યાધિવિનાશ અને આરોગ્યવર્ધન વધારે સારી રીતે થઇ શકે છે. વાયુ કરતાં પણ અધિક વિશુદ્ધ અને સૂક્ષ્મતર શક્તિ પ્રકાશમાં ( રંગમાં ) રહેલી છે. આ શક્તિનો બુદ્ધિપૂર્વક યોગ્ય ઉપયોગ વ્યાધિનિવારણના કામમાં શી રીતે કરવો તે સમજાવવાનો આ પુસ્તકનો ઉદ્દેશ છે. પ્રકાશ કરતાં પણ એક ચઢીયાતી શક્તિ કે દ્રવ્ય છે જે બહુ પવિત્ર, સર્વ ભૂતોને પોતાના આત્મવત્ પ્રિય માનનારા પુણ્યાત્માઓનાં ચક્ષુ, હાથ અને પગમાંથી નિરંતર વહેતો સૂક્ષ્મ ઓજસ પ્રવાહ છે. માત્ર એક દૃષ્ટિપાતથી વા પોતાનો વરદ હસ્ત મસ્તક પર મુકીને અગર તો ચરણસ્પર્શ કરાવીને બહુ વિકટ અને જીર્ણ વ્યાધિઓથી પીડાતા રોગીઓને તત્ક્ષણ સાજા કરનાર ધર્માત્માઓ અને યોગીઓનાં અનેક દૃષ્ટાન્તો સર્વ દેશનાં ધાર્મિક પુસ્તકોમાં આપણને મળી આવે છે. આવા યોગીઓ દૂર રહેલાં મનુષ્યોના વ્યાધિઓ પોતાના સંકલ્પબળ વડે પણ મટાડી શકે છે. પરન્તુ આવા યોગીઓ હજારોમાં તો શું પણ લાખોમાંયે એક મળવા મુશ્કેલ છે તેથી સહજ પ્રાપ્ય, અતિ વિશુદ્ધ, અને સૂક્ષ્મ એવા પ્રકાશના બળનો વૈદ્યકીય ઉપયોગ કરતાં શિખવાથી દેશને ઘણાજ લાભ થવાનો સંભવ છે.

# પ્રકરણ ૨૪ મું:—સૂક્ષ્મતર તત્ત્વોનું અધિકતર પ્રાબલ્ય હોય છે.

ઉપરના સિદ્ધાંતના જોઇએ તેટલા પુરાવા જગતમાંથી મળી આવે છે, પરંતુ અત્રે તો સ્વલ્પમાંજ તે વિષે વિવેચન કરીશું. દાખલા તરીકે પાણીનું જડમાં જડ અને ઘનમાં ઘન સ્વરૂપ તે બરફ છે. બરફના કરતાં વધારે વિશુદ્ધ રૂપ તે સાધારણ પ્રવાહી **પાણી** છે, જે ગતિમાન બનીને મોટાં કારખાનાં અને સંચા ચલાવી શકે છે; અને પ્રવાહ રૂપે મોટાં મોટાં મકાનો, જંગલો, અને ડુંગરોને પણ ઘસડી જઇ શકે છે. એથી પણ સૂક્ષ્મતર અને વધારે વિશુદ્ધ સ્વરૂપ **વરાળ** અથવા બાષ્પ છે. આ વરાળ પાણીના કરતાં ૧૭૦૦ ગુણુ વધારે પાતળી, સૂક્ષ્મ, અને હલકી છે. તેથી પવનવેગી આગગાડીઓ તથા અતુલિત પ્રચંડ યંત્રો, મીલોના સંચા, આગબોટો વગેરેને ચલાવી શકે છે. આવી વરાળ કરતાં પણ વધારે સૂક્ષ્મ તત્ત્વ **વિજળી** કે વિદ્યુત છે, જે પૃથ્વીના ગર્ભમાં વરાળ સાથે મળીને કોઇ કોઇવાર પ્રચંડ પર્વતોને પણ ચીરી નાંખે છે, અને મોટા મોટા દેશો તથા ખંડોને પણ ધ્રુજાવી મૂકે છે. વિજળી સુધી આવ્યા પછી આપણને એક એવું તત્ત્વ હાથ લાગ્યું છે કે જે પોતાની અતિ સૂક્ષ્મતાને લીધે ન્યૂનાધિક અંશે લગભગ સર્વે પદાર્થોમાં પ્રવેશી શકે છે.

**પ્રકાશ**ની સૂક્ષ્મતા, તીક્ષ્ણતા, વેધકતા, સુરમ્યતા અને આશ્ચર્યકારક પ્રાબલ્ય વિષે જરૂર પુરતું વિવેચન કરી વાચકની પુરી ખાત્રી કરી આપવામાં આવી છે અને આવશે.

આ સર્વ કરતાં યે સૂક્ષ્મતર **ગુરૂત્વાકર્ષણ** છે, જેના વિષે જગવિખ્યાત વિજ્ઞાનવિદ **લાપ્લેસ** એમણે પ્રયોગોથી સિદ્ધ કરી આપ્યું છે કે તે પ્રકાશ કરતાંયે કરોડો અને અબજો ગુણ અધિકતર ત્વરાથી ગતિ કરે છે, અને છતાં એટલું અગાધ બળ ધરાવે છે કે મોટા મોટા ગ્રહ ઉપગ્રહ અને આખાં સૂર્યમંડળોને પોતાની ફુંક પર ફેરવે છે, તેમ છતાં યે પાછું એટલું મનોહારી મૃદુત્વવાળું છે કે સૂર્યકિરણમાં ઉડતા દેખાતા ધુળના રજકણને પણ નમ્યું આપે છે.

આ ગુરૂત્વાકર્ષણ કરતાં પણ અતિશય વધારે સૂક્ષ્મ અને બલવત્તર તત્વ મનોબળ, સંકલ્પશક્તિ ( Will-power ), અને અધ્યાત્મબળ છે, જેના અપૂર્વ મહિમા અને પ્રાબલ્યનાં ગુણગાન સર્વ ધર્મશાસ્ત્રોમાં કરેલાં છે, તેથી તે વિષે અત્રે વિવેચન કરવાની જરૂર નથી.

---

## પ્રકરણ ૨૫ મું:—પ્રકાશના ચિકિત્સાશાસ્ત્રના મહત્વ વિષે.

"Study the Light; attempt the high; seek out
The Soul's bright path."—*Baily*.

"Sunlight constitutes a truely *celestial materia medica* which, according to the principle of greater potency of finer forces (the principle which says, that other things being equal, substances are exquisite, penetrating, powerful, and enduring in

their effect in proportion as they are refined and subtile.) must be more safe, effective and enduring than the cruder elements, in case we know how to control it."

**Dr. Edwin D. Babbitt, M. D., LL. D.**

"પ્રકાશનું અધ્યયન કરો; ઉચ્ચ આદર્શની પ્રાપ્તિને માટે પ્રયત્નશીલ રહો; અને આત્માનો પ્રકાશીત માર્ગ શોધી કાઢો." **મી. બેયલી.**

" સૂર્યનો પ્રકાશ કે તડકો એ ખરેખરૂં દૈવી અને સ્વર્ગીય ઔષધિગુણશાસ્ત્ર ( મૅટીરિયા મેડીકા ) છે. અને સૂક્ષ્મતર તત્વોના અધિકતર પ્રાબલ્યના નિયમ પ્રમાણે (જે નિયમ એવો છે કે, બીજી બાબતો સરખી હોય તો, જેમ જેમ પદાર્થો અધિક વિશુદ્ધ અને સૂક્ષ્મતર હોય છે, તેમ તેમ તેમનો ગુણ વધારે આનંદપ્રદ, તીક્ષ્ણ, વેધક અગર ઉંડે ઉતરનાર, પ્રબળ અને ચીરસ્થાયી હોય છે,) જડતર તત્વોની સરખામણીમાં, જો કુશળતાથી ઉપયોગ કરતાં આવડે તો, તે વધારે નિર્દોષ, સુરક્ષિત, અસરકારક અને ટકાઉ હોય છે. "

ડૉ. એડવીન ડી. બૅબ્બીટ્ટ, એમ. ડી. એલ. એલ. ડી.

**શીર્ણઘ્રાણાङ्घ्रिपाणीन्व्रणिभिरपघनैर्घर्घराव्यक्तघोषान्–**

**दीर्घाघ्रातानघौघैः पुनरपि घटयत्येक उल्लाघनैर्यः ।**

**घर्मांशोस्तस्य वोऽन्तःप्रगुणघनघृणानिघ्ननिर्विघ्नवृत्ते–**

**र्दत्तार्घाः सिद्धिसंघैर्विदधतु घृणयः शीघ्रमंहोविघातम् ॥**

**અર્થ:**—" અનેક કાળનાં પાપોનાં સમૂહોને લીધે જેઓનાં **નાક, હાથ,** તથા પગ ત્રુટી ગયાં હોય, શરીરો વ્રણોવાળાં થઇ ગયાં

હોય અને શબ્દો ઘોઘરા તથા અવ્યક્ત થઇ ગયા હોય એવા ગલત કુષ્ટવાળાં પ્રાણીઓને પણ તુરત ઉત્તમ આરોગ્ય આપનારા અને અત્યંત ગાઢી દયાને આધીન થયેલી અંતઃકરણની વૃત્તિવાળા સૂર્યનારાયણની કિરણો કે જેઓને સિદ્ધ લોકોના સમૂહો અર્ધ્યપ્રદાન આપે છે તેઓ તમારાં પાપોનો તુરત વિઘાત કરો.”

ब्रह्माण्डसंपुटकलेवरमध्यवर्ति
चैतन्यपिण्ड मिव मण्डल मास्ति यस्य ।
आलोकिताऽपि दुरितानि निहन्ति यस्तं
मार्तंडमादिपुरुषं प्रणमामि नित्यम् ॥

**અર્થઃ**—“ જેનું બિંબ બ્રહ્માંડના સંપુટરૂપી દેહના મધ્યમાં જાણે ચૈતન્યપિંડ હોય એવું જણાય છે, અને જે પોતાનાં દર્શન માત્રથી પણ લોકોનાં પાપોને નષ્ટ કરે છે તે આદિ પુરૂષ સૂર્યનારાયણને નિત્ય પ્રણામ કરૂં છું.”

यदा न पश्यन्ति तमो विमर्दिनम्
रविं जनास्तत्कथयंति दुर्दिनम्
धिनोति चाम्भो जततिं सरोगताम्
धुनोत्यसौ देहभृतां सरोगताम् ।

જ્યારે લોકો અંધકારના નાશક શ્રી સૂર્ય ભગવાનનાં દર્શન કરતા નથી ત્યારે તે દિવસ ખરાબ છે, દુર્દિન છે, એવું કહે છે. એ સૂર્ય ભગવાન “સરો-ગતા” એટલે સરોવરમાં ઉગેલાં કમળોના સમૂહને પ્રફુલ્લિત કરે છે, તેમ જ દેહધારી પ્રાણીઓની “સ-રોગતા” એટલે રોગીપણું પણ દૂર કરે છે, ધોઇ નાંખે છે.”

—શ્રી વિશ્વગુણાદર્શ ચંપૂ.

वृष्टिं घृष्टि भिशरचय्य जगत सू
तुष्टिं सरी सर्ष्टिं यः । पुष्टिं दाग्
विशि नष्टि दृष्टिषु नृणां ध्वान्तं
पिनष्टि स्थिरम् । भाज्ञानामप
वर्ग मार्गद ममुं पद्माकरोल्लासिनं ।
को न स्तौति समस्त लोक सुहृदं
द्यो भूषणं पूषणम् ॥

"પોતાનાં કિરણોથી જે સૂર્ય ભગવાન વરસાદને ખેંચીને જગતની તુષ્ટિ અર્થાત શાન્તિ કરે છે; જે પુષ્ટિના આપનાર છે, અને માણસોની આંખમાં ભરાયલો અંધકાર નષ્ટ કરે છે; મુમુક્ષુઓને જે મોક્ષનો માર્ગ આપનાર છે; લક્ષ્મીના ઘર—કમળ—ને ઉલ્લાસિત કરનાર છે; અને આકાશમાંના ગોલકો—ઘુલોક—ના જે ભુષણ રૂપ છે; તથા જે તમામ લોક લોકાન્તરના સુહૃદ્ કહેતાં મિત્ર છે; એવા શ્રી સૂર્યભગવાનની સ્તુતિ કોણ નહિ કરે ? બધા કરશે."

---

## પ્રકરણ ૨૬ મું:-વર્ણોપચારનાં સાધનો કે યંત્રો અને સૂર્યશક્તિપ્રપૂર્ણ (Sun-charged) જલની બનાવટ અને ઉપયોગ વિષે.

---

ક્રોમોપથી અથવા વર્ણોપચાર વિદ્યાનો ઉપયોગ કરતી વખતે સાધારણ રીતે નીચે લખેલાં સાધનોની ખાસ જરૂર પડે છે. બાર

ઈંચ લાંબા અને દસ ઈંચ પહોળા એવા સપાટ રંગીન ( ગાડીના સિગ્નલમાં વપરાય છે તેવો રાતો રંગ, ઘેરો આસમાની, પીળો, જાંબુડીઓ કે જામલી, અને સિગ્નલમાં વપરાય છે તેવો લીલો, એટલા રંગ ખાસ ઉપયોગી છે તેવા રંગના ) કાચ લેઇ તેને છબીની પેઠે ગોઠવી શકાય તેવું એક ચોકઠું બનાવી તેમાં જોઈએ તે રંગનો કાચ દાખલ કરી કે સહેલાઇથી કાઢી લેઇ શકાય તેવી ગોઠવણુ રાખવી. આ ચોકઠું સગવડ પ્રમાણે જે તરફથી તડકો આવતો હોય તે બારીમાં લટકાવી શકાય છે અગર તો છાપરામાં તેવડું બાકું પાડી ત્યાં ગોઠવી શકાય છે. આવી રીતે ગોઠવેલા કાચની મારફત આવતા રંગીન પ્રકાશને શરીરના રોગી ભાગ પર કે આખા શરીર પર જરૂર પ્રમાણે એકી વખતે વીસ મિનિટથી એક કલાક સુધી આપી શકાય છે. સખત બિમારીમાં પ્રકાશનો વધારે ઉપયોગ કરવાની જરૂર જણાય તો દર અરધા કલાક કે કલાક બે કલાકને અંતરે ફરી ફરીને પ્રકાશનું સ્નાન આપી શકાય છે. એને **"રંગીન પ્રકાશનું સ્નાન"** કહે છે. પરન્તુ કોઇ રોગમાં લાલ પ્રકાશનો આવી રીતે ઉપયોગ કરતી વખતે, ખાસ કરીને ઉનાળામાં, માથાને સીસાના પતરાથી કે ભીના કપડાથી ઢાંકવું જોઇએ. આ ઉપરાન્ત જલ્દી ફાયદો જણાવવા માટે રંગીન પ્રકાશની ભાવના આપેલું જલ પણ સાથેજ વાપરવું જોઇએ. આવું જલ તૈયાર કરવા માટે કાંતો ઉપર કહ્યા તેવા રંગના કાચના સીસાઓ વાપરવા. અથવા તે ન મળે તો સ્વચ્છ સફેદ રંગના સીસાઓ લેઇ તેમને સપાટ ચોરસ રંગીન કાચની મારફત આવતા પ્રકાશમાં મુકવા. એક ત્રીજી રીત પણ છે. આ રીતે જોઇતા રંગના સીસા તૈયાર કરવા માટે મૅજીક-લૅંટર્નની સ્લાઇડ ચિતરવામાં વપરાતા પારદર્શક રંગ વડે સ્વચ્છ સફેદ રંગની સીસીઓ બહારથી રંગીને ઉપયોગમાં લેઇ શકાય છે. સાધા-

રણુ રીતે આ કામ માટે ૭ ઐાંસ પાણી માય તેવી સીસીઓ વાપરવી. આવી સીસીઓમાં તૈયાર કરેલા પાણીમાંથી દર્દીને જરૂર પડે તેટલી વાર બે મોટા ચમચા ( Table-spoonfuls ) દરેક વખતે પાવા. જો ફિલ્ટર નામના યંત્રમાં ગાળેલું પાણી સીસામાં ભરી તેને પ્રકાશ આપી તૈયાર કર્યું હોય તો તે જો કે વધારે ગુણકારી બને છે પરન્તુ ત્રણ દિવસ કરતાં વધારે દિવસ સુધી તે સારૂં રહી શકતું નથી. સાધારણ કપડાથી ગાળેલા મીઠા પાણી કરતાં ફિલ્ટર કરેલા પાણીમાં સૂક્ષ્મ જંતુઓ વધારે સહેલાઇથી પેદા થાય છે. ઉકાળેલા પાણીને પણ આજ નિયમ લાગુ પડે છે. ઠંડી ઋતુમાં સાધારણ જાતના તૈયાર કરેલા પાણીમાં એક પખવાડીઆ સુધી ગુણ સચવાઇ રહે છે. પરન્તુ જરૂર હોય ત્યારે સખ્ત તડકામાં માત્ર બે કલાક રાખવાથીજ તાજું પાણી તૈયાર થઇ શકતું હોય તો પછી તેવા પાણીને લાંબી મુદત સુધી રાખી મુકવાની કાંઇજ જરૂર નથી. એકજ રંગના મોટા સંખ્યાબંધ બાટલાઓ મળી શકે તેમ હોય ત્યારે તેવા બાટલાઓમાં તૈયાર કરેલા જલવડે દર્દીને સ્નાન કરાવવાથી ઘણો લાભ થાય છે. કદાપિ સ્નાન કરાવવા જેટલું પાણી ન મળી શકે તો એક વાદળી કે સ્વચ્છ ટુવાલ તૈયાર કરેલા જલમાં બોળી બોળી તે વડે દરદીનું અંગ ધોઇ નાંખવું.

શ્વેત રંગના કપડાને પણ માફક આવે તેવા રંગીન પ્રકાશમાં અમુક કલાક સુધી રાખીને પછી તે દર્દીને પહેરાવવાથી પણ ફાયદામાં ઉમેરો થાય છે. લજ્જાની ખાતર શરીરનાં કોઇ અંગ તદ્દન ખુલ્લાં કરી શકાય તેમ ન હોય તેવે પ્રસંગે તેવા ભાગ પર બંધબેસતા આછા રંગનું ઝીણું કપડું ઢાંકી તે પર તેજ રંગના પ્રકાશ પડવા દેવો જોઇએ. પરન્તુ આવા અપવાદ બાદ કરતાં બનતા સુધી ખુલ્લી ચામડીપરજ પ્રકાશનાં કિરણ પડવા દેવામાં અધિક લાભ છે.

દુધ જેવાં પ્રવાહીને તેમજ બીજા નક્કર ખોરાકને પણ પાણીની માફક રંગીન પ્રકાશમાં રાખી તે દર્દીને ખવરાવવાથી લાભ થાય છે, અને બેસ્વાદ દવાઓથી કંટાળેલાઓની રસનેંદ્રિય ક્ષોભિત કર્યા સિવાય દવા જેટલોજ લાભ આપી શકાય છે.

ઉપરના ટુંક વિવેચન ઉપરથી જોઇ શકાશે કે આ ઉપચાર પદ્ધતિ બહુજ સોધી, બિન ખર્ચાળ, અને બિન જોખમી છે. પરન્તુ વધારે સારો અને સત્વર લાભ મેળવવો હોય તો રોગી ભાગ પર બહુ સારી અને અસરકારક રીતે પ્રકાશ નાખવાનાં યંત્રો આ વિદ્યાના મૂળ શોધક ડૉ. બેબિટે બનાવ્યાં હતાં, જેનાં નામ ક્રોમોલેન્સ, ક્રોમોડિસ્ક અને ક્રોમોલ્યૂમ (chromo-lens, chromo-disc, and cromo-lume.) છે. આ છેલ્લું યંત્ર આર્કલાઇટ એટલે વીજળીના અતિ તેજસ્વી દિવા સહિત મળી શકે છે, અને તે વડે તડકાની ગેરહાજરીમાં પણ રંગીન પ્રકાશના ઉપચારનો દરદીને લાભ મળી શકે છે. ડૉકટર બૅબિટનાં આ ત્રણે યંત્રો વિષે જરા વિવેચન કરવાની જરૂર છે તેથી તે નીચે આપીએ છીએઃ—

સૂર્યમાંથી અગર તો કોઇ પ્રકારના કૃત્રિમ દીવામાંથી આવતા પ્રકાશનાં કિરણોનો ઉપયોગ યોગ્ય રીતે કરવાનાં સાધનો કે યંત્રો વિષે લખવાનું કાર્ય ઉપસ્થિત થાય છે. મુખ્યત્વે કરીને ત્રણ જાત અથવા પ્રકારનાં યંત્રો ખાસ અનુકૂલ અને ઉપયોગી માલૂમ પડ્યાં છે. જેમાંનું પહેલું આતસી શીશી ( Flask ) ના આકારનું, બીજું અંદરથી ચકચકીત અને એક છેડે પહોળું અને બીજે છેડે બહુ સાંકડું એવા નાળચા ( Funnel ) ના આકારનું, ત્રીજું કાચની બાજુઓ વાળી નાની ઓરડીના આકારનું યંત્ર ( Cabinet ) કે

કબાર. ડૉ. બૅબિટે પ્રથમ બનાવેલાં આ ત્રણે પ્રકારનાં યંત્રોના આકા-રનો ખ્યાલ આ સાથે આપેલાં ચિત્રો ઉપરથી બરાબર આવી શકશે.

પાણી વગેરેમાં પ્રકાશ અને રંગના ગુણો દાખલ કરવા માટે અનુકૂલ રંગની કોઇપણ શીશી ચાલી શકે છે; પરન્તુ ડૉ. બેબિટે જેને ક્રોમોલેન્સ એવું નામ આપેલું છે તેવા આકારની શીશીમાં કેટ-લાક ખાસ લાભ છે. આ શીશીના મોંઢાના ભાગને બાદ કરતાં બાકીનો ભાગ સંપૂર્ણ વર્તુલાકાર હોઇ તેને બે બાજુએથી દબાવી દીધેલી હોય છે, અને તે બન્ને બાજુઓ અમુક પ્રમાણમાં બહિર્ગોલ હોવાથી તેની અંદર થઇને પસાર થતાં પ્રકાશનાં કિરણો કેન્દ્રિત થઇ એક બિન્દુ ઉપર પડે છે. આવા આકારની, અનુકૂલ રંગના કાચની, શીશીની અંદર પાણી ભરી તેને જે તરફથી તડકો આવતો હોય તે તરફની બારીમાં લટકાવવાથી શીશીની અંદરનું પાણી વ્યાધિ-હર ગુણવાળું વધારે સારી રીતે બને છે, એટલુંજ નહિ પણ તે મારફત આવતાં પ્રકાશનાં રંગીન કિરણો દર્દીના ઉપર પાડવાથી એકજ વખતે બન્ને કામ થાય છે. બેબિટની બનાવેલી આવી શીશી-ઓમાં ચાલીસ ઔંસ કરતાં પણ વધારે પાણી માઇ શકે છે. જ્યારે પાણી તૈયાર કરવાની જરૂર ન હોય પણ ફક્ત અમુક રંગનો પ્રકા-શજ રોગી અંગ ઉપર પાડવાનો હોય ત્યારે ઉપર કહી તેવી સફેદ શીશી પણ કામ લાગી શકે છે; એટલે કે જો તેમાં પારદર્શક જોઇતા રંગનું પ્રવાહી ભરવામાં આવે તો રંગી બોટલનીજ ગરજ તેનાથી સરે છે, પરંતુ દરેક રંગના કાચનીજ જુદી જુદી શીશીઓ મળી શકે તો તો વધારે સારૂં.

કોઇ એક રંગનો કાચ માત્ર જોઇનેજ તમે સૂક્ષ્મ–બારીકાઇથી બરાબર કહી શકો નહિ કે તે કાચ અમુકજ રંગનાં કિરણો પોતાની

આરપાર જવા દેશે. દાખલા તરીકે આસમાની કાચ બે રીતે બનાવેલા આવે છે. એક જાતને મેઝેરીન ( Mazarine ) અથવા કોબાલ્ટ ( Cobalt ) કહે છે; અને બીજાને ક્યુપ્રો-ડાયમોનિયમ સલ્ફેટકલર્ડ ( Cupro-diammonium sulphate coloured ) કાચ કહે છે. આમાંના પહેલી જાતના કાચમાં થઇને આસમાની કિરણોની ઉપરાંત લાલ અને નારંગી રંગનાં કિરણો પણ મોટા પ્રમાણમાં પસાર થાય છે. આ વાતની ખાત્રી કરવા માટે, અને અમુક કાચ મેઝેરીન જાતનો છે કે કેમ તેની પરીક્ષા કરવા માટે, અંધારા ઓરડામાં જઇ કાચને પોતાની આંખ આગળ રાખી તેની બીજી બાજુએ એક સળગાવેલી દીવાસળી ધરવી એટલે તે દીવાસળીનો પ્રકાશ જાંબલી કે નીલલોહિત રંગનો દેખાશે. પરન્તુ બીજી જાતના કાચને આવી રીતે તપાસી જોતાં તેમાંથી માત્ર આસમાની કિરણોજ આવતાં જણાય છે. પ્રથમ જાતના મેઝેરીન કાચમાંથી આસમાની ઉપરાંત ઉષ્ણ ગુણવાળાં રાતાં અને નારંગી કિરણો પણ આવતાં હોવાથી સોજા, ક્ષોભ અને બેચેની વાળાં દરદોમાં તે જોઇએ તેવો કામ લાગતો નથી. છતાં બીજી જાતનો આસમાની કાચ નજ મળી શકે તો પછી અન્ય રંગના કાચ કરતાં તો આવા કાચમાં થઇને આસમાની કિરણો વધારે પ્રમાણમાં પસાર થતાં હોવાથી તેનો ઉપયોગ કરવામાં વાંધો નથી. પરન્તુ ઉપર જણાવેલો બીજી જાતનો એટલે કુપ્રો-ડાયમોનિઅમ સલ્ફેટ કાચ વધારે ઠંડો અને ગુણકારી છે. મેઝેરીન કાચમાં થઇને આસમાની ઉપરાંત નીલલોહિત કિરણો પણ આવતાં હોવાથી જ્ઞાનતન્તુને જાગૃત કરી બલ આપવાનો ગુણ પણ તેમાં રહેલો હોય છે.

કેરબો કાચ ( Amber glass ) પોતાની અંદર થઇને મોટે

ભાગે જો કે પીળાં કિરણોજ પસાર થવા દે છે, તોપણુ કેરબા રંગના વિવિધ સૂક્ષ્મભેદ પ્રમાણે ઓછાં યા વધારે લાલ કિરણો પણ પસાર થવા દે છે. જો કે દેખીતી રીતે લાલ કિરણ જ વધારેમાં વધારે ઉષ્ણ ગણાય છે તો પણ લાલ કાચની અંદર થઇને જેટલી ગરમી પસાર થઇ શકે છે તેના કરતાં નારંગી રંગના કાચમાં થઇને વધારે ગરમી જઇ શકે છે. આયર્ન ઓકસાઇડથી રંગેલો ઘેરો લીલો કાચ વધારેમાં વધારે ઠંડો અને શાન્તિદાયક હોય છે.

રંગીનકાચવડે ફક્ત પાણીનેજ વ્યાધિનાશક ગુણ આપી શકાય છે એમ નથી પણ દુધમાંથી બનાવેલી ખાંડ (Granulated sugar) દળેલો ગુંદર (Pulverized gum arabic) અથવા દવા વગરની હોમિઓપેથિક ગોળીઓ (Homeopathic pellets) ને પણ પાણીની પેઠેજ તૈયાર કરી શકાય છે. છતાં એ વાત ખરી છે કે આ બીજી ચીજોમાં પાણીના જેટલો પ્રકાશનો ગુણ દાખલ થઇ શકતો નથી. વળી જરૂરના પ્રસંગે હવામાં પણ રંગીન પ્રકાશનો ગુણ દાખલ કરી શકાય છે. તેમ કરવા માટે અનુકૂળ રંગની એક શીશી લેઇ તેને એક મજબુત બુચ મારવો અને પછી તેને એકાદ કલાક તડકામાં મુકવી. તે પછી તેને દર્દીની પાસે લેઇ જઇ બુચ ઉઘાડી તરતજ તેની અંદરની હવા દર્દીને સુંઘાડવી. આ પ્રકાશનો ઉપાય ખાસ કરીને ફેફસાંના દર્દીઓને બહુ માફક આવે છે. પાણી, અથવા ગુંદરનો ભુકો, દુગ્ધશર્કરા ઇત્યાદિને પ્રકાશના ગુણ આપવા માટે શીશીમાં ભરી તેમને તડકામાં ઓછામાં ઓછા એક કલાક સુધી, અને બની શકે ત્યાં સુધી વધારે વાર, રહેવા દેવાં જોઇએ. આવી રીતે દાખલ થયેલો રંગનો ગુણ પાણીના કરતાં ઉપર કહેલા ઘન પદાર્થોમાં ઘણો વધારે કાળ જળવાઇ રહે છે એમ માનવામાં આવે છે. તેવીજ રીતે આ-

સ્માની લીલા અને જામલી રંગની શીશીઓમાં તૈયાર કરેલું પાણી જેટલો લાંબો વખત ગુણકારી રહી શકે છે તેટલો વખત પીળા નારંગી કે રાતા સીસાઓમાં તૈયાર કરેલું પાણી રહી શકતું નથી. તેનું કારણ એ છે કે આસમાની, લીલો અને જામલી પ્રકાશ જન્તુનાશક છે. ગ્રીષ્મઋતુમાં પીળા નારંગી અથવા રાતા રંગનું તૈયાર કરેલું પાણી વાપરતાં વધ્યું હોય તો ત્રીજા અથવા ચોથા દિવસે કાઢી નાંખવું જોઇએ. અને ઠંડી ઋતુમાં બે અથવા ત્રણ અઠવાડીયાં પછી ફેંકી દેવું જોઇએ. કારણકે તે મુદત પછી તે પાણીમાં કંઇજ ગુણ બાકી રહેતો નથી એટલુંજ નહિ પણ કેટલાંક અતિ સૂક્ષ્મ જન્તુઓ તેમાં પેદા થયેલાં હોય છે. ઉપર જે મુદત લખી છે તે પશ્ચિમના શીતપ્રધાન દેશોને માટે છે તેથી આપણા પ્રમાણમાં ઉષ્ણપ્રધાન ભારતવર્ષમાં તો ઓછી મુદત ગણવી જોઇએ.

**માત્રા**—ઉપર કહેલી રીતે તૈયાર કરેલા પાણીનું દરેક વખતે પીવાનું પ્રમાણ કેટલાક મોટા ચમચા ભરીને અથવા બે ત્રણ મોટા ઘુંટડા છે. પણ જો ઉપર કહેલ ગુંદર કે દુગ્ધશર્કરા વાપરવાં હોય તો દરેક વખતે તેમાંથી બે ત્રણ ગ્રેન કે ઘઉંભાર લેવાં.

આ પ્રકરણના આરંભમાં કહેલું નાળચાના આકારનું યંત્ર જેને ડૉ. બેબિટે ક્રોમો-ડિસ્ક ( chromo-disk ) એવું નામ આપેલું છે તે મોઢું જોઈ શકાય તેવા અંદરથી ચકચકીત કરેલા એલ્યુમિનિયમના પતરાનું, અથવા અંદર નિકલનો ગિલિટ ચડાવેલા પીતળના પતરાનું, બનાવેલું હોય છે. તેનો પહોળો છેડો તડકો ઝીલવાને માટે સૂર્ય તરફ રાખવામાં આવે છે અને નાનો છેડો દર્દીના જે અંગ ઉપર ઉપચાર કરવાનો હોય તેની નજીકમાં રાખવામાં આવે છે. આવી રીતે ગોઠવણ

કરવાથી પ્રકાશ અને ગરમી એકત્ર થઇને એટલા બધા જોરમાં ચામડી ઉપર પડે છે કે (જો કોઇ પણ જાતનો કાચ ન મુક્યો હોય તો ચામડીને એક મિનિટમાંજ દાઝયા જેવી લાલ બનાવી દે છે, અને ત્રણ મિનિટમાં ફોલ્લો ઉઠાડે છે. રંગીન પ્રકાશ આપવા માટે આ ભુંગળાના પહોળા કે મોટા છેડાપર અનુકૂલ રંગનો કાચ ઢાંકવામાં આવે છે અને તે પડી ના જાય તેને માટે સ્ક્રુ, ડેસીઓ કે બીજા કોઇ પ્રકારની ગોઠવણ રાખવામાં આવે છે. સૂર્ય કે દીવો ઉંચે નીચે હોય તે પ્રમાણે આ ભુંગળાને આડું ઉભું ધરી રાખી શકાય તેવી રીતે થાંભલા ઉપર તેને જોડવામાં આવેલું હોય છે. જુદા જુદા રંગના કાચમાં થઇને ગરમી કે ઉષ્મા કેટલા પ્રમાણમાં પ્રકાશની સાથે પસાર થઇ શકે છે તેની સરખામણીના પ્રયોગો આ ક્રોમો-ડિસ્ક નામના યંત્ર વડે કરવામાં આવ્યા છે. તે ઉપરથી જણાયું છે કે સૌથી વધારે ગરમી તો કોઇ પણ જાતનો કાચ ન વાપરવામાં આવે ત્યારે મળે છે; તેથી ઉતરતે નંબરે નારંગી રંગનો કાચ આવે છે; સાદો સફેદ કાચ એથી પણ ઓછી ગરમી પસાર થવા દે છે; તેનાથી ઉતરતી પાયરીએ રાતો રંગ આવે છે; પણ જ્યારે આસમાની રંગના કાચનો ઉપયોગ શરૂ કરીએ છીએ ત્યારે ગરમીને બદલે ઠંડકનું ભાન દર્દીને થવા લાગે છે. સૂર્યસ્નાન કે આતપસ્નાનનું કબાટ જેને ઇંગ્રેજીમાં થર્મોલ્યુમ કે સોલરબાથ કેબિનેટ (Thermolume or Solar bath cabinet) એવું નામ ડૉ. બેબિટે આપેલું છે તે યંત્ર સૌરચિકિત્સા કે વર્ણોપચારનું સર્વોત્તમ સાધન મનાય છે. આ યંત્રમાં દર્દીને બેસાડવાથી પરસેવો પણ જોઇએ તેટલો લાવી શકાય છે. અને જો કોઇ કારણસર પરસેવો લાવ્યા વગરજ ઉપચાર કરવાની જરૂર હોય તો તેવી ગોઠવણ પણ થઇ શકે છે. પ્રકાશમય

ગરમી પ્રકાશ વગરની ગરમી કરતાં વધારે મળહારી, વિશોધક, શુચિ-કારક અને ગુણકારક છે; કારણ કે પ્રકાશવાળી ગરમી તે વધારે સૂક્ષ્મતર, સંસ્કારશુદ્ધ, ભેદક એટલે વધારે ઉંડે સુધી અસર કરનાર, અને સ્વાભાવિક તથા મૌલિક છે. પ્રકાશમાં રોગાણું કે વ્યાધિના સૂક્ષ્મ જન્તુઓનો નાશ કરવાનો ગુણ હોવાથી અને વળી સ્વેદલ એટલે પરસેવો પણ લાવનાર હોવાથી શરીરમાંથી વિજાતીય દ્રવ્યનો વધારે પ્રમાણમાં નાશ થાય છે.

થરમોલ્યૂમ અથવા સૂર્યસ્નાન માટેના કબાટની અંદર બેસી રંગીન પ્રકાશનું કે તડકાનું સ્નાન કરવાથી અરધા કલાક કે એક કલાકની અંદર શરીરની અંદર એટલી બધી સૂર્યમાંથી આવતી શક્તિ દાખલ થાય છે કે જેટલી કેટલાક કલાકો સુધી એમને એમ તડકામાં સુઇ રહેવાથી મળતી નથી. આ યંત્રની બલવર્ધક અને વ્યાધિના-શક અસરો અપ્રતિમ છે. તેજ રોગજનક સૂક્ષ્મજંતુ અને તત્વોનો નાશ કરે છે લોહીને વધારે સજીવન કરે છે અને જ્ઞાનતંતુઓને પુષ્ટિ આપે છે. સંધીવાત, સરદી કે સળેખમ, ક્ષય, અપસ્માર કે ફેફરૂં, જાતજાતના જ્વર, લકવો કે પક્ષાઘાત, જલોદર, કંઠમાલ કે ગંડમાળ, ગંઠાઇ ગયેલા શરીરના સાંધા, સર્વાંગ નિર્બલતા, ઈત્યાદિ દુઃખદ વ્યાધિઓ આ યંત્રની જાદૂઈ શક્તિથી પલાયન કરી જાય છે.

હવે સૂર્યના તડકાની સાથે કૃત્રિમ પ્રકાશની સરખામણી કરતાં જણાય છે કે ઇલેક્ટ્રીક આર્ક લાઇટ નામના વિજળીના મોટા દીવાનો પ્રકાશ શ્વેત નિર્મળ અને સૂર્યપ્રકાશ જેટલોજ પ્રબળ હોય છે. બીજી બધી રીતે જોતાં પણ આ જાતના વિજળીના દીવાનો પ્રકાશ સૂર્યના તડકાની આબેહુબ ગરજ સારી શકે છે. દાખલા તરીકે ફોટો એનગ્રેવીંગનું કામ તડકાની માફક આવા વિજળીના પ્રકાશથી પણ બરાબર સારી રીતે થઈ શકે છે. અને તેજ પ્રમાણે બહુ રસદાર સ્વા-દિષ્ટ ફળો પણ આ પ્રકાશની મદદથી ઉગાડી અને પકવી શકાય છે.

આ બધા ઉપરથી જોઇ શકાશે કે સૂર્યપ્રકાશને સ્થાને આ વિજળીના આર્ક લાઇટનો પ્રકાશ થર્મોલ્યુમ એટલે પ્રકાશ સ્નાનની પેટી સાથે જોડવામાં ડૉ—એબિટે બહુ દીર્ઘ દષ્ટિ અને ડહાપણ વાપર્યું છે. જે પ્રસંગે તડકો સહજ પ્રાપ્ય હોય તેવે પ્રસંગે વિજળીના પ્રકાશને બદલે તડકાનો ઉપયોગ કરી શકાય તેવી ગોઠવણ આ યંત્રમાં રાખેલી હોય છે. દીવેલના, કોપરેલના, ધાસલેટના, ગેસના કે ઓછી પાવરના ઇન્કેન્ડેસંટ વિજળીના દીવા એ સર્વે ઉપર કહેલો આર્ક લાઇટના દીવાની સાથે સરખાવતાં ઘણાજ ઉતરતા છે. અને જો કે તડકો નહોય તેવે પ્રસંગે કોઇ પણ પ્રકારનો કૃત્રિમ પ્રકાશ ઉપયોગી થઇ પડે છે એમ કહેવા છતાં પણ એટલું તો જણાવવાની જરૂર છે કે કોઇ પણ જાતના તેલ કે ગૅસના દીવાના પ્રકાશમાં અને આર્ક લાઇટના પ્રકાશમાં જે કેટલાક અગત્યના ભેદ રહેલા છે તે, પ્રકાશની પ્રખરતાનોજ માત્ર નહિ, પણ પ્રથમ તો એ તફાવત હોય છે કે, આર્ક લાઇટ સિવાયના લગભગ સર્વે દીવાનું તેજ તદ્દન સફેદ અને નિર્મલ હોતું નથી પણ તેમાં નારંગી રંગનાં કિરણો ઘણાંજ વધારે હોય છે. એટલુંજ નહિ પણ લીલાં, આસમાની અને જાંબલી કિરણો તેમાં બહુજ કમતી પ્રમાણમાં હોય છે. કોઇ પ્રસંગે જોઇતા રંગનો કાચ મુદ્દલ મળી શકે તેમ ન હોય તો પછી તેવા રંગનાં ખુલ્લી જાળીવાળાં કપડાંથી અગર બારીક રંગીન કાગળથી કામ નિભાવી લેવાય છે અને તે પણ ના બની શકે તો રંગીન સપાટી ઉપરથી પરાવર્તન પામેલા પ્રકાશનાં કિરણો પણ ઉપયોગમાં લેઇ શકાય છે.

સૂર્યના પ્રકાશમાં પાણીથી ભરેલી રંગીન કાચની શીશીઓ મૂકી રાખીને પાણી તૈયાર કરવાની રીત કે વિધિ વિષે આ પ્રકરણમાંજ પૂર્વે વિવેચન કરી ગયા છીએ. પરંતુ આ સંબંધમાં સુરત નિવાસી

અમારા મિત્ર વૈદ્ય તિલકચંદ તારાચંદનો અનુભવ અને અભિપ્રાય કેટલાક પ્રમાણમાં ભિન્ન છે. પ્રથમ વાત તો એ છે કે ડૉક્ટર બૅબિટ, સ્ટોકર, ઇન્ઝ વગેરે વગેરે પ્રખ્યાત ક્રોમોપથીના અભ્યાસીઓ પ્રકાશમાં તૈયાર કરેલા પાણી કરતાં તેવા પ્રકાશનો સીધો ઉપયોગ દરદીના શરીરપર કરવાનું ઘણુંજ વધારે પસંદ કરે છે; અને વળી પાણી તૈયાર કરતી વખતે કે તૈયાર થયા બાદ તે પર વાદળાંની છાયા, અગર ચંદ્ર તારા કે દીવાનો પ્રકાશ પડવાથી તેના ગુણ બગડી જાય છે એવા રા. વૈદ્ય તિલકચંદના મતને જરા પણ મળતા થતા નથી. તેમ છતાં આ વૈદ્યરાજના કેવા વિચારો છે તે જાણવા ખાતર અમે નીચે આપીએ છીએઃ—

આ રંગરસાયન શાસ્ત્રમાં જુદા જુદા રંગની બાટલીમાં કોઇ પાણી, સાકર, દૂધની સાકર એવા જુદા જુદા પ્રકારે પોતપોતાની સગવડ પ્રમાણે ઉપયોગ કરે છે. એટલે કોઈ પાણી તૈયાર કરે છે, કોઇ સાકરનો ભુકો અથવા દૂધની સાકર તૈયાર કરે છે. પરંતુ આ બધામાં સર્વોત્તમ અને તત્કાલ ગુણ આપે એવું તો પાણીજ હોય છે. અમે ઘણાં વર્ષોથી પાણીનોજ ઉપયોગ કરીએ છીએ. પં. જ્વાલાપ્રસાદ, ઇત્યાદિ વૈદ્યોનો મત પણ પાણી તૈયાર કરીને તે ઉપયોગમાં લેવાનો છે. કોઇ કોઇ પ્રસંગે તેમજ ચોમાસાના દિવસ માટે સાકરની ભુકી તૈયાર કરી રાખવી પડે છે. પરન્તુ ચોમાસામાં પણ સૂર્યનાં કિરણો પડતાંજ પાણી તૈયાર કરીને વાપરવું એ ઉત્તમ છે. કારણ પાણીમાં પણ ઔષધિ ગુણ છે. સિવાય મનુષ્યના શરીરમાં પણ ત્રણ ચતુર્થાંશ કરતાં પણ વધારે પાણી છે એવું પાશ્ચિમાત્ય રસાયણશાસ્ત્રે પણ સિદ્ધ કર્યું છે.

આ ઉપરથી શરીરમાં પાણીનું મહત્વ કેટલું છે તે જણાશે. ઋગ્વેદમાં—પાણીમાં ઔષધિ ગુણ રહેલો છે એવું વર્ણન કરેલું છે.

" अप्स्वन्तर मृतमप्सु भैषजम पाप्सुत प्रशस्तये ।
देवा भवत वाजिनः ।।
अप्सु मे सोमो अब्रवीदन्तविश्वानि भेषजा ।
अग्निचं विश्वशम्भुवमापश्च विश्व भेषजीः ।
आपः पृणीत भेषजं वरुथं तन्वे ३ ममे ।
ज्योक्च सूर्यं दृशे ।। "

" જળના અન્તર ભાગમાં અમૃત છે. જળના અન્તર ભાગમાં ઔષધિ ગુણ છે. જળનું સ્તવન કરવા માટે હે દેવતાઓ ! જલ્દી કરો.

મને સોમદેવે કહ્યું છે કે જળના અન્તર ભાગમાં સર્વ ઔષધિ છે. અને અગ્નિ એ સર્વનો કલ્યાણ કર્તા છે. જળ એ ખરેખર સર્વ રોગ પરિહારક છે.

હે જળ ! મારૂં શરીર સદાકાળ તન્દુરસ્ત રહે અને મને ચિરકાળ સૂર્યનાં દર્શન થાય માટે મને ઉત્કૃષ્ટ ઔષધ આપો.

ઋગ્વેદ અ. ૨ સૂત્ર ૨૩. "

આ ઉપરથી રોગ નાશ કરવા માટે ઇતર પદાર્થો કરતાં પાણીજ તૈયાર કરવું એ ઉત્તમ છે.

## સૂર્યપુટી જળ તૈયાર કરવાની કૃતિ.

જે રંગની શીશીનું પાણી તૈયાર કરવું હોય તે શીશી સ્વચ્છ પાણીથી ધોઇ નાખીને તૈયાર કરવી. અંદર અથવા બહાર કોઇ પણ પ્રકારનો ડાગ માત્ર રહેવો ન જોઇએ. તાત્પર્ય કે શીશી સ્વચ્છ કરવા માટે બહુ કાળજી રાખવી. પછી આવા પ્રકારે સ્વચ્છ કરેલી શીશીમાં કુવાનું કે નદીનું સ્વચ્છ પાણી કપડે ગાળીને ભરવું જે શીશીમાં

પાણી ભરવાનું હોય તે શીશીને છેક મોઢા સુધી ભરવી નહિ. ચાર આંગળ કમી ભરવું. પછી તે શીશીને ગાઢો બુચ બેસાડવો. આ પ્રમાણે બુચ ઘાલીને તૈયાર કર્યા પછી તે શીશી બહારથી સ્વચ્છ પાતળા કપડાથી સાફ કરવી અને તડકામાં મુકવી.

## તડકામાં મુકવાની રીતિ.

ઉપર પ્રમાણે તૈયાર કરેલી શીશી એકાદ પાટીયુ કે ટેબલ અથવા લાકડાનું બેંચ મુકી તે ઉપર મુકવી. જમીન ઉપર કે પત્થર ઉપર મુકવી નહિ.

## તડકામાં મુકવાનો વખત.

પાણી તૈયાર કરવાને દિવસના ૧૧ વાગ્યાથી તે દિવસના ૨ વાગતા સુધી ઉત્તમ વખત સમજવો. બીજા વખતે મુકવાથી ઉત્તમ પાણી તૈયાર થતું નથી.

## પાણી તૈયાર થયું એ કેમ સમજવું ?

આ પ્રમાણે તડકામાં મુકેલી શીશી તાપની ઉષ્ણતાથી તપીને શીશીનો જે ભાગ ખુલ્લો હશે તે ભાગ ઉપર વરાળનાં બારીક બારીક બિન્દુ ચોંટયાં હશે એટલે પાણી તૈયાર થયું છે એમ સમજવું. તાત્પર્ય કે જો ઉતાવળ હોયતો પાણીનાં બિંદુ શીશીને ચોટવા લાગે કે શીશી તડકામાંથી લેઇ લેવી. નહિ તો ચાર કલાક સુધી સૂર્યના પ્રકાશમાં શીશી રાખવાથી ઘણુંજ સારૂં પાણી તૈયાર થાય છે.

## સૂચના

ઉપર દર્શાવ્યા પ્રમાણે શીશીમાં ચાર આંગળ જગ્યો નકામી ન રાખતાં શીશી પૂર્ણ મુખ સુધી ભરીને તડકામાં મુકવામાં આવે તો તે શરીરના પાણીમાં સૂર્યનાં કિરણોનો ગુણ રહેતો નથી. એટલુંજ

નહિ પણ શીશી પૂર્ણ ભરીને મુકવાથી તાપની ઉષ્ણતાથી એકાદ વખતે શીશી ફુટી જવાનો ઘણો સંભવ રહે છે. શીશીના તળે લાકડાનું પાટીયું ન રાખ્યું હોય તો કિરણનો સર્વ ભાગ જમીનમાં ઉતરી જાય છે, અથવા જમીન બહુ તપેલી હોય અને ઉપરથી તાપ ઘણો સખ્ત લાગતો હોય તો શીશીમાં રહેલું પાણી બંને બાજુની ઉષ્ણતા લાગીને ઘણું જલ્દી તપી જાય છે; અને તે જલ્દી તપી જવાથી ઘણાં જલ્દી શીશીમાં બિંદુ ચોટી જાય છે. અને આવા પ્રકારે જલ્દીથી તપી ગયેલું પાણી તેટલું ગુણકારક હોતું નથી. જો શીશીને બુચ ન લગાવતાં તે ઉઘાડી તડકામાં મુકવામાં આવે તો તે પાણીનો કંઇજ ઉપયોગ થનાર નથી. કારણ શીશીમાં સૂર્યનાં કિરણો તિરકસ ગતિથી દાખલ થઇ તે પાછાં વળે છે. પણ શીશીને જો દેવદારનો કે કાચનો બુચ ધાલ્યો હોય તો તેમ થતું નથી. કાચનો બુચ ઘાલ્યો હોય તો તે પાણીમાં સૂર્યનાં કિરણોનો અધિક સંચય થાય છે. અર્થાત્ લાકડાના બુચ કરતાં કાચના બુચની શીશીમાં તૈયાર કરેલું પાણી અધિક ગુણકારી થાય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે દિવસના ૧૧ થી ૨ વાગ્યા સુધી શીશી તડકામાં રાખવાના બદલામાં સવારે કે સાંજે ચાર કલાક તડકામાં શીશી મુકીને પાણી તૈયાર કર્યું હોય તો તે તેટલું ગુણકારક થતું નથી. કારણ સવારે અને સાંજે સૂર્યનાં કિરણો આડાં પડે છે માટે પાણી તૈયાર કરવાનો ઉત્તમ વખત દિવસના ૧૧ થી તે ૨ વાગ્યાનોજ છે.

સૂર્યાસ્ત થયા પછી જો શીશી ભૂલમાં બાહેર રહી જાય તો તે પાણી શીશીમાંથી કાઢી નાંખી બીજા દિવસે બીજું પાણી તૈયાર કરવું. સૂર્યાસ્ત થયા પછી બહાર રહેલું શીશીમાંનું પાણી નિરૂપયોગી અને નુકસાનકારક સમજવું. ત્રણ વાગ્યા પછી શીશીને ઘરમાં

લાવી ઠંડી થવા દેવી. જ્યાં સુધી પાણી ઉષ્ણુ હોય ત્યાં સુધી તે પાણી ઉપયોગમાં લેવું નહિ. આવા પ્રકારના ઉષ્ણુ પાણીથી લાભ તો થનાર નથીજ પરંતુ કેટલીક વખતે નુકસાન થવાનો સંભવ રહે છે.

જે વખતે શીશી તડકામાં મુકો તે વખતે તેજ બાટલી પાસે બીજા રંગની બાટલી મુકવી નહિ. કારણુ એક એકના રંગનું મિશ્રણુ થઇ તે જુદીજ જાતના ગુણુનું પાણી તૈયાર થશે. માટે જુદા જુદા રંગની શીશીનું પાણી તૈયાર કરવાનું હોય ત્યારે તે શીશીઓ થોડા અન્તર ઉપર મુકવી. કોઇ પણુ રંગની શીશીમાં તૈયાર કરેલું પાણી સફેદ રંગની શીશીમાં ઉપયોગ માટે આપી શકાય છે. માત્ર તે પાણીને દિવાનો પ્રકાશ લાગવો ન જોઇએ. આવા પ્રકારે સફેદ શીશીનું પાણી એક દિવસ ગુણુકારક રહે છે. પરંતુ જે રંગની શીશીમાં પાણી તૈયાર કરેલું હોય તેજ રંગની શીશીમાં તે પાણી ગમે એટલા દિવસ રાખી મુકવામાં આવે તો પણુ તેના ગુણુમાં ફરક પડતો નથી. જ્યારે શીશીમાંનું પાણી તૈયાર થાય ત્યારે એટલી વાત અવશ્ય લક્ષમાં રાખવી જોઇએ કે તે શીશી તમે જે જગાએ મુકો તે ઠેકાણે બીજા રંગની શીશી મુકવી નહિ. એકાદ કબાટમાં કે પેટીમાં જુદાં જુદાં ખાનાં કરીને તેમાં તે મુકવી. આ પ્રમાણે જો ન કરવામાં આવે તો આસમાની અને પીળો રંગ મળવાથી તેમજ પીળો અને બાદ આસમાની રંગ મળવાથી લીલો રંગ થાય છે તેજ પ્રમાણે પાણીના રંગના ગુણુમાં ફેરફાર થવાથી તમારૂ ઇચ્છેલું કાર્ય સિદ્ધ થશે નહિ.

વધારેમાં વધારે એકજ શીશી એક સરખી ત્રણુ વખત તાપમાં મુકવામાં આવે તો ચોથી વખતે તે શીશી અંદર અને બહારથી સ્વચ્છ ધોવાની કાળજી રાખવી જોઇએ. વાસ્તવિક રીતે દરેક વખતે તે શીશી અંદરથી અને બહારથી ધોવાની જરૂર છે. કારણુ શીશી જેટલી

પારદર્શક અને સ્વચ્છ હશે તેટલા ઉત્તમ ગુણુવાળુ પાણી તૈયાર થશે. બહાર પડેલા પાણીના દાગ, શીશીમાં ભેગા થયેલા કણ, એથી પાણી ઉત્તમ પ્રકારે તૈયાર થતું નથી. માટે પાણી તૈયાર કરતી વખતે આ આવશ્યક અને મહત્વની વાત તરફ ક્યારે પણ દુર્લક્ષ કરવું નહિ કવચિત ભૂલમાં શીશી રાત્રે ચંદ્રના પ્રકાશમાં કે ઇતર તારાના પ્રકાશમાં રહી ગઈ હોય તો તેમાંનાં પાણીનો ઉપયોગ કરવો નહિ.

## તાત્પર્ય

ઉપર કહ્યા પ્રમાણે શીશીમાં પાણી ભરી એટલે ચાર આંગળ ખાલી શીશી રાખી પછી કદણુ બૂચ લગાવી લાકડાના પાટીયા ઉપર શીશી મુકી હોય તે બીજા રંગની શીશીથી દૂર રાખવી. તેમજ તાપમાં મુકતી વખતે બહારની બાજુએ કોઇ પણ પ્રકારની દુર્ગન્ધ, કચરો ન હોય એ બાબત ઉપર લક્ષ આપવું. શીશીમાં બિંદુ તૈયાર થતા સુધી કે બરોબર ચાર કલાક શીશી તડકામાં રાખી હશે તે ત્રણુ વાગ્યા પછી શીશી તડકામાંથી લેઇ લઇ પાણી ઠંડુ થવા દેવું. તે શીશી મુકતી વખત ઇતર રંગથી દૂર રાખવાની કાળજી રાખવી. તેમજ ચંદ્રનો અને દીવાનો પ્રકાશ તેના ઉપર પડવા દીધો ન હોય તો કોઇપણુ દેશના વૈદકશાસ્ત્રમાં જે રોગ સારા થતાં નહિ હોય એમ લખ્યું હશે તે રોગ પણ આ ક્રોમો પથીની ચિકિત્સાથી સારા થશે. માત્ર મનુષ્યના શરીરમાં કયો રંગ વધ્યો છે અને કયો રંગ કમી થયો છે એનો વિચાર કરી આ જલ પીવાને કે ચોળવાને આપવું જોઇએ.



# પ્રકરણ ૨૭ મું:—કયા રંગથી કયા કયા રોગો મટે છે તે વિષે ટુંકી માહિતી.

વિવિધ પ્રકારના વ્યાધિઓ ઉપર જુદા જુદા રંગના પ્રકાશનો, પીવામાં અને ચોપડવામાં તૈયાર કરેલા રંગના ગુણવાળા પાણી અને તેલનો અગર તો તૈયાર કરેલ શર્કરા કે ગુંદરનો, કેવી રીતે ઉપયોગ કરવો તે વિગતવાર આગળ ઉપર વર્ણવવામાં આવશે. પરંતુ આ પ્રકરણમાં તો આ વિદ્યાના બે ધુરંધર અનુભવી ડૉક્ટરો **બૅબબીટ્ટ** અને **જવાલાપ્રસાદ** એમના મત પ્રમાણે કયા રંગ વડે કયા કયા વ્યાધિઓ મટે છે તેનું ટુંકું વર્ણન આપ્યું છે.

| **ડૉક્ટર બૅબબીટ્ટના મત પ્રમાણે.** | **પંડિત જ્વાળાપ્રસાદના મત પ્રમાણે.** |
|---|---|
| **વાદળી પાણીથી મટતાં દરદો.** | |
| અનિદ્રા—ઉંઘ ન આવવી. | અનહદ ક્ષુધા તૃષા. |
| વીર્યસ્ત્રાવ—ધાતુપાત. | કાળજ્વર—ટાઇફૉઇડ ફીવર. |
| ગર્ભાશય અને યોનિનો વરમ. | શીતળા બળીયા વગેરેનો તાવ. |
| સગર્ભાવસ્થાની ઉલટી. | ફેફસાંના વ્યાધિઓ સાથેનો તાવ. |
| અનહદ સંભોગેચ્છા (સ્ત્રીઓને થતી) | ગળાનો અને શ્વાસનળીનો સોજો. |
| કામાન્ધતા (પુરૂષોને થતી). | સુકી ખાંસી—વવળાટવાળો ઠાસો. |
| હસ્તમૈથુન. | ગળાનો વરમ. |
| ચાંદી ટાંકી—ફિરંગ રોગ. | દાંતના પારા કે અવાળુનો સોજો અને દુઃખાવો. |
| માથાનો ખોડો અને વાળ ખરી પડવા. | |

પરસેવો બહુ વળવો.
પિત્તજ્વર અને સંતતજ્વર.
અતિસાર—ઝાડો.
મ્હોં આવવું અને મ્હોંમાં ચાંદીઓ પડવી.
સૂતિકાજ્વર—સુવાવડીનો તાવ.
આંતરડાંનો અને પેઢુનો વરમ.
ચામડી પરના ડાઘા.
હાથ પગ ફાટવા અને ચામડી બરછટ રહેવી.
મરડો.
કોલેરા.
કાસ—કુકડીઆ ખાંસી.
કંઠરોહિણી.
શરદી અથવા સળેકમ.
ઉરક્ષત.
ફેર ચઢવા અને વાન્તિ.
ચૂંક, આંકડી અને ખાટા ઓડકાર.
હોજરીનો સોજો.
આંખો દુખવી.
પગની નસો ફૂલી જવી.
શીતળા—ગોવરૂ
શૂળ અથવા સણકા.
સ્પાઇનલ મેનીનજાઇટિસ Spinal-meningitis.

નબળાઇનો અતિસાર.
ખાધેલા પેટે આવતા ઓડકાર.
ઓકારી તથા ફેર.
અતિસારને લીધે હોજરીમાં થતો દુઃખાવો.
મરડો—આમવાત.
પિત્તજ્વર.
કમળો—પિત્તપાન્ડુ.
પેટ છુટી જવું.
દુઝતા અર્ષ.
પેટની આંકડી કે ચૂંક.
આંતરડાંનો સોજો.
મૂત્રાઘાત, મૂત્રાવરોધ, અને પેશાબનું ખેંચાઇ ખેંચાઇને થવું.
નસકોરી ફુટવી.
કાળજા આગળ કે મૂત્રપિંડ આગળ ધબકારા થવા.
ઝખમ.
દાઝી જવું.
માર અગર ચોટ.
શ્વેત પ્રદર—સ્ત્રીને જતી ધાત.
કલેજામાં અને છાતીમાં ઉઠતી આગ.
કૉલેરા—વિશૂચિકા.
મૂત્રાવરોધ—પેશાબનો અટકાવ.

કરોડ રજ્જુનો વરમ.
દાંતના રોગો.
બહેરાશ—બધિરત્વ.
પ્લેગ—ગ્રંથિક સન્નિપાત.
મધુ પ્રમેહ.

મરડામાં થતો આંતરડાંનો દાહ.
ફેફસાંનો વરમ—ત્રિદોષ—ન્યુમોનિયા.
દંખ (ભમરા, મધમાખ વગેરેના)
કંઠમાળ—ગંડમાળ.
કાસ શ્વાસ—સસણી.
જીર્ણ અતિસાર.
ઝાડો ઉલટી.
ક્ષય.
ગળાનો સોસ.
બલગમ સાથેની ખાંસી.
હડકવા.
સગર્ભા સ્ત્રીને થતા વિકારો.
અત્યાર્તવ, અટકાવ બહુ આવવો.
જખમમાંથી થતો રક્તસ્ત્રાવ.
ઉન્માદ—ચિત્તભ્રમ.
યકૃત (લીવર)નું ખેંચાવું.
ધમનીના પડની નબળાઇ—
એન્યુરિઝમ.
હિસ્ટીરિયા—ભૂતવાયુ.
પ્લેગ—ગ્રંથિક સન્નિપાત.

## વાદળી પ્રકાશથી મટતાં દરદો.

ચીઢીયાપણું—તામસી પ્રકૃતિ.
વીર્યસ્ત્રાવ—ધાતુપાત.

બલગમી તાવ.
મગજ ઉપર આવતો સોજો.

અત્યાર્તવ—વધારે અથવા વારે વારે આવતો અટકાવ.
વાળ ધોળા થઇ જવા.
હૃદયકંપ અને હૃદયશૂળ.
સંધિવા કે નજલો.
રાંઝણ.
ખરજવું.
રતવા.
ઉરક્ષત.
મૂત્રાશયનો વરમ.
બહેરાશ—બધિરત્વ.
મૂત્રપિંડનો વરમ.
સ્પાઇનલ મેનીનજીટિસ Spinal-meningitis.
મગજે લોહી ચઢવું—ફેફરૂં.
નાનાં બાળકોને થતું ઉપલીયું (તાણ).
માથું દુઃખવું.
ગુરદાનો સોજો (સરદીથી અથવા મારથી).
પરૂવાળી આંખો.
આંખની પાંપણ (પોપચાંની અંદરના ભાગમાં થતી ફોલ્લી).
બહેરાપણું.
દાંત ફુટતી વખતની બિમારીઓ.

## વાદળી પાણી અને પ્રકાશથી મટતાં દરદો.

રોજીઓ અને આંતરીઓ તાવ.
દરદ કરતો સંધિવા.
કાનમાં થતો દુઃખારો.
ભેજાંનો તાવ.
ચામડી પર લાગતી વવ.
જાનવરોના ડંખ.
દસ્તાનનું ધણું જવું.
ગુમડાં.
ઉંદરી.

## વાદળી તેલથી મટતાં દરદો.

ધાતનું જવું.
ઊંઘમાં ધાતનું જવું.
ધાત પાતળી થવી.
વાળનું સફેદ થવું.
દાદર, દરાજ.
ખુજલી.
માથામાં ટાલ પડી વાળ ખરી જવા.

## લાલ પાણીથી મટતાં દરદો.

ઓરી અને અછબડા.
રાતડીયું.
રગતપિત્ત—વાતરક્ત.
હાથ પગનું સંકોચાઇ જવું.
લકવો.
શરીર પર પડતી લાલછાંટ.
આળસીપણું.
શરીરના એક ભાગનું બીજા કરતાં દુબળા થઇ જવું.
સફેદ કોઢ.

## લાલ પ્રકાશથી મટતાં દરદો.

નષ્ટાર્તવ—દસ્તાનનો અટકાવ.
સાંધિવા કે નજલો.
વૃષણમાં પાણી ભરાવું તે.
શીતળા—ગોવરૂ.
ખીલી.
ખરજનો રોગ.
સફેદ કોઢ.
લકવાથી સુન મારી ગયલા અવયવો.

## લીલા પાણીથી મટતાં દરદો.

આંખો દુઃખવી.
પ્લેગ અને સન્નિપાત.

## લીલા પ્રકાશથી મટતાં દરદો.

વીર્યસ્ત્રાવ–ધાતુપાત.
રાંઝણ.
સ્પાઇનલ મેનીનજીટિસ Spinal-meningitis.
કરોડ રજ્જુનો વરમ.
જખમ.
બેમાલુમપણે પેશાબનું જવું.
ઝરતાં ગુમડાં,
માથામાં શરદી લાગવી.
કોહવાટ.
અનીતિથી થતો ચેપી રોગ, ચાંદી, ટાંકી.

## લીલા પ્રકાશ અને પાણીથી મટતાં દરદો.

માથામાં શરદી લાગવી.
ચેપી રોગ.

## નારંગી રંગ (પીળા સાથે સહેજ રાતો રંગ મળેલો હોય તે)ના પાણીથી મટતાં દરદો.

સળેકમ.
શરદીથી આવતા તાવ.
નજલો.
ભીનો કફ.
પારા સુજી આવ્યા વગર દાંતનું દુઃખવું.
ફરબે માણસોને થતો અતિસાર.

છાતી પર દાહ બળવો.
પેટમાં દાહ બળવા સાથે ખાટા કડવા ઓડકાર આવવા.
હોજરીમાં પવનનું પેદા થવું.
ઓડકાર.
હોજરીમાં થતો દુઃખારો.
કોઠાની કબજીઆત.
કોરો હરસ.
ઋતુ-દરતાનનું બંધ પડવું.
ઋતુ-દરતાન આવતી વખતે થતો દુઃખારો.
ફેફર.
દમ, શ્વાસ, હાંફણુ.
હમેલ (ગર્ભ) જેવી ખોટી હાલત.
મીઠો પીશાબ.
મેલેરીઆ તાવ.
હીસ્ટીરીઆ.

**નારંગી પ્રકાશથી મટતાં દરદો.**

પથરી થવાથી આવતો મૂત્રપિંડમાં સોજો.

**નારંગી પ્રકાશ અને પાણીથી મટતાં દરદો.**

લાંબા વખતનો સંધિવા.
લાંબા વખતનો ઠાંસો (બ્રોન્કાઇટીસ)
રગતપિત્ત, વાતરક્ત.

## પીળા પાણીથી મટતાં દરદો.

કંઠમાળ—ગંડમાળ.
બંધકોશ—કબજીઆત.
રગતપિત્ત—વાતરક્ત.

## પીળા પ્રકાશથી મટતાં દરદો.

લકવો—પક્ષાઘાત.
લોકોમોટોર એટેકસીયા Locomotor-ataxia.
બહેરાશ—બધિરત્વ.
મધુપ્રમેહ.

## લાલરંગનાં કપડાંથી મટતાં દરદો.

પાન્ડુરોગ.
સંધિવા કે નજલો.

## નીલલોહિત (ધૂમલ) પાણીથી મટતાં દરદો.

શ્વેત પ્રદર—સ્ત્રીઓના ધાત.
ગર્ભાશય અને યોનિનો વરમ.
શરદી અથવા સળેકમ.

## નીલલોહિત (ધૂમલ) પ્રકાશથી મટતાં દરદો.

સંધિવા કે નજલો.
જલોદર.
વૃષણમાં પાણી ભરાવું તે.
કરોડરજ્જુના આવરણનો સોજો.
કરોડરજ્જુનો વરમ.
મૂત્રપિંડનો વરમ.

## શ્વેત પ્રકાશ અથવા સૂર્યસ્નાનથી મટતાં દરદો.

અનિદ્રા-ઉંઘ ન આવવી.
સગર્ભાવસ્થાના વિકારો.
હસ્તમૈથુન-હસ્તદોષ.
ચાંદી, ટાંકી, ફીરંગરોગ.
કંઠમાળ-ગંડમાળ.
પાન્ડુરોગ.
પિત્તાશ્મરી.
તાઢીઓ તાવ.
ટાઇફોઇડ કે કાળજ્વર
સંધિવા અને નજલો.
આંતરડાં અને પેઢુનો વરમ.
ખરજવું.
રતવા.
મ્હોંડાપરના ખીલ.
ગડ, ગુંમડાં અને ફોલ્લા.
ચામડીપર મસા, તલ, આંટણ વગેરે.
પાઠું-વિદ્રધી.
ત્રિદોષ (Pneumonia).
ક્ષય.
ધનુર્વાત.
ઋતુસ્ત્રાવ હમેશને માટે બંધ પડતી વખતના વ્યાધિઓ.
મગજમાં લોહિનો જમાવ.

શૂળ અથવા સણકા.
અપસ્માર.
જ્ઞાનતંતુની નબળાઇ
શરદી કે સળેકમ
રગતપિત્ત-વાતરક્ત.



## પ્રકરણ ૨૮ મું—જુદા જુદા વ્યાધિઓમાં કયા કયા રંગનો કેવી રીતે ઉપયોગ કરવો તેની ટુંકી માહિતી ( ડૉ. બૅબ્બીટને આધારે. )



**અત્યાર્તવ, વારે વારે અગર વધારે પ્રમાણમાં આવતો અટકાવ**—વાદળી પ્રકાશ દરેક બીજાશય ઉપર થોડી થોડી મિનિટ અટકાવની થોડા વખત પહેલાંથી નાંખતા રહેવું.

**અતિસાર, ઝાડા**—થોડી થોડી વારે વાદળી પાણી એક બે ઘુંટડા પીવું. સખત હુમલા વખતે દર કલાકે કલાકે લેવું. વ્યાધિના ઘણા પ્રબળપણાને લીધે ફાયદો જોઇએ તેવો ન જણાય તો પિત્ત-જ્વરમાં જણાવ્યા પ્રમાણે હલકું " સેરૂલીએક " પાવું. મર્દન કે માર્જનથી મટાડવા માટે પેટપર હાથ ગોળ ગોળ ફેરવવો તે એવી રીતે કે દરદીના પેટની ડાબી તરફ હાથ નીચેથી ઉપર જાય અને જમણી તરફ ઉપરથી નીચે આવે.

**અનહદ સંભોગેચ્છા (સ્ત્રીઓને થતી)**—વાદળી પાણીનાં પોતાં કેટલીક રાત સુધી ગુહ્ય ભાગપર બાંધ્યા કરવાં. તેથી પુરતો લાભ ન થાય તો વીર્યસ્રાવ માટે બતાવેલા ઉપાયો ઉમેરવા.

**અપસ્માર**—અપસ્માર અથવા વાઇ-ફેફરાની તાણુ આવતી વખતે દરદી એકાએક ચીસ પાડી જમીન ઉપર પડી જઇ બેભાન થઇ જાય છે. અને પછીથી શરીર બહુજ ખેંચાવા લાગે છે. આવી તાણુ આવવાનો આરંભ થશે એમ દરદીને લાગે કે તરતજ પોતાના હાથ પગ જમીનપર કે ભીંત સાથે જોરથી અફાળવા અને પેટને ખૂબ જોરથી ફુલાવવું અને સંકોચવું. કેટલાક લોકોને તાણુની શરૂવાતમાં હાથે અગર પગે કીડીઓ ચઢતી હોય તેવી લાગણી અથવા ઝણ-ઝણાટ થતો જણાય છે. તે વખતે જો તરતજ ત્યાં આગળ એક દોરડી અથવા રૂમાલ ખૂબ ખેંચીને બાંધી દેવામાં આવે તો વાઇ આવતી અટકી જાય છે. પ્રાણુવિનિયમ—હિપ્નોટીઝમ તેમજ સૂર્યસ્નાન-થી આ વ્યાધિપર સારી અસર થાય છે.

**આંખો દુ:ખવી**—કામ કરતી વખતે રાત્રે દીવાપર વાદળી અથવા લીલા રંગના કાચનું ઢાંકણુ રાખવું અને આંખપર વાદળી રંગના પાણીમાં ભીંજવેલાં પોતાં આંખપર રાત્રે બાંધી સુઇ જવું.

**આંટણુ**—પ્રથમ કાપી નાંખી તે પછી ત્યાં અગ્નિકાચ (Burning glass) વડે રહેલાં રોગી અણુંઓને વિખેરી નાંખી તેમનો સુમૂળોજ નાશ કરવો.

**આંતરડાંનો વરમ**—સૂર્યસ્નાન, Enteritis & Peritonitis. વાદળી પાણી પીવામાં અને પેટપર મસળવામાં વાપરવું.

**આંતરીયો અથવા ચઢ ઉતરનો ટાઢીયો તાવ**—જે વખતે શરીર તાઢથી ધ્રુજતું હોય તેજ વેળાએ શરીરની અંદર બહુજ ગરમી વધેલી હોય છે. તે વખતે ટાઢું પાણી, લીંબુનુ શરબત, સોડા વોટર, વગેરે પાવું અને જ્યારે પાછળથી શરીર બહુજ બહારથી તપે ત્યારે

અંદર ઘણીજ ઠંડી હોય છે. તે મટાડવા માટે મરી અથવા લાલ મરચાંનો ગરમ ગરમ ઉકાળો પાવો અથવા તો ચાર ગ્રેન મરચાંનો ભૂકો ( કેપસ્યૂલમાં મૂકીને ) ખવરાવી દેવો. જે દિવસે તાવની પાળી ન હોય ત્યારે એ ત્રણ ગ્રેન મરચાં ખવરાવવાં. મર્દન અને સૂર્યસ્નાનનો વિવેક પૂર્વક ઉપયોગ કરવો.

**ઊંઘ ન આવવી; અનિદ્રા**—સૂર્યસ્નાન, વાદળી પાણી પાવું.

**ઉનાળામાં બાળકોને કૉલેરા જેવો થતો અતિસાર**—વાદળી પાણી એક એક ચમચી દર કલાકે અગર બહુજ ખરાબ કેસોમાં દર અર્ધા કલાકે પાવું. આ ઉપચાર ઝેરી ન હોવા છતાં એક પણ વખત નિષ્ફળ નિવડતો નથી.

**ઓરી અને અછબડા**—બાષ્પસ્નાન વડે અગર તો ખૂબ કપડાં ઓઢીને પુષ્કળ પરસેવો વળે તેમ યોજના કરવાથી શરીરની અંદરનાં વિષ બહાર નીકળી આવે છે. વ્યાધિ હોય ત્યાં સુધી અને પાછળથી પણ કેટલીક મુદત સુધી દરદીને શરદી ન લાગે તેવી ખાસ સંભાળ રાખવી જોઇએ. ૧ થી ૩ મોટા ચમચા ભરીને લાલ પાણી દિવસમાં બે ત્રણવાર પાવું.

**કટિશૂલ, કેડનું ઝલાઇ જવું**—કેડપર શારીરિક વિદ્યુતનાં આડાં માર્જન ઘણીવાર કરવાં. અને ત્યાં શેક કરવો અગર ગરમ પાણીમાં બેસાડવું.

**કરોડરજ્જુનો વરમ**—આ રોગના ઉપચાર Spinal-meningitis ની માફકજ કરવાના છે. આ રોગમાં સ્પર્શશક્તિ અને હલન ચલનની શક્તિ લગભગ એકદમ અને સંપૂર્ણ રીતે નાશ પામે છે. સ્પર્શજ્ઞાન પાછું લાવવા માટે નીચેથી ઉપર માર્જન કરવાં

અને ક્રિયાશક્તિ મેળવવા માટે ઉપરથી નીચે માર્જન કરવાં.

**કરોડરજ્જુના આવરણનો સોજો**—Spinal-meningitis—કરોડરજ્જુના પડ અથવા આવરણોના વરમને લીધે જ્વર યુક્ત એક પ્રકારનો આ વ્યાધિ છે. પાછળ કેઢના ભાગ ઉપર લીલા રંગનો પ્રકાશ અને તેથી ઉપરની કરોડ પર વાદળી પ્રકાશ પાડવો. પણ જો વ્યાધિ જીર્ણ હોય તો નીલલોહિત રંગ વધારે અનુકૂલ થઇ પડશે. એ કેઢ આગળનો કરોડનો ભાગ બહુ ગરમ હોય તો વાદળી પાણીનાં પોતાં ત્યાં મૂકી ઉપર પાટો બાંધી લેવો.

**કામાંધતા, સ્ત્રી સંબંધિની અનહદ ઇચ્છા, ( પુરૂષોને થતી )**—કરોડના નીચેના ભાગપર કેઢ ઉપર વાદળી પાણીનાં પોતાં.

**કાસ અથવા કુકડીઆ ખાંસી**—વાદળી પાણી એક એક ચમચી દર પંદર મીનિટે બાળકને પાવું, અને હાથ ને પગ ગરમ પાણીમાં બોળીને અથવા ખૂબ ઘસીને ગરમ રાખવા.

**કૉલેરા, વિશૂચિકા, કોગળીયું**—વાદળી પાણી દર અરધા કલાકે પાવું, અને જો ઉલટી અને ઝાડા બહુ જોરમાં હોય તો પિત્તજ્વરમાં જણાવ્યા પ્રમાણે હલકું "સીરૂલીએક," આપવું. પણ જો શરીરે શીત અને ગોટલા ચઢતા હોય તો ઉંચી જાતનું "એમ્બરેક" દર અર્ધા કલાકે ૧ મોટો ચમચો પાવું. (૧૦૦ મી અગર ૧૦૦૦ મી સૂક્ષ્મતા Attenuation વાળું હોમીયોપથીક એકોનાઇટની એક નાની ચમચી ભરી તેમાં અરધું ટમ્બલર એટલે ૫ કે ૬ ઔંસ નારંગી પીળું પાણી મેળવવાથી ઉંચું "એમ્બરેક" બને છે.)

**કંઠમાળ, ગંડમાળ**—સૂર્યસ્નાન. કેરબા રંગના એટલે પીળા નારંગી રંગનુ પાણી પીવાનો રિવાજ રાખી દસ્ત સાફ લાવ્યા કરવો.

**કંઠરોહિણી**—( Diptheria ) **કાસ અથવા કુકડીઆ** ખાંસીની પ્રમાણે આ રોગના પણ ઉપચાર કરવા. સીનસીનેટી શહેરના રહેવાસી ડૉકટર ફ્રેડરીક એરમેન વાદળી પાણીના આ રોગપર થતા અજબ લાભ વિષે સાક્ષી પુરે છે. શ્વાસ નળીનો વરમ બ્રાંન્કાઇટીસ વગેરે વ્યાધિમાં પણ વાદળી પાણી અને પ્રકાશ બહુ લાભદાયક થઇ પડે છે. જીર્ણ રોગોમાં નીલલોહિત રંગ વધારે અનુકૂલ આવે છે. દરદીને બાષ્પસ્નાન અગર સૂર્યસ્નાન કરાવી પરસેવો લાવ્યાથી અરધા કલાકમાં લાભ થાય છે.

**ખરજવું અને રતવા**—વાદળી પ્રકાશ અને સૂર્યસ્નાન.

**ખીલી**-( Felon )—આંગળીના દરદવાળા ભાગપર કેંદ્રિત કરેલો લાલ પ્રકાશ પાડવો. ન્યુયૉર્કના. ડૉ. વિલીયમ સી. ડન એમણે આ રોગથી પીડાતા ઘણા દરદીઓને નીચે જણાવેલા એક સાદા ઉપાયથી સાજા કર્યા હતા. દરદવાળી આંગળીના મોઢા ઢેકાની ઉપર એક દોરી સખ્ત તાણીને બાંધી, થોડી ક્ષણ પછી છોડી નાખવી. આ પ્રમાણે બાંધ છોડ કર્યા કરવી. આ પ્રમાણે કરવા માંડતાં શરૂવાતમાં દરદ વધતું હોય એમ લાગે છે પરંતુ એકાદ કલાક પછી દરદીને પૂર્ણ શાંતિ વળી ઘણીવાર તે નિદ્રાવશ થઇ જાય છે, અને દરદમાંથી કવચિત હમેશને માટે મુક્ત થાય છે.

ગડ, ગુમડાં, **ફોલ્લા**—મર્દન, ચંપી અને સૂર્યસ્નાન.

**ગર્ભાશય અને યોનિનો વરમ અથવા સોજો**—વાદળી પાણીની પીચકારી. જો ગર્ભાશય કઠણ હોય તો નીલલોહિત રંગનું પાણી ખમાય તેટલું ગરમમાં ગરમ પીચકારી મારવામાં વાપરવું.

**ગોટલા ચઢવા**—દુખતા ભાગ ઉપર ગરમ પાણી અગર વરાળનો સેક કરવો અને ઊપરથી નીચે તરફ માર્જન કરવાં.

**ચામડીપરના મસા, તલ**—અગ્નિકાચની મારફત સૂર્યના કેંદ્રિત પ્રકાશથી બાળી નાખવાં. દરેક વખતે એકથી પાંચ મિનિટજ પ્રકાશ પડવા દેવો. એ રીતે જરૂર હોય તેટલા દિવસ પુનઃ પુનઃ મટતા સુધી કરવું.

**ચામડીપરનાં લાખાં અથવા જન્મના ડાઘા**—અગ્નિ કાચથી બાળી નાખવાથી ત્યાં જલદી રૂજ આવીને ત્વચા સારી બની જાય છે. રાઇનાં પ્લાસ્ટર કે ડામના કરતાં દશવીશ ઘણી વધારે ઝડપથી અને સફાઇથી કામ સૂર્યનો તાપ કરી શકશે.

**ચાંદી, ટાંકી, ફીરંગ રોગ**—સૂર્યસ્નાન, વાદળીપાણીનાં સ્નાન.

**ચીઢીયાપણું, તામસી પ્રકૃતિ**—વાદળી રંગ અને પ્રકાશવાળા ઓરડામાં નિવાસ.

**ચૂંક, આંકડી અને ખાટા ઓડકાર**—દર થોડી થોડી મીનીટે વાદળી પાણી ઘુંટડો ઘુંટડો પીવું.

**જલોદર**—શરીરમાં પાણી જુદે જુદે ઠેકાણે ભરાય છે. દાખલા તરીકે મગજ ઉપર ( Hydrocephalus ) વૃષણમાં ( Hydro cele) ગર્ભાશયમાં (Hydro metra) અથવા તો પેટમાં (Ascites) અગર તો સર્વાંગે પાણી ( Anasarca ) ભરાય છે. આ વ્યાધિમાં દરદીને થરમોલ્યુમ યંત્રમાં બેસાડીને તેના યકૃત અને હોજરીપર નીલલોહિત પ્રકાશ આગળની બાજુથી પડે અને પાછળથી તેજ રંગનો પ્રકાશ મૂત્રપિંડ પર પડે તેમ ગોઠવણ રાખી ખૂબ પરસેવો લાવવો. આ રીતે રોગી બનેલા અવયવો સતેજ બની વિકારી જળ શરીરની બહાર નીકળી જાય છે. સાથે સાથે શરીરને ચોળવા કે ઘસવા કે મસળવાથી લાભમાં ઉમેરો થાય છે. વૃષણમાં પાણી ભરાયું હોય

ત્યારે કેંદ્રિત કરેલો લાલ અને કવચિત નીલલોહિત પ્રકાશ વૃષણ ઉપર દર વખતે પંદર કે વીશ મીનીટ સુધી પાડવો જોઇએ.

**ટાઇફૉઈડફીવર એટલે કાળજ્વર**—જો બની શકે અને દરદી બહુ અશક્ત ન હોય તો પ્રસ્વેદજનક સૂર્યસ્નાન અતિશય લાભદાયક નિવડે છે. જો આમ ન બની શકે તો પછી કોકરવર્ણાં પાણીનાં વેષ્ટનો વડે ખૂબ પ્રસ્વેદ ઓછામાં ઓછો દિવસમાં બે વખત લાવવો જોઇએ. પિત્તજ્વરમાં જણાવ્યા પ્રમાણે હલકું સેરુલીએક આપવું.

**ત્રિદોષ**—( Pneumonia )—ડૉકટર બેબ્બીટ કહે છે કે થરમોલ્યુમ યંત્રમાં દરદીને બેસાડી પ્રસ્વેદ આવતા સુધી સૂર્યસ્નાન કરાવવાથી સોએ સો ટકા દરદી સાજા થયા સિવાય રહેતાજ નથી. આ વ્યાધિમાં છાતીપર ચંપી અને ઘર્ષણ ખમાય તેમ આસ્તેથી કરવું; પરંતુ હાથ અને પગપર જોરથી સારી રીતે કરવું.

**દાંતના રોગો**—વાદળી પાણીના કોગળા કરવા અને તેવાજ પાણીમાં બોળેલા બ્રશ વડે દિવસમાં બે વાર દાંતને સાફ કરવા.

**દુર્ગંધવાળો શ્વાસ**—આ બાબતનો બહોળો અનુભવ અને તે મટાડવામાં ઘણી ફતેહ મેળવનાર ડૉકટર ડાયો લ્યુઇ કહે છે કે પ્રશ્વાસની દુર્ગંધના રોગવાળા દર વીશ કેસમાંથી આશરે પંદરેકના મુખમાંથી, એકના નાકમાંથી, અને ચાર જણનાં ફેફસાંમાંથી ખરાબ વાસ પેદા થતી હોય છે. એક અરધા પ્યાલા ગરમ પાણીમાં પાંચ ટીપાં કારબોલીક એસીડ નાંખી તે પાણીના કોગળા કરવા. છાતી ખૂબ મસળવી અને દરરોજ શરીરમાંથી ખૂબ પરસેવો કાઢવો.

**ધનુર્વાત**—( Trismus or lock-jaw. ) ઔષધોપચાર કરનારાઓ જો કે આ વ્યાધિને અસાધ્ય જેવો ગણે તોપણ નીચે દર્શાવ્યા પ્રમાણે ઉપાય કરવાથી બહુ સફળતા મળે છે.

સો ડીગ્રી ફેરનહીટ ટેમ્પરેચર વાળા પાણીથી ભરેલા એક મોટા વાસણમાં દરદીને એવી રીતે બેસાડવો કે કાન નાક નીચેનું તેનું આખું શરીર પાણીમાં ડુબેલું રહે. આ પ્રમાણે પા કે અર્ધો કલાક બેસાડી રાખ્યા પછી તેને બહાર કાઢી એક ખરબચડા રૂમાલ વડે ઘસીને અંગ કોરૂ કરી નાખી પછી નીચેના જડબાથી આરંભી બન્ને હાથ તરફ નીચે સુધી, અને તેવીજ રીતે કરોડપર ઉપરથી નીચે માર્જન કરવાં. અને પગને તળીએ ગરમ પાણીથી ભરેલા શીશા મૂકી રાખવા. થરમોલ્યુમમાં બેસાડી માથા સિવાયના શરીરનો બાકીનો ભાગ પ્રકાશમાં રહે તેવી રીતે ખૂબ પરસેવો આવતા સુધી સૂર્યસ્નાન કરાવવાથી પણ અવશ્ય લાભ થાય છે.

**ધાર્મિક ઉન્માદ અથવા ચિત્તભ્રમ**—( Religious-Insanity ) ધર્મ એ એક સુંદર વસ્તુ છે. પરંતુ અજ્ઞાન મનુષ્યોના સાધારણ દોષો માટે તેમની પર ક્રોધે ભરાઇ નર્કમાં અનેક પ્રકારની ભયંકર યાતનાઓ ભોગવવાની સજા કરે એવા ઇશ્વરની કલ્પના ઉભી કરવાથી ભીરૂ મનુષ્યોનાં મન ઘણીવાર ચસકી જાય છે. ડૉકટર બૅબ્બીટ લખે છે કે ગાંડાની ઘણી ઇસ્પીતાલોમાં તપાસ કરતાં મને માલુમ પડયું છે કે ગાંડપણનું સૌથી મોટામાં મોટું કારણ હસ્તદોષ છે. અને બીજે નંબરે ધાર્મિક વહેમ આવે છે. આવાં માણસોએ એકાન્તમાં રહેવાનું તદ્દન છોડી દેઇ એવા કામમાં બધો વખત ગુંથાયલા રહેવું જોઇએ કે તેમનું મન નુકસાનકારક વિચારોમાં લપટાવાને નવરૂં જ પડે નહિ.

**નષ્ટાર્તવ, રૂતુસ્ત્રાવનું બંધ પડવું, અગર બહુ થોડું આવવું**—લાલ પ્રકાશ બન્ને બીજાશયપર થોડી થોડી મિનિટ અટકાવના થોડા દિવસ અગાઉથી પાડવો.

**પ્લેગ અથવા ગ્રંથિક સંન્નિપાત**—પંડિત જવાલા પ્રસાદ ઝા અને સ્વ. તુકારામ તાત્યા એ બન્ને મહાશયોએ પ્લેગના ઘણા કેસ ફક્ત રંગના ઉપચારથી સાજા કર્યા હતા. તેઓ મોટે ભાગે વાદળી રંગનું પાણીજ વાપરવાની ભલામણ કરે છે. અને જરૂર પડે ક્વચિત લીલા પાણીનો પણ ઉપયોગ કરવાનું સૂચવે છે.

**પ્રસ્વેદ બહુજ વળવો**—વાદળી પાણી વડે ત્વચાને ધોવી. આને લીધે ત્વચાનાં છિદ્રો નાનાં થશે અને પગ, બગલ વગેરે સ્થળે એક જાતના જંતુઓની ક્રિયાને લીધે પ્રસ્વેદમાંથી ઘણી દુર્ગંધ નિકળતી હશે તે પણ વાદળી પાણી પોતાના જંતુનાશક ગુણવડે દૂર કરશે. એથી ઉલટું જો ત્વચા ક્રિયાહીન બની પરસેવો ન વળતો હોય તો મર્દન, ઘર્ષણ અને પરસેવો વળે તેવાં સૂર્યસ્નાન લેવાથી લાભ થશે.

**પગ અને બીજા ભાગની લોહીની નસો ફુલી જવી** ( Varicose Veins )—વાદળી પાણીનાં પોતાં રોગી ભાગપર તાણીને બાંધવાં.

**પાઠું**—અગ્નિકાચ વડે સંપૂર્ણ બાળી દેવું અને શરીરમાંથી એ રોગના જંતુઓનો નાશ કરવા માટે ખૂબ પરસેવો આવે તેમ તડકાનાં સ્નાન લેવાં.

**પાન્ડુરોગ**—શરીરને અડકીને પહેરવાનાં અંદરનાં કપડાં લાલ રંગનાં રાખવાં. અને સૂર્યસ્નાન.

**પિત્તજવર અને સંતત્જવર**—આ રોગના સામાન્ય ઉપચાર મોટે ભાગે આંતરીઆ તાવ જેવાજ કરવાના છે. વધારામાં શરીર બહુજ તપ્યું હોય ત્યારે શિતળવેષ્ટન કરી ઉપર ખૂબ કામળીઓ તથા ગોદડાં ઓઢાડી પ્રસ્વેદ લાવવો. તથા હલકી જાતનું " સેરલીએક "

નો એકએક મોટો ચમચો દર કલાકે કલાકે પાવો ( પહેલા એ-ટીન્યુએશનનું એકોનાઇટ લેઇ તેની એક ચમચીમાં અર્ધો ગ્લાસ ભરીને વાદળી પાણી મેળવવાથી "હલકું સેરૂલીએક" બને છે.

**પિત્તાશ્મરી**—સૂર્યસ્નાન અને ચંપીથી યકૃતના સર્વ વિકારો મટે છે. ડૉક્ટર જે. એચ. કુલ્ટનના અભિપ્રાય પ્રમાણે કેલ્કેરિયા કાર-બોનિકા ૨૦૦×અથવા ૧૦૦૦×પાવરની હોમીઓપીથીક દવા આપ-વાથી એકએક કેસ સારો થાય છે.

**બહેરાશ, બધિરત્વ**—કાનના સોજાને લીધે જો બહેરાશ પેદા થઇ હોય તો કાનની અંદરજ કેંદ્રિત કરેલો વાદળી પ્રકાશ પાડવો અને વાદળી પાણીના કોગળા કરવા અને કાનમાં વાપરવાની વાદળી એટલે sponge વડે કાનનો મેલ સંભાળપૂર્વક સાફ કરતા રહેવું. જો જ્ઞાનતંતુઓની નબળાઇને લીધે બહેરાશ ઉત્પન્ન થએલી હોય તો પીળો પ્રકાશ કાનની અંદર પાડવો.

**બંધકોશ-કબજીઆત**—સેંકડો બંધકોશના કેસ નારંગી-પીળા રંગના પાણીથી સાજા થયા છે. બે મોટા ચમચા ભરીને દિવ-સમાં એકથી ચાર વખત પીવું. પેટપર હાથ એવી રીતે ફેરવવો કે જમણી બાજુ હાથ નીચેથી ઉપર આવે અને ડાબી બાજુ ઉપરથી નીચે જાય તેમ ગોળને ગોળ ( મોટાં આંતરડાંની દિશામાં ) થયા કરે.

**મ્હોં આવવું-મ્હોંમાં ચાંદીઓ પડવી**—વાદળી રંગનું પાણી મ્હોંઢામાં થોડીવાર રાખી ખૂબ હલાવીને પછી કોગળો કરી નાખવો. આ પ્રમાણે પંદર વીશ વાર કર્યા પછી બે ત્રણ ઘુંટડા વાદળી પાણીના પી જવા. દિવસમાં ત્રણ વખત આ પ્રમાણે કરવું.

**મગજમાં લોહિનો જમાવ**—આ દરદની શરૂઆતમાં ચહેરો

લાલ બને છે. ચક્કર આવે છે, સણુકા નાખે છે. માથું દુઃખે છે. અને છેવટે દરદી બેભાન થઇ જાય છે. આવી વખતે બન્ને લમણાં પર ખૂબ દબાણુ કરવાથી અને માથાના પાછલા ભાગપર તથા બોચી-પર ચોળવાથી અને ખભા, હાથ અને પગ ઉપર થાપડો મારી ચોળવાથી લોહિ ઘણા પ્રમાણમાં મગજ તરફથી નીચે ઉતરી આવે છે. વધારામાં મ્હોંઢા ઉપર અને લમણે ઠંડુ પાણી અથવા બરફ લગાવવો પણ તેનો ઉપયોગ મગજના પાછલા ભાગ ઉપર કદી કરવો નહિ. પણ ખમાય તેટલું ગરમ પાણી બોચી અને માથાના પાછલા ભાગ પર રેડવું, અને ખમાય તેટલા ગરમ પાણીમાં પગ બોળવા. તે પાણીમાં થોડી રાઇનો ભુકો નાખવાથી ગુણમાં વધારો થાય છે. આ રીતે ઉપચાર કરવાથી જ્યારે દરદીની તબીયત જરા સુધારાપર આવે ત્યારે શરીર પર સૂર્યસ્નાન, ચંપી અને કસરતનો બને તેટલો વધારે લાભ લેવો જોઇએ.

**મધુપ્રમેહ અથવા મીઠી પેશાબનો રોગ**—આખી કરોડ પર સખત પીળો પ્રકાશ પાડવો અને ક્વચિત નીલલોહિત પ્રકાશનો પણ ઉપયોગ કરતા રહેવું. કરોડ ઉપર ચોળવા અને ચાંપવાના ઉપાય પણ ચાલુ રાખવા. ડૉ. બેબ્બીટ કહે છે કે ૭૮ વર્ષના એક ડોસાએ સવારમાં પીળુ પાણી અને રાત્રે સુવી વખત વાદળી પાણી પીવાનો રિવાજ રાખી પોતાનો મધુપ્રમેહ મટાડયો હતો.

**મરડો**—અતિસારની માફકજ ઉપચાર કરવા. વાદળી રંગના પાણીની પીચકારી ગુદાવાટે મારી આંતરડાંમાં તે પાણી મોકલવાથી લોહી પડતું બંધ થાય છે.

**માથાનો ખોડો અને વાળનું ખરી જવું**—વાદળી પાણી-વડે માથું ખૂબ સારી રીતે ધોવાથી અને વાદળી પાણી વાળના મૂળમાં

ખૂબ ઘસવાથી ખોડો સત્વર નાશ પામે છે. બરડ તથા ખરી પડતા માથાના વાળ પણ વાદળી પાણીથી નીરોગી તંદુરસ્ત સ્થિતિમાં આવી જાય છે.

**મુખપરના ખીલ.** Acne—પ્રસ્વેદ ખૂબ આવે તેવું સૂર્યસ્નાન Freckle ચામડીપરના ડાઘા—થોડા વાદળી પાણીમાં થોડો ખાટા લીંબુનો રસ નીચોવી સવાર સાંજ એ ત્રણ દિવસ મસળવું.

**મૂત્રપિંડનો તીવ્ર વરમ** ( Bright's disease ).—આ વ્યાધિમાં મૂત્રપિંડોમાં અને તેની નીચેના ભાગમાં તીવ્ર વેદના થાય છે. અને વાન્તિ તથા મોળ થાય છે. આ વ્યાધિમાં પણ વાદળી પ્રકાશનો બને તેટલો ઉપયોગ મૂત્રપિંડ ઉપર કરવો. દરદીને દસ્ત ખૂબ થયા કરે તેવી યોજના કરવી, અને સૂર્યસ્નાનવડે ખૂબ પરસેવો લાવીને લોહિને વિશુદ્ધ રાખતા રહેવું.

**મૂત્રપિંડ (ગુરદા)નો સોજો** ( Nephritis)—આ રોગમાં વારે વારે પેશાબ કરવાની દરદીને હાજત થાય છે અને મૂત્ર ઘેરા પીળા રંગનું થાય છે. આ રોગવાળા મનુષ્યની પીઠપર બરડાની લગભગ મધ્યમમાં પણ દરેક બાજુએ જ્યાં મૂત્રપિંડ આવેલા છે ત્યાં વાદળી પ્રકાશ અગર તો કોઇ વાર નીલલોહિત વર્ણનો પ્રકાશ પાડવો. અને ત્યાંથી નીચે તરફ માર્જન પગ સુધી કરવાં.

**મુત્રાશયનો સોજો અથવા રૂંકાનો વરમ**—પેઢુના નીચલા ભાગપર સખત વાદળી પ્રકાશ પાડવો.

**રગતપિત્ત અથવા વાતરક્ત** (Leprosy) પંડિત જ્વાલાપ્રસાદ, ઝા એમણે ઘણા દરદીઓ રંગની મદદથી મટાડયા છે. તેઓ પીળા રંગનું પાણી વાપરે છે. અને તેથી લગભગ છ માસની મુદતમાં દરદીઓ સાજા થઇ જાય છે. પરંતુ ડૉ. એબ્બીટનો અભિપ્રાય એવો

છે કે જો દરદીને સૂર્યસ્નાન અથવા તે ન મળે તો બાષ્પસ્નાન લેવરાવી અને મોટે ભાગે લાલ રંગનું પાણી અને વચ્ચે વચ્ચે કોઇ વાર પીળું પાણી વાપરવામાં આવે તો વહેલો આરામ થવાનો સંભવ છે.

**શાતડીયું** ( Scarletina )—ગરમ પાણીમાં બોળીને ખૂબ નીચોવી નાખેલી ચાદર દરદીના આખા નગ્ન શરીરની આસપાસ વીટાળી તેપર એક બે ગરમ જાડા કામળા લપેટીને દરદીને એક બે કલાક સુવાડી રાખવો. આવી રીતે દિવસમાં બે ત્રણ વાર કરવાથી રોગનું વિષ શરીરના અગત્યના અવયવોમાં પ્રવેશ નહિ કરતાં બહાર નિકળી આવે છે. આવા ઉપચારના અભાવમાં બહેરાપણું, ચિત્તભ્રમ વગેરે ગંભીર રોગો પરિણામમાં નિપજે છે. ગળાની અંદરનો ભાગ સુજી આવીને આળો થઇ ગયો હોય તો ગળાની ફક્ત આગળની બાજુએ વાદળી પાણીનું પોતુ મૂકીને ઉપર ગરમ ગલપટો બાંધી લેવો. બંધકોશ રહેતો હોય તો પીળું અગર કરેબા રંગનું પાણી પાવું અને પ્રસંગોપાત ઓરી અછબડાની માફકજ લાલ પાણીનો ઉપયોગ કરવો.

**રાંઝણ**—વાદળી અગર લીલો પ્રકાશ કરોડના છેડાના કેઢ આગળના ભાગપર પાડવો અને કેઢના તેજ ભાગપરથી શરૂ કરીને દરેક પગપર નીચે સુધી હાથ ઘણીવાર ફેરવવો. અર્થાત પ્રાણવિનિમયનાં માર્જન કરવાં.

**લકવો કે પક્ષાઘાત**—જ્ઞાનતંતુમાં અવરોધ અથવા વિક્ષેપ ઉત્પન્ન થવાથી આ વ્યાધિ ઉદ્ભવે છે. એક બાજુનો લકવો એટલે પક્ષાઘાત ( Hemiplegia ) સામી તરફના મગજના અર્ધા ભાગમાં લોહિનો ગઠ્ઠો બાઝવાથી પેદા થાય છે. આવા ગઠ્ઠાને લીધે જ્ઞાનતંતુઓ પુરાઇ જઇ તેમની મારફત શારીરિક વિદ્યુતના પ્રવાહ વહી શકતા નથી. આ વ્યાધિમાં લૂ ( Sunstroke )ની માફક મગજના

પાછલા ભાગ પર તેમજ બોચીપર ગરમ પાણી દિવસમાં ઘણીવાર રેડવું અને તેજ ભાગ ઉપર પીળો પ્રકાશ પાડવો. જો સ્પર્શશક્તિ જતી રહી હોય તો નીચેથી ઉપર તરફ માર્જન કરવાં પણ જો હલન ચલનની ક્રિયાશક્તિ જતી રહી હોય તો ઉપરથી નીચે તરફ માર્જન કરવાં. હલકી જાતનું "સેરલીએક" ઉષ્ણતાવાળા દરદીઓને આપવું. જીર્ણવ્યાધિઓમાં પીળું પાણી વધારે અનુકૂલ આવે છે. જ્યારે કરોડ રજ્જુનો નીચેનો ભાગ લોહિના ગઠ્ઠાથી પુરાઇ જાય છે ત્યારે પેઢું તેમજ કેડથી નીચેનો બધો ભાગ જુઠો પડી જાય છે. આ પ્રકારના લકવાને ઉરૂસ્તંભ, કલાયખંજ અથવા ઇંગ્રેજીમાં Paraplegia કહે છે. આ વ્યાધિ મટાડવા માટે દરદીના કેડના પાછલા ભાગ ઉપર પીળો પ્રકાશ પાડવો તેમજ પાછળથી ત્યાં ચોળવું અને આડાં માર્જન ત્યાં કરીને બન્ને પગ તરફ નીચે સુધી પણ માર્જન કરવાં. રાઇ, અગથીયો, શરગવો અને બીજા ઉષ્ણવીર્ય ખોરાકો આ વ્યાધિમાં પથ્ય ગણાય છે. શરીરના કોઇપણ માત્ર એકજ અંગના લકવાને ઇંગ્રેજીમાં "Monoplegia" કહે છે.

**લખી શકવાની અશક્તિ**—(Writer's-cramp) આ વ્યાધિવાળાએ ધાતુનાં કલમ હોલ્ડર સુદ્ધા વાપરવાં ન જોઇએ. અને હાથ ઉપર નીચે તરફ માર્જનો કરાવવાં.

**લૂ લાગવી-અને માથે લોહિ ચડી જવું**-દરદીનું માથું નીચું રાખી ૧૦૫ થી ૧૧૫ ડીગ્રી ફેરનહીટ ડીગ્રી જેટલી ટેમ્પરેચરનું પાણી માથાના પાછલા ભાગ અને ગરદનપર રેડવું. આ ઉપાયથી ઘણીવાર જાદુઇ અસર થતી જોવામાં આવે છે. ઠંડુ પાણી મ્હોંડા પર અને લમણાંપર પણ વાપરી શકાય છે. પરંતુ માથાના પાછળના

ભાગપર બરફ મુકવામાં જોખમ રહેલું છે.

**ફેર ચઢવા અર્થાત્ સમુદ્રની કે આડાની મુસાફરી કરતી વખતે કે હીંચકા ખાતી વખતે જીવ ડહોળાવો અને ઉલ-ટીની લાગણી થવી**—મી. ડબલ્યુ. ટ. પારકર જેમણે સમુદ્રમાં ઘણી મુસાફરી કરી હતી તેઓ જણાવે છે કે વાદળી પાણીના ઉપયોગથી સર્વોત્તમ લાભ તેમને જણાયો હતો.

**લોકોમોટોર એરેક્ષીઆ** ( Locomotor-ataxia ) આ વ્યાધિમાં કરોડના પાછળના રજ્જુસ્તંભ ( Posterior-columns of the spinal chord) કઠણ થઇ જઇ દરદી ચાલતી વખતે પોતાના પગ વારા ફરતી નિયમીત રીતે ઉપાડી શકતો નથી. આ વ્યાધિમાં કરોડના નીચેના કેડ આગળના ભાગપર પીળા કે કેરબા રંગનો પ્રકાશ પાડવો અને બાકીની કરોડ ઉપર સાદો તડકો પડવા દેવો અને ઉપરથી નીચે છેક પગસુધી માર્જન કરાવવાં.

**વર્ણાધતા એટલે જુદા જુદા રંગ પારખવાની આંખની અશક્તિ**—જો લાલ રંગ ન દેખાતો હોય તો તે મટાડવા માટે વાદળી રંગનાં ચશ્માં પહેરવાં. તેજ પ્રમાણે વાદળી રંગ ન દેખાતો હોય તો લાલ રંગનાં ચશ્માં, પીળા રંગનાં અખાપા માટે જાંબલી ચશ્માં, અને જાંબલી ન દેખાતો હોય તો પીળાં ચશ્માં પહેરવાં જોઇએ.

**વીર્યસ્રાવ, ધાતુપાત**—વાદળી પાણીનાં પોવાં અને વાદળી પણ ખાસ કરીને લીલો પ્રકાશ કરોડના નીચલા ભાગપર.

**શ્વેતપ્રદર, સ્રીઓની ધાત**—Purple નીલલોહિત રંગના પાણીની પીચકારીવડે ગુહ્ય ભાગને ધોવા.

**શરદી અથવા સળેકમ**—વાદળી પાણીને નાકે સુંઘવું. જીર્ણ

વ્યાધિમાં નીલલોહિત પાણીમાં જરા મીઠું-નિમક નાખી તે પાણીવડે નાકને ધોવું. જો નાક ભરાઇ ગયું હોય તો એમોનિયા જરા સુંઘી તે પછી ઉપર પ્રમાણે ઉપચાર કરવા. બહુ ઝપાટાબંધ ચાલવા કે દોડવાથી પરસેવો વળે છે તો શરીરનો બીગાડ પ્રસ્વેદરૂપે બહાર નીકળી જઇ શરદી ઓછી થાય છે. જરા જરામાં શરદી લાગી જવાની જેની પ્રકૃતિ પડી ગઇ હોય તેણે ખુલ્લા શરીરપર દરરોજ તડકો થોડો થોડો વખત પાડવાનો રિવાજ રાખી ત્વચાને બળવાન બનાવવી જોઇએ.

**શીતળા અથવા ગોવરૂ** ( Small pox )—આ રોગના ઉપચારો મોટે ભાગે રાતડીયા રોગના જેવા કરવા. શીતળાના ફોલ્લા કે દાણાપર અગર તે ફુટીને પડેલાં ચાંદાંપર ચાકનો ભૂકો અગર ચોખાનો લોટ દબાવવો કે જેથી ચેળ અને લાય ઓછી લાગશે. નૉર્વે અને અન્ય દેશોમાં શીતળાના દરદી ઉપર લાલ પ્રકાશ પાડવાથી ઘણો લાભ થતો અનુભવવામાં આવ્યો છે. આવી રીતે લાભ થવાનું કારણ એ છે કે લાલ પ્રકાશવડે લોહી એટલું બધું ઉત્તેજીત થાય છે કે શરીરની અંદર રહેલાં સર્વે મલીન તત્વોને બહાર ફેંકી દેવા તે શક્તિવાન થાય છે. આ રોગમાં કોઇવાર દરદીના મુખમાં પણ નાની નાની ફોલ્લીઓ થઇ આવે છે. તે વખતે વાદળી રંગનું પાણી મ્હોંડામાં થોડા વખત ભરી રાખી પછી કોગળો કરી નાખવો. એ પ્રમાણે દિવસમાં ઘણીકવાર કરવાથી શાંતિ વળે છે.

**શૂળ કે સણકા**—( Neuralgia ) મેલેરીઆ તાવ, બગડેલું લોહિ, અતિશય વિષયસેવન, તમાકુ, દારૂ વગેરેનો અતિ ઉપયોગ ઇત્યાદિ કારણોને લીધે શરીરના વિજળીક પ્રવાહની ગતિ મંદ પડી જાય છે. અને કેટલીક જગ્યાએ અટકાવ નડતાં વખતે વખતે એકાએક જોર કરીને અંતરાયની પાર વહેવા પ્રયત્ન કરે છે ત્યારે શૂળ અથવા

સણુકા આવે છે. આવા પ્રકારનું દરદ ઘણીવાર મ્હોંઢા કે ડોકા ઉપર થઇ આવે છે. તે વખતે વાદળી પાણીમાં આંગળીઓ બોળી જમણા હાથની તેવી આંગળીઓ દરદીના જમણા કાન આગળ અને ડાબા હાથની ડાબા કાન આગળ મૂકી પછી નીચે હાથ સુધી માર્જનો કરવાં. માનસિક ઘોતનો (Hypnotic-suggestions) પણ સારી અસર કરે છે. જાયુના લાભ માટે સૂર્યસ્નાન ઉપયોગી છે,

**સ્ત્રીઓને ૪૦–૪૫ વર્ષે ઋતુસ્ત્રાવ બંધ પડતી વખતે થતા વિવિધ વિકારો**—માથા સિવાયના આખા ખુલ્લા શરીરપર સૂર્યનો પ્રકાશ અમુક વખત સુધી પાડવો અને હાથ પગ ઉપર ખુબ ચંપી અને મર્દન કરાવવું કે જેથી બીજાશય અને ગર્ભાશય આગળ રક્તનો મોટો જથ્થો એકઠો થતો અટકશે. નાજુક પ્રકૃતિનાં શહેરમાં વસતાં બૈરાંઓને ૩૦ થી ૫૦ વર્ષની વયે પેટમાં લોહિની ગાંઠો બંધાવાના ઘણા સંભવ રહે છે. તેમજ પેટમાં એકઠા થતા લોહીનો જથ્થો ઉપર હડસેલાઇ જઠર અથવા ફેફસાં ઉપર હુમલો કરી તે ભાગના ગંભીર વ્યાધિઓ નિપજાવે છે. ડૉ. બેબ્બીટ લખે છે કે "In those nations where the people go nude in the sun and air, the blood becomes so pure that menstruation does not generally take place at all." જે પ્રજાઓમાં લોકો હવા અને તડકામાં ખુલ્લા ફરે છે તેમના શરીરનું લોહિ એટલું ચોક્ખું રહે છે કે તે લોકોની સ્ત્રીઓને ઘણુંખરૂં ઋતુસ્ત્રાવ મુદ્દલ આવતો નથી. અર્થાત નિયમ રીતે દર માસે લોહિમાં રહેલા વિકારો કાઢી નાખવાની અગત્ય તેવી સ્ત્રીઓને રહેતી નથી. છતાં નીરોગી બાળકોને તેઓ જન્મ આપી શકે છે.

**સગર્ભાવસ્થા**—સૂર્યસ્નાન. સવારની બેચેની, ઉલટી અને મોળ

માટે બે મોટા ચમચા વાદળી પાણી પીવું.

**સૂતિકાજ્વર, સુવાવડીનો તાવ**—વાદળી પાણી પેટપર ચોળવું અને દર કલાકે પીવા આપવું. પ્રસવ પૂર્વે સૂર્યસ્નાન આપવામાં આવે તો આ વ્યાધિ થવાજ પામતો નથી.

**સંધીવા અને નજલો**—ડૉ. બેબ્બીટ્ના થરમોલ્યુમ વડે પ્રકાશનાં સ્નાન આપવાથી બીજા કોઇ પણ અને સર્વે ઉપાય કરતાં વ્યારે સારી રીતે આરામ થાય છે. થરમોલ્યુમ યંત્ર ન હોય તો રંગીન કાચની મારફત સૂર્યનો પ્રકાશ પણ અકસીર નીવડે છે, અને ગંઠાઇ ગયેલા સાંધા પણ છુટે છે. જુના જીર્ણ પણ બહુ સખ્ત પીડાકારક કેસોમાં રોગી ભાગપર આરંભમાં લાલ પ્રકાશ પાડી લોહિને સતેજ બનાવી પછી ધૂમ્રલ અથવા નીલલોહિત પ્રકાશ પાડવાથી આરૂં થાય છે. લોહિને વહેનારી સૂક્ષ્મ કેશવાહિનીઓમાંના રૂધિરાભિસરણુ અભિસરણને મદદ કરવા માટે મર્દન શરીરના મધ્ય ભાગ તરફ નીચેથી ઉપર કરતા જવું. જ્યારે દરદ બહુજ સખ્ત થતું હોય ત્યારે એક યા બે વખત વાદળી પ્રકાશનો ઉપયોગ કરવો પડે છે. જીર્ણ રોગીઓએ શરીરને અડકીને રહેતાં અંદરનાં કપડાં લાલ રંગનાં પહેરવાં.

**હૃદયકંપ અને હૃદયશૂળ**—વાદળી કાચની મારફત પ્રકાશ પંદર અથવા તેથી વધારે મિનિટ સુધી છાતીના દુઃખતા ભાગ ઉપર અને હોજરીના ઉપલા ભાગ ઉપર પાડવો.

**હસ્તમૈથુન**—કામાન્ધતા અને વીર્યસ્રાવ માટે બતાવેલા ઉપાયો કરવા. સૂર્યસ્નાન.

**હાથ પગ ફાટવા અને આમડી સુકી બરછટ રહેવી**—વાદળી પાણીથી ધોવું.

**હિક્કા અથવા હેડકી**–( Singultus. )—આ રોગનું મૂળ ઘણીવાર પેટમાં હોય છે. આ વ્યાધિમાં હમેશાં ગરમ ઉપચારો કરવા જોઈએ. અર્થાત મરચાં અથવા મરીનો ઉકાળો પાવો અગર તો હોજરીની ઉપર ગરમ પોટીસ મુકવી. અને તેથી પણ લાભ ન થાય તો ખૂબ ગરમ પાણીના વાસણમાં દરદીનું આખું શરીર ડુબે, તેવી રીતે બેસાડવો. સાધારણ હેડકી તો શ્વાસને બને તેટલીવાર રોકવાથી મટી જાય છે.

**હોજરીનો સોજો**–( Gastritis )—ગમે તેવો સખતરૂપમાં હોય તો પણ થોડી થોડી મિનિટે વાદળી પાણી પીવાથી મટી જાય છે.

**ક્ષય**––( Consumption )––ડોકટર કોકની બનાવેલી ટ્યુબર્કયુલીન જેવી રસીઓ માણસના શરીરને વિષમય બનાવે છે તેમ કર્યા સિવાય નિર્દોષ રીતે સૂર્યનો પ્રકાશ ક્ષયના જંતુઓનો નાશ કરવાની શક્તિ ધરાવે છે. થરમોથ્યુમ યંત્રમાં કે અન્ય રીતે પરસેવો આવે તેવી રીતે સૂર્યસ્નાન કરવાથી આ વ્યાધિમાં કેવો અજબ લાભ થાય છે તે જ્યારે પૂર્ણ રીતે જગતના જાણવામાં આવશે ત્યારે આ ભયંકર રોગપર અજમાવવામાં આવતા સર્વે ઉપચારોમાં તે અગ્રસ્થાન લેશે. પરસેવો લાવનાર અન્ય ઉપાયોની માફક શરીરને નિર્બળ કર્યા સિવાય જંતુનાશ અને શરીર શુદ્ધ કરવાની શક્તિ સૂર્ય સર્વોત્તમ રીતે ધરાવે છે. વાદળી રંગ સૌથી વધારે રક્તસ્તંભક હોવાથી જ્યારે ફેફસામાંથી લોહિ પડતું હોય ત્યારે છાતી ઉપર તેનો ઉપયોગ કરવો જોઈએ. પરંતુ સાધારણ રીતે નીલલોહિત રંગજ સર્વોત્કૃષ્ટ નીવડે છે. ફેફસાંમાથી ઉધરસ આવી લોહિ પડતું હોય ત્યારે ખૂબ ગરમ પાણીમાં હાથપગ બોળી રાખવાથી સારો લાભ થાય છે.

**જ્ઞાનતંતુની નબળાઈ**-(Neurasthenia or nervous exhaustion) દરદીએ સારી હવાવાળા સ્થળે જઇ સંપૂર્ણ વિશ્રાન્તિ લેવી અને ખુલ્લા શરીર સાથે પવન અને પ્રકાશનો જેમ બને તેમ વધારે સંબન્ધ થવા દેવો. ઉંઘ બધારે મેળવાય તેમ મેળવવી અને પ્રયત્ન પૂર્વક મનને આનંદમાં રાખવું.

---

## પ્રકરણ ૨૯ મું:—જુદા જુદા વ્યાધિઓમાં કયા રંગનો કેવી રીતે ઉપયોગ કરવો તેની ટુંકી માહિતી.

### ( પં. જવાળાપ્રસાદને આધારે. )

---

રંગનાં મૂળતત્વો વિશે ખુલાસો કર્યા પછી માણસજાતના શરીરમાં ઉત્પન્ન થતા કેટલાક મુખ્ય દરદો તેમજ તે દરદોને સારાં કરવાના રંગ અને લેવા જોઇતા ઉપાયોની સમજ હવે આપવી વધારે અનુકૂળ થઇ પડશે. કારણકે એ સમજ એક શીખાઉને દરદો સામે હીમતથી ઉપાય લેવામાં ઘણે મોટે દરજ્જે મદદ કરી શકશે.

### તાવો.

તરેહવાર લક્ષણ ધરાવનારૂં આ દરદ માણસોનું મરણ નિપજાવવામાં સૌથી મોટા હીસ્સાનો દાવો કરે છે. ઘણાખરાં દરદોનું કારણ એક સરખું છે અને તે એ કે શરીરની અંદર રાતો રંગ જોઇએ તે કરતાં વધી ગયો હોય છે. કોઇ વખતે મગજની ઉપર અસર કરે ત્યારે તેને મગજનો તાવ અથવા કાળજ્વર* (brain fever) કહેવામાં આવે છે. કોઇ વેળા તે આંતરડાં ઉપર અસર કરે છે, ત્યારે

* જ્વર=તાવ, તાપ.

સન્નિપાત જ્વર અથવા આંતરડાનો તાવ ( Typhoid or bowel fever) તરીકે પીછાનવામાં આવે છે. કોઇ પ્રસંગે તે યકૃત–કલેજાંની ઉપર અસર કરે છે અને ત્યારે તેને પિત્તજ્વર (Bilious fever) કહે છે. કોઇ વાર હવામાં થોડોક વખત ઉઘાડા રહેવાથી તેમજ હવાની અંદર એકાએક ફેરફાર થવાથી તેની અસર આખા શરીર ઉપર થાય છે, અને ત્યારે તેને ઝેરી હવાવાળો વિષમજ્વર (remittent malarious fever) કહેવામાં આવે છે. કોઇ વખત શરીરમાં ખરાબ પદાર્થો હોય છે અને કુદરત તેમને બાહાર કહાડવાની કોશીષ કરે છે, અને તે વેળા જે રીત તે કામે લગાડે છે તે એ છે કે જેમ શીતલા, 'સ્કારલેટ' ( દીલ રાતુ થઇ આવતો) તાવ ( Scarlet fever) અને સોજાવાળો તાવ ( erysipelas ) ના દાખલાઓમાં બને છે તેમ શરીરમાંથી ખરાબ પદાર્થ દરદ રૂપે બહાર કહાડે છે. બીજા તાવો બલગમી ( mucous ) તાવોને નામે ઓળખાય છે, કે જેથી બલગમ યા કફ સુકાઇ જાય છે. એ જાતનાં દરદને સખત સલેખમ ( Influenza ), દમ ગુંગલાવી નાખનારી ખાંસી (Croup) અને કુકડીઓ ઠાંસો (Hooping cough) એવાં નામોથી ઓળખવામાં આવે છે. તાવો કોઇપણ પ્રકારના હોય, પણ તે સર્વેની ઉત્પત્તિ રાતા રંગના અતિશય વધી જવાથી થાય છે, અને તેના ઉપાયનો એકલો ઉદ્દેષ એ છે કે શરીરમાં તે રંગનું જેટલું પ્રમાણ વધી ગયું હોય તેટલું પ્રમાણ દુર કરવું. એ ઉપાયમાં કુદરત ઘણે દરજ્જે મદદ કરે છે. જે જગાએ દવાની જરૂર હોય છે તેજ જગાએ તે બરાબર પહોંચાડે છે. દાખલા તરીકે, એક માણસ અતિસારના રોગથી પીડાય છે. જો તેને વાદળી પાણી પાયું હોય છે તો તે શરીરના બીજા કોઇ પણ ભાગ કરતાં આંતરડાંપર વધારે અસર કરે છે. એ ઉપરથી

જણાય છે કે ખાસ રોગી બનેલા ભાગ ઉપરજ દવા લગાડવાની જરૂર હોય એમ નથી. જો રંગની અસરવાળું પાણી અંદર લાગુ કરવામાં આવે તો, તે વ્યાધિગ્રસ્ત ભાગપર અસર કરી તેને સારો કરે છે. પણ જો બની શકે તો શરીરના જે ભાગમાં રોગ હોય તે ભાગ-પર પ્રકાશ પાડવો વધારે સારો છે, કારણ કે તેથી તેનો ઉપાય જેમ બને તેમ જલદીથી થાય છે.

**કાળજ્વર અથવા મગજનો તાવ**—ફક્ત વાદળી પ્રકાશથીજ ઘણી સેહેલાઇથી મટી શકે છે. પણ જ્યારે તાવ સાથે ઝાડો થતો હોય ત્યારે વાદળી પાણીનો ઉપયોગ કરવો વધારે સારો છે.

**સનેપાતનો તાવ (સન્નિપાતજ્વર)**—ફક્ત વાદળી પાણીથી સારો કરી શકાય છે. આ તાવ તદ્દન મટી જાય ત્યાંસુધી પેટને હંમેશ, જરા પણ ખુલ્લું ન રાખતાં ઢાંકેલું રાખવું.

**વિષમજ્વર અને એકાંતરીયા તાવો**—એકલા વાદળી પા-ણીથી સારા કરી શકાય છે, જો કે કેટલાક વિકટ દાખલાઓમાં જ્યારે તાવનું જોર વધારે હોય ત્યારે વાદળી પ્રકાશનો ઉપયોગ પણ ફાયદા-કારક છે. ઝેરી હવાવાળા તાવોનો ફેલાવો ઘણું કરીને ચોમાસાના અંતમાં થાય છે. આંતરડાં અને પાચન કરનારા અવયવો ઘણું કરીને તાવો દેખાવ દે તે પૂર્વે બગડી ગયલા હોય છે, અને તેટલા માટે પહેલી અગત્યની ચીજ એ કરવી કે રાતે ઉંઘના બે વખતો ( જેમકે પહેલી અને પાછલી રાત ) વચ્ચે પીળા ( રંગની બાટલીમાંના) ઠંડા પાણીમાંથી બે ઔંસ જેટલું હમેશ લેવું, જેથી પેટ સાફ રહેશે.

**ગરમી બહાર ફુટી નીકળે તેવા (eruptive) તાવો**—આ તાવો વેળા, શરીરમાંથી ખરાબ પદાર્થ બહાર કહાડવાની કુદરતી ક્રિયા સામે કંઇપણ અટકાવ કરવાની કોશેશ કરવી નહિ. પણ જો

ખારસ્તીભર્યાં ચિન્હો જણાય તો તે અટકાવવાની સંભાળ લેવી જોઇએ. સીતળા, ગોવરૂ અને સોજાવાળા તાવમાં જો ઘણી તરસ લાગે તો આસમાની પાણીનો ઉપયોગ કરવો. જ્યારે સન્નિપાત શરૂ થાય, ત્યારે વાદળી રોશનીનો ઉપયોગ ગુણકારી છે; બહાર નીકળતી ગરમી સામે અટકાવ કરવાનું કામ ઘણું જોખમ ભર્યું તથા જરૂર મોત નિપજાવનારૂં છે.

પંડિત જ્વાળાપ્રસાદ લખે છે કેઃ—" કેટલાક વખતપર મારી વડી દીકરીપર સોજાવાળા તાવે હુમલો કર્યો. જો કે દરદની શરૂઆત ઘણી ખારસ્તીભરી રીતે થઇ, તોપણ એકેક યા બબ્બે કલાકે લીલી રોશનીના ઉપયોગે તે દરદનો શરીરમાં વધુ પ્રવેશ થવા ન દેતાં તેણીને જલદીથી સારી કરી. હું તે વખતે તેની નજદીક નહોતો પણ મારા કુટુંબનાં માણસો રંગનાં મૂળતત્ત્વો સમજતાં હોવાથી, તેઓએ લીલી રોશની તે ઉપર કામે લગાડી. જો કે તેઓમાંનું કોઇ પણ તે દરદનું ખરૂં સ્વરૂપ સમજી શક્યું નહોતું તો પણ તેઓએ એટલું જાણ્યું કે ગરમીનું પ્રમાણ વધી જવાથી નાસુર પડે એવો દેખાવ આપતો હતો, અને જખમોપર લીલો રંગ ફાયદો કરે છે તેની તેઓને ખબર હોવાથી તેઓએ તે રંગનો ઉપયોગ કરી તેની જીંદગી બચાવી.

**કફજન્ય** (phlegmatic) **તાવો.**—જે સઘળા તાવો શરીરમાં રાતો રંગ ઘટી જવાથી થાય છે તેઓને હું આ નામ લાગુ પાડવા માંગુછું. એનું જોર ઘણું કરીને રાતની વખતે વધારે હોય છે, અને થોડે થોડે વખતે સફેદ પીશાબ પુષ્કળ થયા કરે છે. કોઇ વેળા ઝાડાની કબજીઆત હોય છે, અને કોઇ પ્રસંગે ઝાડા થાય છે કે જે ઝાડાનો રંગ જરા સફેદ હોય છે. નારંગીયા (રંગની બાટલીમાંના) પાણીથી એ તાવો ઘણા જલદી મટી જાય છે. ત્રણ અથવા

ચાર ભાગો સારા કરવાને પુરતા છે. બાળકો માટે માત્ર એક કે બે ભાગ પુરતા છે.

**ખાંસીવાળા (Mucous) તાવો.**—સખત સળેખમ (Influenza), કુકડીઓ ઠાંસો (Hooping Cough) અને દમ ગુંગળાવનારી ખાંસી (Croup) વાદળી કે લીલી રોશનીથી અને લીલી ગળીયલ રંગની (Indigo-green) રોશનીથી સારી થાય છે. ઉધરસ અને દમ ગુંગળાવનારી ખાંસી, ફક્ત ગળીયલ રંગના પાણીથી મટી જાય છે. કોલેરા અને અતિસારના ઉપાયોનો ખુલાસો વિગતવારે આગલા ભાગમાં કરેલો છે.

**શરીરના બાંધા અનુસાર (constitutional) દરદો.**

એ દરદોમાં સંધીવા, નજલો અને ખઈ (ક્ષય) આવે છે. સંધીવાના બે પ્રકાર છે—એકદમ થઈ આવતો તીવ્ર (acute) અને લાંબા કાળનો અથવા જુનો (chronic) એકાએક થઈ આવતો સંધીવા વાદળી રોશની અને વાદળી પાણીથી સારો થાય છે. જુનો સંધીવા નારંગીયાં પાણી અને નારંગીયા પ્રકાશથી સારો થાય છે.

નજલા માટે નારંગીયાં પાણીની જરૂર છે, જ્યારે ખઈ રોગ માટે ગળીયલ રંગના પાણીની તથા ફેફસાંપર રાતો પ્રકાશ પાડવાની જરૂર છે. જો રાતા રંગથી હૃદય ઉશ્કેરાઈ જતું માલમ પડે તો ફેફસાંપર રોશની પાડતી વખતે બ્લુ રંગનું કપડું વીટાળવું ઠીક પડશે.

**જ્ઞાનતંતુઓનાં (નસોનાં) દરદો.**

મગજનો સોજો (inflammation of the brain)—એ દરદ માટે આસમાની રોશની સૌથી અસરકારક ઉપાય છે. એ દરદ બચ્ચાંઓને થાય છે. એની શરૂઆત તાવ અને બેચેનાથી થાય છે; ત્યાર પછી બેશુદ્ધિ લાવી દરદીનું મરણ નિપજાવે છે. છેલ્લી ઘડીએ પણ

બ્લુ રોશનીનો ઉપયોગ કર્યાથી ખાસ્તીભર્યાં મૂખ્ય ચિન્હો જલદી દુર થઇ જઇ છેવટે દરદીને સારો કરશે.

**માથે લોહી ચઢવું** (Apoplexy)—આ ત્રાસદાયક દરદનાં સઘળાં લક્ષણો વાદળી રોશનીથી સારાં થાય છે.

**ફેફર** (Epilepsy) અથવા બેભાન થઇ પડી જવાનો રોગ—આ દરદ પ્રથમ શરીરની લઠડતી હાલત, કે જે પાછળથી મગજપર અસર કરે છે, તેને લીધે જન્મ પામે છે. નારંગીયું પાણી પીવામાં આપ્યાથી તે આખા શરીરમાં અસર કરે છે, અને માથાપર વાદળી અથવા લીલી રોશની પાડવાથી માથું આકસ્મિક હુમલાઓ ખમી શકે એવું મજબુત થાય છે. સતત એક પખવાડીયા દરમ્યાન ફેફરાંના હુમલાઓ થાય કે નહી તોપણ વગર અટકયે આ ઉપાય બરાબર ચાલુજ રાખવો.

**બચ્ચાંઓને થતી આંચકી-તાણુતોડ** ( infantile convulsions)—મ્હોંડા અને માથાપર વાદળી રોશની પાડવાથી દરદીને આરામ થાય છે.

**હટખી ઠાંસો** (Child crowing)—ઉપલોજ ઇલાજ કરવો.

**માથાનો દુઃખારો.**—વાદળી અથવા લીલી રોશની સૌથી અકસીર ઇલાજ છે. ઠંડી અથવા ગરમીથી થતો માથાનો દુઃખાવો, અથવા આખા કે અરધા માથાનો દુઃખાવો એ સર્વે વાદળી અથવા લીલી રોશનીથી સારૂં કરી શકાય છે. એ ઉપરાંત માથાના સણકા અથવા શળનાં (neuraigic) દરદો આ રોશનીથી ઘણાં જલદીથી સારાં થઇ શકે છે. આ રંગ મગજના તંતુઓને એટલો તો માફક આવે છે કે આ (રંગની ) રોશની તરફ ફક્ત જોવાથી પણ ઘણો કરાર વળે છે. જેઓને કંટાળા ભર્યું મગજનું કામ કરવું પડતું હોય તેઓને વાદળી

અથવા લીલી રોશનીમાં એક કલાક રાખવાથી પાછો આરામ થાય છે, અને મગજ એટલું તો શાંત બની જાય છે તથા બરાબર હાલતમાં આવે છે કે તેથી તેને ઉંઘ આવે છે. ઉદાસી માણસોએ આ વાદળી પ્રકાશથી ઘણો ફાયદો મેળવ્યો છે. મગજને કૌવત મળે છે અને તેમાં આશાવાન વિચારો ઉત્પન્ન થાય છે. ભેજાંની ખાલી ચંચળતા અથવા ચાલુ ગતિ અટકાવે છે.

## શ્વાસાવયવોનાં દરદો.

**માથાંમાંની શરદી.**—લીલું પાણી અને લીલી રોશની માથામાંની શરદીની ખરાબ અસરો દુર કરે છે. આ ઇલાજથી જુનાં દરદો ઘણી સહેલાઇથી સારાં થયેલાં છે.

**સ્વરભંગ અથવા ઘાંટો બેસી જવો.**—વાદળી પાણીથી સારૂં થાય છે. ગળીયલ રંગનું પાણી વધારે અકસીર ઉપાય છે. પણ આ દરદ ગળામાં થતું હોવાથી, નાના જથામાં, યાને અરધા તોલા જેટલો, એક ભાગ લેવો; પણ ગળામાંની ગરમી ઓછી કરવા માટે એ ભાગો વારંવાર યાને અરધે અરધે કલાકે લેવા. ચોવીશ કલાક માટે એવા છ ભાગો તદન પુરતા છે; અને તો ત્રણ ભાગો સહવારે અને ત્રણ ભાગો બપોર પછી ચાલુ લેવામાં આવે તો વધારે સારૂં.

**'લારીનજીતીસ'** (Laryngitis) અથવા ગળાનો સોજો—ઉપલોજ ઉપાય કામે લગાડવો એટલે અરધે અરધે કલાકે અરધો તોલો વાદળી પાણી આપવું. જ્યાં સુધી દરદીને આરામ થાય ત્યાં સુધી એ પાણી ચાલુ રાખવું, અને જ્યારે તેને કરાર થયલો લાગે ત્યારે વધુ ભાગો આપવાની જરૂર નથી; શરીરમાં દાખલ થઇ ચુકેલું પાણી દરદને તદન મટાડી દેશે.

**શ્વાસની નળીઓના સોજા સાથેનો ઠાંસો** ( Bron-chitis)—એકાએક અને સખ્ત થતું (acute) આ દરદ ગળીયલ રંગની બાટલીના પાણીથી સેહેલાઇથી સારૂં થાય છે. પણ જુનો (chronic) યાને લાંબા કાળનો એ ઠાસો નારંગીયા પાણીથી સારો થાય છે. ઘણા વખતનું આ દરદ બીમારની લથડતી દેહની નિશાની છે, અને તેને દુર કરવા માટે કેટલાક મહીના સુધી ચાલુ ઉપાય કરવો જોઇએ. સઘળા જુના રોગોનો ધીમે ધીમે ઉપાય કરવો સૌથી વધારે ફાયદાકારક છે. આશરે એક અઠવાડીયા સુધી દરદીને કંઇ ફેર પડેલો લાગતો નથી, પણ જેવું નારંગી રંગની અસરવાળું પાણી પેટ અને આતરડાંને બરાબર સ્થિતિમાં મેલે છે તેવોજ દરદમાં ધીમે ધીમે ઘટાડો થવા માંડે છે.

**ખાંસી-ઠાંસો**—આ દરદના ઘણા પ્રકારો છે. એ તેજ દરદ છે કે જે સળેખમની સાથેજ થાય છે. અને એ તેજ દરદ છે કે જે અહીના આદમીઓને હેરાન કરે છે. પણ હું એના બે ભાગ કરીશ— એક સુકો ઠાંસો અને બીજો બલગમ સાથેનો ઠાસો.

**સુકો ઠાંસો**—હરેક જાતના એવા ઠાંસાને હું કહું છું કે જેમાં બલગમ પડતાં ઘણો વખત લાગતો હોય એટલે કે બલગમ કહાડી નાંખવા ઠાંસવાની ઘણીજ મેહનત પડતી હોય.

**બલગમ સાથનો ઠાંસો**—હરેક જાતના એવા ઠાંસાને હું કહું છું કે જેમાં સેજસાજ ઠાંસવાથી અને સેહલાઇથી બલગમના ગળફા કહાડી નાખી શકાતા હોય.

**શ્વાસની નળી અને ગળાને સુજવી નાખે એવો સુકો ઠાંસો**—ગળીયલ રંગની અથવા ઘેરા વાદળી રંગની બાટલીના પાણીથી આ દરદને ઘણું જલદી સારૂં કરી શકાય છે. આ પાણી બલગમને

ભીંજવીને પાતળો કરે છે, જેથી થોડી મહેનતે તે જલદી કહાડી નાખી શકાય છે અને દરદીને આરામ થાય છે.

આ જાતના ઠાંસાના કેટલાક પ્રકારોમાં બલગમ ઘણોજ ચીકણો, તારવાળો, અને કહાડવાને ઘણો મુશકેલ હોય છે; તેવા પ્રકારોમાં નારંગીયા (રંગની બાટલીના) પાણીની જરૂર હોય છે.

**બલગમવાળો ઠાંસો**—આ જાતનો ઠાસો નારંગીયા પાણીથી સારો થાય છે, જે ફેફસાંઓને પણ તંદરોસ્ત હાલતમાં પાછાં લાવે છે. નવો બલગમ થતો એ પાણી અટકાવે છે, અને શરીરમાં પૈદા થયલો બલગમ કહાડી નાખે છે. ધીરજથી એના ઉપાય કરવા જરૂરના છે. એ દરદ સારૂં કરવા સહવારના એક ભાગ અને સાંજના એક ભાગ એમ દિવસમાં બે ભાગ એક પખવાડીઆં સુધી આપવા પુરતા છે.

**હાંફણ (દમ)**—દરદીને દમ લેતાં મુશકેલી નડે છે અને છાતીમાં મોટા ખેંચાણ કે દબાણ જેવું લાગે છે. ઘણીજ હેરાનગતિ આપનાર એ દરદ છે અને સખત રૂપમાં દરદી એ દરદ કરતાં મોત વધારે સારૂં ગણે. પોહળી ઉંડી છાતીવાળાં માણસોને સાધારણે એ દરદ થતું નથી. પાહડ ઉપર રહેનારાં માણસોમાં એ જવલેજ થાય છે. પણ સપાટ મેદાન પ્રદેશો કે જ્યાં ભીની હવા હોય છે ત્યાં એ દરદનું ઘર હોય છે. ઘણાક દાખલાઓમાં પેહેલાં પાચન કરનારા ભાગો બગડે છે અને આખું શરીર તંદુરોસ્તી દેખાડનાર જોર અને કૌવતની નિશાનીઓ ખોતું જાય છે, અને પછી શરીરમાં બલગમ વધે છે અને ગરમી ઓછી થાય છે. ઠંડીથી ફેફસાંમાં કફ સુકાઇ જાય છે, અને કુદરતી રીતે તે કફ ખસેડવાને અદ્દરને અદ્દર રહે છે. આ દરદનો હુમલો ઘણું કરીને દરદીને સવારના પહોહરમાં થાય છે.

એવા બનાવોમાં નારંગી રંગની બાટલીનું પાણી સૌથી સારી દવા થઇ પડે છે. એ દરદના હુમલા વખતે, એક તોલા જેટલા એ પાણીનો ભાગ દર દશ મીનીટે એક કલાક સુધી ચાલુ રાખવો. એટલા વખતમાં દરદીને ઘણું કરીને આરામ થવો જોઇએ. જો એટલા વખતમાં આરામ નહી થાય તો પછી ૩ થી ૪ કલાક સુધી વધુ ભાગ આપવા નહી, અને જેટલું પાણી આપેલું છે તેટલુંજ એટલા વખતમાં કુદરતી રીતે શરીરને મદદ કરી આરામ આપશે. જો જરૂર પડે તો ૩ થી ૪ કલાક પછી ઉપરની માફકજ ભાગો ફરી આપવા.

જ્યારે દરદના જોરનો હુમલો નહી હોય ત્યારે એક આઉંસ જેટલું નારંગીયા પાણી ખાધા પછી આપવું ગુણકારક થઇ પડે છે. તે કૌવત આપનાર દવા તરીકે કામ કરે છે અને ખોરાકને બરાબર પચાવી શકે છે.

મેં જોયું છે કે કેટલાક લોકોને ઘેરા વાદળી અથવા ગળીયલ રંગની બાટલીના પાણીથી આરામ થાય છે. પણ તે હમેશાં દરદ તરતનું લાગુ પડેલું હોય અને લાંબા વખતનું નહી હોય તોજ થાય છે. એવાં માણસોનાં શરીરમાં લાલ રંગનું પ્રમાણ ઘણું હોય છે અને તેઓ ઠંડીમાં ઘણા ફરહર કરનારા હોય છે.

**ત્રિદોષ, મુંઝારો, 'ન્યુમોનીયા'**—આ દરદને કેમ સારૂં કરવું તે બીના હું આગળ જણાવી ગયો છું.

## મ્હોંઢા ગળા, વગેરેનાં દરદો.

**મ્હોંઢાનું પાકવું** (Aptha–Thrush)—ઘણું કરીને નાનાં બચ્ચાંઓને જીભ, હોઠ, ગાલ, દાંતના પારા, અને મ્હોંઢાની અંદરના ભાગ ઉપર નાનાં સફેદ ચાંદાં પડે છે. કોઇક વખતે આ દરદ પેટ

અને હોજરી સુધી અંદર ઉતરે છે, અને ત્યારે તે જોખમ ભરેલું થઇ પડે છે. ગરમી વધવાથી એ થાય છે અને એમાં તાવ સાથે બેચેની લાગે છે. એનો સાદો ઇલાજ એ છે કે દર અડધો તોલો યા તેથી પણ ઓછું વાદળી બાટલીનું પાણી ત્રણથી ચાર કલાક સુધી આપ્યાં કરવું, અને પછી કેટલાએક કલાકો સુધી કુદરતને તેનું કામ કરવા દેવું. જો દરદ સારૂં નહી થયું હોય તો ૨૪ કલાક પછી પાછું ઉપર લખ્યા પ્રમાણે કરવું.

**દાંતનો દુખાવો**—પારા સુજી આવીને અથવા સુજવા વગર આ દુઃખ થાય છે. પહેલી જાતના દુઃખારામાં વાદળી બાટલીના પાણીના કોગળા કરવાથી અથવા મોઢામાં તે પાણી રાખી દુખતા બાજુ તરફ ફેરવ્યા કર્યાથી જરૂર એ દરદ નરમ પડશે. એ રીતે ૫, ૬ કે ૭ વખત ફરીફરીથી કર્યા કરવું.

જો પારા સુજી આવેલા નહી હોય તો નારંગી બાટલીનું પાણી સારૂં કરશે. એને પણ ઉપર લખ્યા પ્રમાણેજ વાપરવું.

જો કોહેલા દાંતથી દુઃખ થતું હોય તો દાક્તર પાસે દાંત કઢાવી નાંખવો ઠીક છે.

**અવાળુનું પાકવું** ( પારાનું સુજીને પાકવું. )—કોહેલા દાંતને ઠંડી લાગવાથી આ દરદ થાય છે. બ્લુ બાટલીનું પાણી મોંઢામાં લઇ થોડો વખત અંદર રાખી મુકવું, અને એમ ઘડી ઘડી કર્યાથી એ મટી જાય છે. એથી ગરમી ઓછી થશે અને સુમકું બેસી જશે.

**દાંત આવવા ( ફુટવા )**—નાનાં બચ્ચાંઓને એથી ઘણું ખમવું પડે છે, અને નબળા બાંધાના બાળકો તો એમાંથી બચી શકતાં નથી. એમાં ગરમી પેદા થાય છે. તે પેટની ઉપર કોઇ વખત અસર કરે છે તો ઝાડા થાય છે. કોઇ વખતે આંખની ઉપર અસર

કરે છે તો છોકરૂં ઘણુંજ હેરાન થઇ પડે છે; તેનાથી આંખ ઉઘાડી શકાતી નથી અને આંખમાં ઝીણા દાણા જેવા કણો બંધાય છે. આ દરદ સારૂં કરવાનો સહેલો ઇલાજ વાદળી રોશની છે. જ્યાં સુધી ગરમી નરમ પડે ત્યાં સુધી દરરોજ તે બાળકને કેટલાક કલાકો સુધી આસમાની પ્રકાશમાં રાખવું. આટલી વચે બાળકોને સાધારણ પાણી આપવામાં આવતું નથી, કારણકે જ્યારે ફક્ત રોશનીથી સારૂં થઇ શકે ત્યારે બચ્ચાંના ગળામાં જબરાઇથી પાણી ઉતારવું કાંઇ કામનું નથી. ઘણાં બચ્ચાંઓ આ દરદથી મરી જાય છે. આ સરલ ઇલાજ જો માબાપો ઉપયોગમાં લે તો ઘણું સારૂં થાય.

**ગળાનું સુજી આવવું**—ઠંડીથી અથવા ઠંડીમાં રહેવાથી આ દરદ થાય છે. ગળવામાં મુશ્કેલી નડવાથી એની નિશાની જણાય છે. ઘણી વેળા ગળું લાલ થઇ સુજી આવેલું હોય છે. કોઇક વેળા જ્યારે સોજો એકદમ વધી જાય છે ત્યારે એ દરદ ભયભરેલું થઇ પડે છે.

ત્રણ ત્રણ કલાકે વાદળી પાણીના કોગળા કર્યા કરવાથી એ દરદ સહેલાઇથી સારૂં થાય છે. એ રીતે આ રોગ ૨૪ કલાકમાં અથવા ઘણું તો ૪૮ કલાકમાં મટાડી શકાય છે. લાંબા વખતનાં થયલાં એવાં દરદો ૪ થી ૫ દિવસમાં મટાડી શકાય છે.

આ પ્રમાણે જોતાં ગળાનાં દરદો માટે વાદળી બાટલીનું પાણી સામટી રીતે લેતાં સારૂં છે. તેની અસર ચમત્કારિક થાય છે. સાધારણે ગળાનાં દરદો ગરમીના જમાવ થવાથી થાય છે કે જેને માટે આસમાની પાણી અકસીર ઇલાજ છે.

## પાચન કરનાર અવયવોના રોગો.

ભુખ અને તરસ, મનુષ્યજાતનાં શરીરમાં, ચોકસ ચીજોની ખોટ દેખાડે છે. જ્યારે તે સાધારણ પ્રકારની હોય ત્યારે તંદુરસ્તીની તે

નિશાની છે. પણ કોઇક વેળા જોઇએ તે કરતાં તે ઓછી થઇ જાય છે કે વધી જાય છે, અને ત્યારે તે નાદુરસ્તીની–રોગની નિશાની ગણાય છે.

કોઇ વખત ભુખ એટલી વધી જાય છે કે ગમે એટલું ખાવા છતાં દરદી ધરાતોજ નથી. એના પરિણામમાં ઝાડા શરૂ થાય છે. કોઇક વેળા ભુખ એટલી ઓછી થઇ જાય છે કે ઘણા થોડા ખોરાકથી ભુખ મટી પેટ ધરાઇ જાય છે. કોઇક વેળા તો ફક્ત ખોરાક જોઇનેજ ઉબકો આવે છે.

એજ પ્રમાણે તરસનું પણ થાય છે. કોઇક વેળા ગલાસ ઉપર ગલાસ ભરી પાણી પીવામાં આવે તોપણ સંતોષ થતો નથી. અને કોઇ વેળા તૃષા એટલી ઘટી ગયલી હોય છે કે દરદીને મુદ્દલ તરસ લાગતી નથી.

હવે એટલું યાદ રાખવું કે શરીરમાં લાલ રંગના વધારાથી ભુખ અને તરસ બન્ને વધે છે, અને વાદળી રંગના વધવાથી તેઓ બન્ને ઘટે છે. અને તેથી આ રીતને અનુસરીને દરેક દાખલામાં જેની જરૂરીયાત હોય તે ફરમાવવું જોઇએ છે.

**અપચો અથવા બદહજમી**—જીંદગી ચાલુ રાખવા માટે પાચનશક્તિ જરૂરની છે. આ શક્તિ બચ્ચાંઓમાં ઘણી જોરાવર હોય છે, અને વૃદ્ધ માણસોમાં ઘણી નબળી હોય છે. મોતનો વખત નજદીક હોય ત્યારે આ શક્તિ ખલાસ થઇ ગયલી હોય છે; અને ઘડપણમાં ધીરેધીરે આ શક્તિ જે રીતે ઓછી થતી જાય તે ઉપરથી માણસનો છેડો ક્યારે આવશે તેનો અડસટો કરી શકાય છે. આ દેશમાં સાધારણે કોઇપણ માણસની ૪૫ વરસની ઉંમર પછી ભુખ ઘટવા માંડે છે, અને ઘટતા ઉપાયો જો નહિ લીધા હોય તો તે માણસનું ૬૦ કે ૬૫ વરસની ઉંમરે મોત આવે ત્યાં લગી તે ધીરે

ધીરે ઘટતીજ જશે. અલબતાં આ દેશમાં પણ કેટલાંક માણુસો એવાં હોય છે કે જેઓની પાચનશક્તિ ૫૦ વરસની ઉમરે પણ જેવી ને તેવીજ રહે છે. આવાં માણુસો ૮૦ થી ૯૦ વરસો સુધી જીવે છે.

બદહજમીનાં બે કારણો હોય છે, એક લાલ રંગનું વધવું અને બીજું વાદળી રંગનું વધવું. જે માણુસો લાલ રંગના વધવાથી આ દુઃખ ખમે છે, તેઓ ઘણું કરીને પતળા અને લેવાઇ ગયલા હોય છે, જ્યારે આસમાની રંગના વધવાથી જેઓને એ દુઃખ થાય છે તેઓ ઘણું કરીને માતેલા હોય છે.

ગળીયલ રંગની બાટલીનું પાણી વાપરવાથી લાલ રંગના વધારાને ઓછો કરી શકાય છે. આ પાણી પીવામાં લીધાથી હોજરીમાં અગન બળતી હોય તે નરમ પડે છે અને બરાબર ખોરાક પચે છે. પણ આ દરદ જો ઘણા વખતનું થયલું હોય તો તેની ઉપર ઇલાજો ધીરે ધીરે લેવા; એક આઉંસ જેટલું ગળીયલ રંગનું પાણી દિવસમાં બે વાર લેવું પુરતું છે. એ ઇલાજ લાગટ એકથી બે મહીના સુધી ચાલુ રાખવાથી એ દરદ જડમૂળથી ઉખડી જશે,

શરીર પુષ્ટ–માતેલું હોય તે વાદળી રંગનો વધારો થયલો દેખાડે છે. ઘણું બેસી રહેવાથી અને કોઇ જાતની કસરત નહિ લેવાથી આ ઘણું કરીને થાય છે. આ રોગને નારંગીયા રંગનું પાણી મટાડે છે. અલબતાં આમાં પણ ઇલાજો ધીરે ધીરે લેવા જોઇએ. એક અઠવાડીઆંના અરસામાં શરીરમાં લોહીના વધવાથી થોડો સુધારો દેખાઇ આવશે.

બદહજમી લાલ કે બ્લુ રંગના વધવાથી થઇ હોય તે બન્ને પ્રકારમાં ભુખે પેટે પાણી પીવામાં લેવું; કારણ કે ત્યારે તેની અસર વધારે થાય છે અને જલદી સારૂં થાય છે. ખોરાક ગળી જવા

પેહલાં સારી રીતે ચાવવો, જેટલું ઓછું પાણી પીને રહેવાતું હોય તેટલુંજ પીવું, વગેરે, સાવચેતીના ઉપાયો પણ નિયમીત લેવા જોઇએ. ચાલવામાં ધીરી ચાલ રાખવી, કારણ કે તેથી પણ હોજરીને ફાયદો થાય છે. હલકો અને જલદી પચી શકે એવો ખોરાક ખાવો.

"શીયાળામાં તથા ચોમાસામાં ઉનાળા કરતાં વધુ ગરમી ખમી શકાતી હોવાથી, ખોરાક ખાધા પછી નારંગીયા રંગનું પાણી લેવું ફાયદાકારક છે. એ રીતે શીયાળામાં એક આઉંસ જેટલા ચાર ભાગ વગર હરકતે લઇ શકાય છે.

**છાતીમાં દાહ બળવો** ( અંતર દાહ )—અદહજમીની કેટલીક નિશાનીઓમાંની એક આ નિશાની છે. બલગમી પ્રકૃતિના આદમીઓમાં એક સાધારણે માલમ પડે છે, અને નારંગી રંગની બાટલીના એક આઉંસ જેટલો પાણીનો ભાગ એને સારૂં કરી શકે છે. એથી દાહ બળતી અટકશે અને પાચનક્રિયા બરાબર ચાલુ થશે.

**પેટમાં અગન બળવા સાથે ખાટા-કડવા ઓડકાર આવવા** ( Water brash )—અદહજમીની આ પણ એક નિશાની છે. ઉપર લખ્યા પ્રમાણે કરવાથી એ મટી જાય છે.

**ઓડકાર** ( અટકાર )—પેટમાંનો પવન કોઇ વેળા મ્હોંડાને રસ્તે બહાર નિકળવાની તજવીજ કરે છે. ખાધા પછી તરત એમ થાય તો તે સારી નિશાની છે, પણ જરપત થતી વખતે પાછળથી એ થાય તો તે દેખાડે છે કે હોજરીમાં જે ખોરાક ગયો છે તેને તે જેરવી શકાતું નથી. નારંગીયા રંગના પાણીનો એક ભાગ લીધાથી એ મટી જાય છે. ભુખ લાગતી નહિ હોય અને ખાલી પેટે જો ઓડકાર આવતા હોય તો, દર ત્રણ કલાકે એક આઉંસ જેટલું નારં-

ગીયા અથવા કોઇ વેળા વાદળી પાણી લીધાથી સારૂં થાય છે. ત્રણ ભાગ એ પ્રમાણે લીધાથી આરામ થયા વગર રહેતો નથી.

**ઓકારી (ઉલટી આવવા થતો ઉછાળો )**—વાદળી બાટલીના પાણીથી એ સારૂં થાય છે, કારણ કે ઘણું કરીને એ બન્ને વિકારો પેટના ઉપલા ભાગમાં લાલ રંગના વધવાથી થાય છે.

સગર્ભા સ્ત્રીની બાબતમાં ઘણું કરીને એ સવારમાં થાય છે, અને જ્યારે ગર્ભમાં જીવ આવવાનો વખત થાય છે, ત્યારે બંધ પડી જાય છે.

**પેટમાં થતો દુખારો**—બદહજમીવાળાં આદમીઓને વારેવાર પેટમાં દુખારો થાય છે. પેટમાંનો પવન બહાર કાઢી નાખી નહિ શકાયાથી પેટમાંજ રહી જાય છે, અને તેથી દુખાવો થાય છે. આ પવનનું દરદ નારંગી બાટલીના પાણીથી ઘણું કરીને સારૂં થાય છે. બદહજમીને લીધેજ દરદ થતું હોય તો આગળ જણાવવામાં આવ્યા પ્રમાણે ઘેરા વાદળી રંગની બાટલીનું પાણી ધીમે ધીમે થોડો વખત આપવાથી મટી જાય છે. કોઇક વખત એવું બને છે કે ખાવાનું લીધા પછી ત્રણેક કલાકે પવનથી પેટ ચહડી આવે છે અને બેચેનીની લાગણી પેદા થાય છે. એ પણ નારંગી રંગની બાટલીનું પાણી લેવાથી સારૂં થાય છે. પણ તે તરબીયત એક પખવાડીઆ સુધી ચાલુ રાખવી જોઇએ.

**પિત્તવિકાર**—પિત્તવિકાર વાદળી બાટલીના પાણીથી સારો થાય છે. એના ત્રણ ભાગ દર બે કલાકે લીધા હોય તો આરામ થાય છે.

**કમળો**—આંખના ડોળા પીળા થવાથી, ચામડી પીળી થવાથી અને પીળું દેખાવાથી કમળો થયલો માલમ પડે છે. કમળો થયલા માણસની આંખે દરેક ચીજ પીળી દેખાય છે. વાદળી બાટલીનું પાણી

એ દરદને ઘણું જલદી સફા કરી નાખે છે. એ રોગ વધતો ઓછો હોય તે પ્રમાણે પાણીના ભાગો લેવા જોઇએ છે.

**સંગ્રહણી** ( અનુસાર )—આ રોગ વાદળી બાટલીના પાણીથી અટકાવી શકાય છે.

**પેટની કબજીઆત**—જ્યારે કલેજું-યકૃત મંદ થાય છે અને બરાબર કામ કરતું નથી ત્યારે આ રોગ થાય છે. ઘણું બેસી રહેવાથી પણ પેદા થાય છે. નારંગી રંગની બાટલીનું પાણી સહવારે અને સાંજે લેવાથી એ સારૂં થાય છે.

**પેટમાં ચૂંક અથવા શૂળ મારવી**—વાદળી બાટલીનું પાણી આવી ચૂંક અથવા આંકડીનો અકસીર ઉપાય છે. દર દશ મીનીટે એક આઉંસ જેટલું એ પાણી લીધું હોય તો આશરે એક કલાકમાં તે નરમ પડી જાય છે. ત્રણ ભાગ આપવા, અને પછી કુદરતને પોતાનું કામ કરવા દીધાથી તે સારૂં થશે.

**અર્ષ-મસા**—મસા બે જાતના થાય છે, તેમાંની એક જાત સફરાની અંદર અને બહાર નહિ દેખાય તેવી છે, અને બીજી જાત દુઝતા અથવા ઝરતા મસાની છે. આ દરદ બેસી રહેવાની ટેવથી, વધુ કબજીઆતપણાથી, ગર્ભવંતી હાલતથી, ઘોડાપર ઘણી સ્વારી કીધાથી, કેફી પીણાનો ઘણો ઉપયોગ કરવાથી, ઘણો મસાલેદાર ખોરાક ખાધાથી અને એવાં બીજાં કારણોથી થાય છે.

સફરાની અંદર થયલા મસા નારંગી રંગની બાટલીના પાણીથી સારા થાય છે. આ પાણીથી કબજીઆત તુટે છે, અને તેથી રોગનું જોર નરમ પડી જાય છે. બહારથી વાદળી બાટલીનું પાણી લગાડવું પણ ફાયદાકારક છે. મસાનો સોજો તે દુર કરે છે અને તેથી દરદીને આરામ લાગે છે.

ઝરતા મસાઓનો ઇલાજ મેં આજસુધી કર્યો નથી, પણ હું એમ માનું છું કે વાદળી બાટલીનું પાણી તેઓની ઉપર લગાડવાથી ઘણું કરીને આરામ થશે. નારંગી રંગની બાટલીનું પાણી પીવાની એમાં હું ભલામણ કરી શકતો નથી, કારણ કે તેથી કદાચ મસામાંથી વધુ લોહી નીકળે.

**આંતરડાંનો સોજો**—આ ઘણું ભય ભરેલું દરદ છે. પણ એને વાદળી બાટલીના પાણીથી સેહેલાઇથી સારૂં કરી શકાય છે. પાણીના ભાગો દરદના જોર પ્રમાણે આપવા.

## પીશાબના અવયવોનાં દરદો.

**મૂત્રપિંડ-ગુરદાનું સુજી આવવું**—સરદીથી, કાંકરી થવાથી, કે કાંઇ વાગવાથી એ દરદ થાય છે. જો સરદીથી યા વાગવાથી એ થયું હોય તો દરદવાળા ભાગ ઊપર વાદળી રોશની નાખ્યાથી સારૂં થશે. પણ જો કાંકરી થવાથી થયું હોય તો, નારંગી રંગની રોશની નાખવાથી સોજો દુર થશે તેમજ ગુરદામાંથી કાંકરી પણ નિકળી જશે. ગુરદામાં થતાં દરદનો એક બનાવ મારે હાથે ઘણો ચમત્કારિક રીતે સારો થયો હતો. સાતેક વરસ સુધી આવાં દરદથી એક માણસ અવારનવાર પીડાતો હતો. તેને એ દરદ દર મહીને ઉભળી આવતું હતું તથા તેની તંદરોસ્તી સામટી રીતે લેતાં સારી નહી હતી. મેં તેને નારંગી રંગની રોશની ગુરદાવાળા ભાગ ઉપર નાખવાની તથા નારંગી રંગની બાટલીનું પાણી દવા તરીકે પીવાની સલાહ આપી. ત્રીજે દિવસે પીશાબ કરતાં કાંકરીનો એક જથો પીશાબની સાથે નીકળી પડયો, અને ત્યાર પછી તેના ગુરદાનો દુખારો જાથુકનો જતો રહ્યો. એ રોગથી પીડાતાં બીજા માણસોને પણ મેં ફતેહમંદીથી સારાં કીધાં છે, પણ તેઓનું દરદ એટલા લાંબા વખતનું નહિ હતું.

**પીશાબ કરતાં પડતી મુશ્કેલી**—વાદળી બાટલીનું પાણી વાપરવાથી એ દુર થઇ શકે છે. પીશાબના રસ્તામાં અથવા તે રસ્તાની બારીક ચામડી ઉપર સોજા જેવું થયલું હોય તેને એ પાણી સારૂં કરે છે. આ વાદળી પાણી મોટા જથ્થામાં પીશાબ પેદા કરવામાં મદદ કરે છે અને તેથી પીશાબ કરતાં પડતી મુશ્કેલી દુર થાય છે.

**ઉંઘમાં થતો પીશાબ**—નાની વયનાં છોકરાંઓમાં એ રોગ સાધારણે થાય છે. પીશાબની કોથળીનું મોંઢું બરાબર સંકોચાવાની શક્તિમાં નબળું હોય તો એમ થાય છે. એ દરદથી ગભરાવાનું કાંઇ કારણ નથી. રાતે છોકરાંઓને બને તેટલું ઓછું પીવાનું આપવાની સાવચેતી લીધાથી એ પોતાની મેળે નરમ પડી જાય છે, પણ જો મોટાં માણસોને એમ થતું હોય તો તે જલદી નરમ પડતું નથી. જાંબુડા અથવા લીલા રંગની રોશની પીશાબની કોથળીવાળા ભાગ ઉપર નાખ્યાથી એ નબળાઇ દુર થશે અને મૂત્રાશયનું મુખ ઉઘડવા તથા સંકોચાવાની શક્તિ પાછી આવશે, અને તેથી પોતાની મેળે થઇ જતો પીશાબ બંધ થશે.

મીઠી પીશાબના આજારમાં દરદીને બદહજમ્યત યાને ખોરાક બરાબર હજમ નહીં થવાનું દુઃખ પ્રથમથીજ વેઠવું પડે છે, તેથી શરીરમાં લોહી કરતાં વધારે ચરબી બંધાય છે. ચોવીસ કલાકમાં નારંગીઆ રંગના પાણીના બે ભાગ પીવામાં લીધાથી અંગમાં ચરબી બંધાતી તથા એકઠી થતી બંધ પડશે, અને લોહીનો વધારો થશે. ત્યાર પછી ઝાડાની કબજીઆત, જે આ કમજોર કરી નાખતા દરદનું વારંવાર જરૂરનું પરિણામ હોય છે તે દુર થશે, અને શરીરમાંથી મોટા જથ્થામાં બહાર પડતા ફીક્કા સફેદ રંગના પીશાબનો અટકાવ થશે. અંગમાં ચરબી બંધાતી સદંતર અટકાવવા માટે અને

લોહીના જથ્થામાં વધારો કરવા સારૂ આ ઉપાય બે માસ સુધી ચાલુ રાખવાની જરૂર છે. જેમ જેમ શરીરમાં ચરબી ઓછી થતી જશે, તેમ તેમ તરસ પણ ઓછી લાગવા માંડશે. અલબત્તાં, આવાં ધીમાં અને ક્ષીણતા લાવનારાં દરદો માટે લાંબો વખત સુધી ઇલાજ ચાલુ રાખવાની અગત્ય છે.

## આંખ, કાન, વગેરેનાં દરદો.

**આંખનું સુજી આવવું**—પાચન કરનારી ઇંદ્રીઓમાં થતાં દરદોને લીધે, અથવા સરદી લાગવાથી, અથવા કાંઇ વાગવાથી એ દરદ થાય છે. પાચન કરનારી ઇંદ્રીઓને લીધે એ થયું હોય તો, હલકો ઠંડક આપનાર ખોરાક લેવો અને ગરમી આપનાર ચીજોથી પહરેજ રહેવું. વાદળી રંગનાં ચશ્માં પહેરવાથી સોજો નરમ પડશે. જો વાદળી રેશની આખા મોંઢાપર નાખી હોય તો વધારે સારૂં. આંખનાં પોપચાંના અંદરના ભાગ ઉપર જીણા દાણા જેવી ફોલ્લીઓ થાય છે, તેની ઉપર એ અચુક ઇલાજ છે એમ મને મારા પોતાના અનુભવ ઉપરથી માલુમ પડ્યું છે. ત્રણ વરસ સુધી એ દરદથી હું હેરાન થતો હતો. ડાકટર લારીની મેં દવા કીધી અને તેણે નસતર પણ મારી જોયું; પણ તેથી સારૂં થયું નહી. ત્યાર પછી મેં બ્લુ (આસમાની બ્લુ કે જેમાં લાલનો જરાએ અંશ હોતો નથી) રંગનો ચશ્મો દરરોજ દિવસમાં બેથી ત્રણ કલાક સુધી પહેરી રાખવાનો રિવાજ ચાલુ રાખ્યો અને મ્હોંડા તથા આંખનાં પોપચાંઓ ઉપર બ્લુ રેશની નાખ્યા કીધી. બે મહીનામાં મારી આંખની અંદરની ફોલ્લીઓ જતી રહી અને પુરો આરામ થયો. જે કોઇ માણસને એ દરદ થાય તેને માટે જરૂરનું છે કે સવારના પહોરમાં તેણે ફરવા જવું, અને પાચન કરનારા ભાગોને સારી હાલતમાં રાખવાની સંભાળ લેવી.

એક દરદીને આંખના પારદર્શક પડદામાં ( cornea ) ઘણા વખતનું નાસુર પડેલું હતું, તેને મેં વાદળી રંગના કાચનો ચશમો ( બે કાચો આંખની સામેના અને બે કાચો બાજુના) વાપરવા આપ્યાથી તે સારો થયો હતો. તેણે જાતજાતની દવાઓ કીધી હતી, પણ તે કશાંથી સારૂં થયું નહોતું.

આંખ આવેલી હોય, યા લાલ લોહીના રંગના ડોળા થયલા હોય, કે આંજણી થઇ હોય તેની ઉપર વાદળી રોશની અકસીર છે.

**કાનનો દુખારો**—કાનમાં ફોલ્લી થવાને લીધે સોજો આવવાથી અથવા તો શરદી લાગવાથી સુજી આવવાથી એ દુખારો થાય છે. કોઇ પણ કારણથી સોજો થયો હોય તેને વાદળી રોશની મટાડે છે. વાદળી પાણી પીચકારીથી કાનમાં માર્યું હોય તો અંદર થયલી ફોલ્લી જતી રહે છે. કાનમાંથી રસી નીકળતી હોય તેને પણ વાદળી પાણી બંધ કરે છે. પણ એટલી સંભાળ લેવી કે ધીમે ધીમે તે બંધ થાય, કારણ કે એકાએક ફેરફાર થવાથી કાનની નસો સુન મારી જાય છે અને તેથી બહેરાશ આવે છે.

**સાંભળવામાં થતો બગાડો**—સાંભળવાના બગાડા સાથે ઘણું કરીને કાનમાં વિલક્ષણ અવાજો સંભળાય છે. માથામાં ગરમીના વધારાથી એવું બને છે. પેટ ખુલ્લું રાખવાથી અને પગ ગરમ રાખ-વાથી એ મટી જાય છે. જો પગ ઠંડા દેખાય તો દરરોજ સુતા અગાઉ દશેક મીનીટ સુધી ગરમ પાણીમાં બોળી રાખવા. માથાની ઉપર વાદળી રોશની નાખવાથી ગરમી ઓછી થશે અને તેથી એ દરદ સારૂં થવાની આશા રહે છે.

## ચામડીનાં દરદો.

**ગુમડાં, ગડ**—જો ગુમડાં ફુટીને ઝરતાં હોય તો લીલી રોશની

નાખવાથી જલદી સારાં થાય છે. મારો એક શીષ્ય એવો એક દાખલો મારી જાણમાં લાવ્યો હતો. એક તેહસીલદારને ગુમડું થયલું હતું અને તેણે તે ઉપર લીલી રોશની નાખવાથી ૩૩ મીનીટમાં સારૂં થયલું જણાયું. જો સાધારણ એલોપેથીક દવા કરી હોત તો તેને સારૂં કરતાં ચારેક દિવસ થાત. મેં પોતે અનુભવ ઉપરથી જોયું છે કે લીલી રોશની પહેલાં ગુમડાંના ઘામાંથી બધી ખરાબ રસી ખેંચી કહાડે છે, અને ત્યાર પછી તે ઘાની ઉપર નવી ચામડી ઉપજાવી તે ઘા રૂજવી નાખે છે.

થોડાક વખતની વાત ઉપર એક બાયડી મારી સારવાર તળે આવી હતી, કે જેની જમણી બાજુના ગુરદાની આગળ એક મોટું ગડ થયલું હતું. પેહલાં તો મને તે જોખમ ભરેલું લાગ્યું; પણ ત્રણ દિવસ સુધી વાદળી બાટલીના પાણીમાં વારંવાર ભીજવેલી કપડાંની ગાદી તે ભાગ ઉપર બાંધી રાખવાથી તે ગડ ઘણું સંકોચાઇને નાનું થઇ ગયું. સંકોચાવાને લીધે તે ગુમડું ફુટયું અને આશરે સેર દોઢેક જેટલું પરૂ નીકળી ગયું. ઉપર જણાવેલી ભીજવેલી ગાદી બાંધવી ચાલુ રાખ્યાથી એકાદ અઠવાડીઆમાં તે ગુમડાંને રૂજ આવી ગઇ. એક બીજા માણસનો જાંગનો આખો થાપો સુજીને ચઢી આવ્યો હતો, અને દાક્તરોએ તેને ચીરવાનું જણાવ્યું હતું. દરદથી માણસ એટલો તો બેચેન રહેતો હતો કે ખાતી વખતે પણ તેને કરાર નહિ હતો; તે છતાં તેણે જાંગ ચીરવા દેવાનું પસંદ કીધું નહિ. એક અઠવાડીઆ સુધી દર રાતે બે કલાક સુંધી ફક્ત વાદળી બાટલીનાં પાણીએ તે ભાગ ભીજવેલો રાખ્યાથી તે સારો થયો.

**માથામાં થતી ઉંદરી**—આ દરદ ઘણુંખરૂં છોકરાંઓને થાય છે. વાદળી પાણીએ ધોવાથી અને વાદળી રોશની માથાપર નાખ્યા

કીધાથી એ સારૂં થઈ શકે છે.

**ચામડી ઉપર થતી ખુજલી**—વાદળી પાણીએ ધોવાથી અને આસમાની રોશનીથી સારી થાય છે. દર રોજ બે કલાક સુધી દરદીએ વાદળી રોશની ખુજલીવાળા ભાગ ઉપર પડવા દેવી.

## બીજી જાતના રોગો.

**નાકમાંથી લોહીનું નીકળવું**—જો નસકોરી ફુટવાથી લોહી નીકળતું હોય તો વાદળી બાટલીનું પાણી તપકીરની માફક નાકમાં ખેંચવાથી લોહી બંધ થશે; પણ જો નાકમાં મસો થયલો હોય અને તેથી લોહી નીકળતું હોય તો એ પાણી કામ લાગશે નહિ. જો કોઇ માણસને નસકોરી ઘડી ઘડી ફુટવાની ટેવ પડેલી હોય તો, એક અઠવાડીઆ સુધી રોજ સુતી વખતે વાદળી બાટલીના પાણીનો એક ભાગ પીધાથી નસકોરી ફુટવી બંધ થશે.

**છાતીનો ધબકારો**—વાદળી પાણી પીવાથી એ નરમ પડી જાય છે.

**હથીયારના ઘા, પડવાથી છોલાઈ ગયલી ચામડી, દાઝવાથી પડેલા ડામ**—આ બધાંની ઉપર વાદળી પાણીમાં ભીંજવેલું કપડું બાંધવાથી તેઓ સારાં થાય છે. કોઇ પણ પાણીમાં ભીંજવેલું કપડું બાંધવાથી ફાયદો થાય છે, પણ વાદળી બાટલીનાં પાણીથી ચમચમાટ અને ઝાળ જલદી શમી જાય છે, અને બીજાં પાણી કરતાં ઘણા ઓછા વખતમાં તે પાણી ગરમી ચુસી લે છે.

**જીવજંતુઓના ડંખ**—વાદળી પાણી એનો પણ અકસીર ઇલાજ છે. તે ગરમી જલદી ચુસી લે છે અને તેથી આરામ થાય છે. જો ડંખવાળો ભાગ ચઢી આવ્યો હોય તો વાદળી રોશની તે ભાગ પર નાખવાથી સોજો નરમ પડશે.

## સ્ત્રી જાતને થતાં દરદો.

**દસ્તાન (અડકાવ અથવા રજસ્વલા) નું બંધ થવું**—એ ઘણાં કારણોથી થાય છે. શરદીથી નિયમીત આવતો પ્રવાહ બંધ થાય છે, અથવા મહીનાનો એનો વખત થયલો હોય ત્યારે કાંઇ કારણથી એકાએક દીલમાં આંચકો લાગવાથી કે ગભરાટ થવાથી એ થાય છે. એ કોઇ વેળા શરીરનું કુદરતી દરદ હોય છે.

ઉપર કહેલાં હરકોઇ જાતનાં દરદનો ઇલાજ સહેલો છે. નારંગી રંગની બાટલીના પાણીનો એક ભાગ દરરોજ સવારે એક પખવાડીઆ સુધી લીધો હોય તો એ રોગ મટી જાય છે.

**દુસ્તાન વેળા થતો દુખારો**—આ રોગ પણ દસ્તાનનો વખત થાય તેની થોડો વખત અગાઉથી તેમજ દુર બેઠેલી વખતે નારંગી રંગનું પાણી લીધાથી સારો થાય છે.

**ઘણું દસ્તાન જવું**—વાદળી બાટલીનું પાણી પીવામાં લીધાથી એ અટકાવી શકાય છે. જેવી દરદીની હાલત તે પ્રમાણે ભાગો વધતા ઓછા લેવા જોઇએ. જો લોહીનું વહેવું ઘણુંજ હોય તો, પેઢુના ભાગોપર વાદળી પાણીથી ભીંજવેલાં કપડાંની ગાદી બાંધવી, જેથી ચમત્કારિક અસર થશે. એક સ્ત્રી આ રોગથી ઘણીજ હેરાન થતી હતી. તેને ૨૪ કલાકમાં આશરે દશ સેર જેટલું લોહી પડયું હતું. તેને દસ્તાનને બદલે ચાલુ લોહીની ધાર વહેતી હતી. દર દશ મીનીટે એક આઉંસ વાદળી બાટલીનું પાણી તેને પીવા મેં ફરમાવ્યું, અને વાદળી પાણીમાં ભીંજવેલી કપડાંની ગાદી બાંધવા આપી. તે ગાદી ભીંજવેલીજ રાખવા માટે તેની ઉપર બલુ પાણી થોડું થોડું નાખ્યાજ કીધું. દશેક મીનીટમાં લોહીની ધાર બંધ થઇ, ટીપેટીપે લોહી નીક-

ળતું રહ્યું. આશરે અડધા કલાકમાં એ પણ બંધ થઇ ગયું. પેઢું અને આસપાસના ભાગોપર વાદળી રોશની નાખવાથી બીજાં ઓછાં ગંભીર દરદો સારાં કરી શકાય છે. ઠંડીના દિવસોમાં ભીજવેલાં કપડાંની ગાદી આપવી ઠીક પડતી નથી ત્યારે તે રંગની રોશની નાખવી પડે છે.

**ધોળી ધાત જવી, શ્વેતપ્રદર**—વાદળી બાટલીનું પાણી પીવાથી એ ઘણું કરીને બંધ થાય છે.

**ગર્ભવંતી હાલત**—આ હાલતમાં ઘણાંક દરદો થાય છે જે ઘણાં ખરાં વાદળી પાણી પીવાથી દુર થઇ શકે છે. ઘણીજ સ્ત્રીઓને એ હાલતમાં સવારના ઓકારી થાય છે અથવા જીવ ઉછળ્યા કરે છે તે આ પાણી લેવાથી નરમ પડે છે.

**ગર્ભ હોય એવી દેખાતી ખોટી હાલત**—એકાદ મહીના સુધી રોજ સવારે અને સાંજે એક આઉંસ નારંગીયા રંગનું પાણી પીવાથી એ રોગ મટી જાય છે.

**હીસ્ટીરીઆ ( Hysteria )**—સ્ત્રીઓને લાગુ પડતું સાધારણ દરદ હીસ્ટીરીઆ છે. દર મહીને કે સુવાવડ વખતે ગર્ભસ્થાનમાંથી રીતસર દસ્તાન નહિ વહેવાથી તે અસ્વચ્છ રહે છે, તેથી તેમાં જે મલીન અને દુઃખ આપનાર પદાર્થ એકઠો થાય છે, તે હીસ્ટીરીઆનું ખરેખરૂં કારણ છે. દરરોજ અકેક આઉંસને હીસાબે નારંગીઆ રંગનું પાણી બમે વખત લીધા કરવાથી આશરે દશ માસમાં દસ્તાન રીતસર દર માસે વહેતું થશે, અને ત્યાર પછી દરદી સ્ત્રી સાજી થશે. ગર્ભસ્થાન માંહેલા આ બિગાડથી પેહેલાં હોજરી તથા પેઢુ ઉપર અને ત્યાર પછી મગજ ઉપર અસર થાય છે. તેટલા વાસ્તે જ્યારે નારંગીઆ રંગના પાણીથી ગર્ભસ્થાન સાફ થતું જાય છે ત્યારે મગજ અને પેઢુ કાંઇ પણ વિકાર વગર નીરોગ રહેવાથી એ દરદનો

કાંઈ પણ હુમલો થશે નહિ. ગર્ભસ્થાન અને પેડુનાં દુઃખોથી નિપજતો થાક, ઇ૦, ખમવા જેટલી મગજને મજબુતી આપવા માટે માથા ઉપર વાદળી અથવા લીલી રોશની નાખવી હમેશાં ફાયદા ભરેલી છે.

---

## વધારો.

**હાથ પગનો પરસેવો**—હાથ અને પગમાંથી જે પરસેવો જાય છે, તેને બંધ કરવા માટે વાદળી રંગનું પાણી વાપરવું. એટલે દિવસમાં બેથી ચાર વખત એ પાણીથી દરદવાળા ભાગને ધોવા.

**સફેદ કોઢનાં** ચાઠાં અથવા ડાઘા શરીર ઉપર હોય છે તે જગ્યાને લાલ પાણીથી દરરોજ બે ત્રણ વાર ધોવા તેમજ તે જગ્યા ઉપર લાલ રોશની દરરોજ પાડવી. એ પ્રમાણે લગભગ દશ દિવસ સુધી નિયમીતપણે જારી રાખવું.

**બહેરાપણું**—જો ગરમીને લીધે (લાલ રંગના જથાનું પ્રમાણ તે ભાગ ઉપર વધી જવાના કારણથી) એ દરદ થયું હોય તો વાદળી રોશની માથા ઉપર નાખવાથી એ ફરીયાદ દુર કરી શકાશે. વળી જો કાનની નસો બંધ પડી જવાથી એ દરદ ઉત્પન્ન થયું હોય તો દિવસમાં એક વખત નારંગીયા પાણીની પીચકારી મારવી.

**મીઠી પીસાબ**—નારંગીઆ રંગનું પાણી જરૂર પડે તે પ્રમાણમાં લેવાથી દરદીને આરામ પડશે: એ પાણીથી નિયમીત રીતે ખોરાક પાચન થશે અને ચરબીને બદલે શરીરમાં લોહીનો વધારો થતો જશે અને પાણીના જેવી સફેદ પીશાબ બંધ થઇ, તેને બદલે પીળી પીશાબ થવા માંડશે. દરરોજ નારંગીયું પાણી બેથી ત્રણ વખત લેવાથી બસ થશે.

**લકવો**—લાલ સીસી (બાટલી) માં તૈયાર કરેલું તેલ જે લગભગ એક માસ સુધી સૂર્યના તડકામાં એકસરખી રીતે મુકવાથી તૈયાર થાય છે, તે તેલ અકસીર ઇલાજ છે. (એ રોગ માટે સરસીયું તેલ વધારે સારૂ છે.)

**એન્યુરીઝમ** ( aneurism )—એટલે ધોરી નસોના ફુલવાથી ધડક ધડક કરતું ગુમડું થાય છે તે દરદ. એ દરદ ઉપર વાદળી રોશની નાખવી તથા રાતના સુતી વખતે તેજ રંગનું પાણી એક આઉંસ પાવું.

મોઢામાંથી નીકળતો ખરાબ વાસ બે કારણોથી ઉત્પન્ન થાય છે—પહેલું એ કે મોઢાના દાંત સડી જવાથી, અને બીજું એ કે પેટની અંદરના ચાલુ અજીર્ણાશથી. પહેલા કારણ માટે વાદળી પાણીના કોગળાથી ફાયદો થાય છે અને બીજા માટે નારંગીયું પાણી ગુણકારક છે.

**સીફીલીસ** (sypeilis) **ચાંદીનો રોગ**—લીલા પાણી અને અને લીલી રોશનીથી એ રોગ મટે છે.

**પાતળી ધાત**—શરીરમાં હદબહારની કામાતુરતા ઉત્પન્ન થવાથી એ રોગ પેદા થાય છે. રાતનાં ઉંઘમાં જતી ધાત, વગેરેમાં તેમજ દરાજ, ખુજલી, વગેરે દરદોમાં વાદળી સીસીમાં તૈયાર કરેલું તેલ લગાડવું અકસીર છે.

**સારસન તેલ** ( sarson oil ) **અથવા સરસીયું તેલ.** એ તેલનો ઉપયોગ હિંદુસ્થાની લોક પુષ્કળ કરે છે. એ તેલની સ્વાદિષ્ટ ચીજો બને છે. બનારસ તરફના લોકો ઠંડીની અથવા શરદીની ઋતુમાં નહાતી વખતે આખે દીલે તે ચોળીને પછી નહાય છે. એ તેલથી શરીરમાં જલદીથી પરસેવો થાય છે.

# પ્રકરણ ૩૦ મું:—જુદા જુદા વ્યાધિઓમાં કયા રંગનો કેવી રીતે ઉપયોગ કરવો તેની ટુંકી માહિતી.

( વૈદ્યરાજ તિલકચંદ તારાચંદને આધારે )

હવે કયા રંગો ઘટવાથી કયા કયા રોગો થાય છે? અને તેમાં કયા કયા રંગો ઉમેરવાથી તે તે રોગો મટે છે? તે બાબત ઉપર આવવાની ખાસ જરૂર છે. માણસના શરીરમાંથી આછો ભુરો રંગ ઘટયો હોય અને રાતો વધ્યો હોય તો તાવ, અતિસાર, મરડો, થાય છે. જો ઘેરો ગળી રંગનો ભુરો ઘટી લાલ વધ્યો હોય તો સાંધાનું દુખવું, પ્રમેહ, ટાંકી, છાતીમાં અંતર દાઝ બળવી, ખાટી તીખી ઉલટી, ઓચીંતું ઝાડો જવું. શરીરના કોઇપણ ભાગમાં રસ ઉતરવો, નજલો ઉતરવો, વાળ ખરી જવા અને આંખના રોગો થાય છે. જો ઘેરો રતાશ પડતો રંગ ઘટી જઇ રાતો અથવા આછો વાદળી વધી ગયો હોય તો ખાંસી, સળેખમ, રસક્ષય, શ્વાસ વગેરે છાતીના રોગો ઉત્પન્ન થાય છે. જો પીળો રંગ ઘટ્યો હોય તો અને આછો વાદળી વધ્યો હોય તો મેદોરોગ, ગુલ્મ, પેટમાં ચૂંક, પાસાની શૂળ, પેઢાંનું શૂળ, યોનિશૂળ, પેટમાં કૃમિ, જંતુવિકાર, કલેજાં, તલ્લી ફેફસાંનાં અને બંધકોશનાં દરદો તથા સોજાનાં દરદો પેદા થાય છે. જો લીલો રંગ ઘટયો હોય અને લાલ વધી પડયો હોય તો ખસનાં ચાંદાં, દરાજ, ખુજલી, ખરજવું, ગાંઠ, પાઠાં વગેરે પાકતાં, ઝરતાં, ખજવાળતાં, વહેતાં, ફુટતાં અને ગંધાતાં દરદો થાય છે. શરીરમાંથી ધોળા રંગનો નાશ થાય તો સાતે ધાતુના ક્ષય, અશક્તિ અને દુર્બળતા આવે છે. મતલબ કે ભુરો રંગ વધવાથી વાયુનાં દરદો પેદા થાય છે: રાતો

રંગ વધવાથી માણસ ફુલી જાય બરમીનાં દરદો થાય છે. રાતો પીળો એટલે સોનેરી વધવાથી ગુદાના રોગો પેદા થાય છે અને લીલો રંગ વધવાથી માણસને કળતર, ફાટ, શરીરમાં દુખાવો થાય છે. તેવી રીતે ભુરો રંગ ઉમેરવાથી ચારે રંગના વિકારને દબાવે છે; રાતો ઉમેરવાથી ભુરાને દબાવે છે; લીલો ઉમેરવાથી રાતાની અસરને નાબુદ કરે છે. પીળો ઉમેરવાથી રાતો તથા ભુરો મળીને જે રોગ થયા હોય તેને મટાડે છે. માટે વૈદોએ તત્ત્વજ્ઞાનથી તત્ત્વનો વિચાર કરી કયા તત્ત્વના ઘટવાથી કયો રોગ ઉત્પન્ન થાય છે, અને તેને દબાવવા કયું તત્ત્વ શકિત ધરાવે છે તેનો બારીક વિચાર કરવાનો છે. જેમ જેમ તત્ત્વ જ્ઞાનનો વિચાર વધતો જશે, તેમ તેમ કયો રોગ ઘટયો છે ? અને કયો વધ્યો છે ? કયો ઉમેરવાની ખાસ જરૂર છે ? તેનો ખુલાસો આપોઆપ થતો જશે.

આ જગતમાં શાસ્ત્ર અને કળા જો કે સગા ભાઇ છે, તોપણુ બેઉનાં કાર્યમાં ઘણોજ તફાવત છે. શાસ્ત્ર ભણેલા માત્ર ભણેલા ગણાય છે, પણ કળાવાન માણસો અનુભવી અને વિદ્વાન ગણાય છે. તેથી શાસ્ત્રનો અભ્યાસ કરી, તત્ત્વજ્ઞાન પામી, મનને સ્થિર રાખી, તત્ત્વ વિચારમાં તત્પર રહેવાની ખાસ ભલામણ છે.

આ પ્રકરણમાં આર્યશાસ્ત્રના ક્રમ પ્રમાણે રોગોના અનુક્રમે ઉપાય લખી તે સાથેજ રંગરસાયનનું બનાવેલું પાણી કેટલું આપવું અથવા કેવી રીતે આપવું તેનો ખુલાસો કરી તે પ્રમાણે લખવા ધાર્યું છે.

## તાવ.

મનુષ્ય શરીરમાં સર્વ રોગની ઉત્પત્તિ પ્રથમ તાવથીજ થાય છે, અને સર્વ રોગોમાં તાવ એ મુખ્ય ગણાય છે. કોઇપણુ જાતનો રોગ થતાં પ્રથમ તાવ આવે છે. પછી કેટલાક રોગમાં તે તાવ

બીજા રોગનું પૂર્વ રૂપ થઇ પોતે દબાઇ જઇ 'બીજા રોગને ઉત્પન્ન કરી તેનેજ પ્રત્યક્ષમાં લાવી મૂકે છે, અને કેટલાક રોગમાં તેનું પૂર્વ રૂપ અને સંપ્રાપ્તિ રૂપ બની તે રોગની સાથેજ રહે છે, માટે તાવની જાતીને ઓળખવી. ઓળખ્યા પછી એવી રીતે ચિકિત્સા કરવી કે દરદી બીજા રોગોનો ભોગ થઇ પડે નહિ. એટલા માટે આપણા શાસ્ત્રમાં તાવનો ઘણો બારિક વિચાર કરવામાં આવ્યો છે અને જુદા જુદા લક્ષણવાળા અને નિદાન પૂર્વ રૂપવાળા તાવનાં જુદાં જુદાં નામો આપી તેનાં જુદાં ઔષધો બનાવ્યાં છે, પણ તે પ્રમાણે વિવેચન કરીએ તો આ પુસ્તકનું કદ વધી જાય. અને માત્ર શીશીના કિરણવાળા પાણીથી સારૂં કરવાનું તેથી ઘણા ભેદ પાડી લંબાણુ ગુંચવણ કરવી નિરર્થક છે; એમ જાણી તાવ અને તેના વાયુ, પિત્ત, કફ એ ત્રણ ભેદ અને તેની સાથેના ઉપદ્રવો બતાવી તે તે ઉપદ્રવવાળો તાવ હોય તો તેનું ઔષધ કેવી રીતે કરવું તે બતાવવામાં આવ્યું છે.

જો તાવ વાયુનો હોય તો પેટમાં દુખે .અથવા પેટ ચઢે; જો પિત્તનો હોય તો ઉલટી, ઝાડો અને પ્રલાપ ( લવારો ) થાય; જો કફનો હોય તો ભૂખ લાગે નહિ અને પેટ ભારી થાય.

હવે આ રંગરસાયનવિદ્યાના નિયમ પ્રમાણે માણસના શરીરમાં રાતો રંગ વધે છે ત્યારે તાવ આવે છે. પણ ખરૂં જોતાં માણસના શરીરમાં અગ્નિતત્ત્વ અને જળતત્ત્વનો વધારો થાય ત્યારે તાવ આવે છે. જલતત્ત્વનો રંગ અગ્નિતત્ત્વમાં મળી જાય છે. તેના વધતાં ઓછા મિશ્રણને લીધે તાવની જૂદી જૂદી ત્રણ જાતો ઠરાવેલી છે, અને પછી જેમ જેમ બીજાં તત્ત્વોના રંગોનું વધારે મિશ્રણ થતું જાય, અથવા થયું હોય, તેમ તેમ બીજા ઉપદ્રવો જણાતા જાય છે.

અને હાલમાં ચાલે છે તેમ દરેક તાવ આવ્યો કે વાદળી પાણી પાવાનો ક્રમ ચાલુ છે, તે પ્રમાણે ક્રમ ચાલુ રહેવાથી તાવ જતો નથી એટલે આ રંગરસાયનવિદ્યા તરફ અભાવ થતો જાય છે. માટે ચેતવણી આપવાની ખાસ જરૂર છે કે તાવમાં કયું તત્ત્વ વધ્યું છે, તે કેટલું વધ્યું છે, તેની સાથે કેટલા ઉપદ્રવો થયા છે અને કેટલા થવાના છે તેનો બારિક વિચાર કરી થયેલાને દબાવવા અને થવાના હોય તેને થવા દેવા નહિ એવી રીતે ચિકિત્સા કરવાથી આ રંગરસાયન વિદ્યાનું ખરૂં સ્વરૂપ જણાઇ આવશે.

જુદા જુદા તાવના ઉપદ્રવો જુદા જુદા છે તથાપિ અત્રે સામાન્ય રીતે તાવમાં થતા ઉપદ્રવો જણાવું છું. ઘણા ખરા તાવમાં પેટ ચઢે છે, ઝાડો સાફ આવતો નથી, પેટમાં દુખે છે, ઉલટી થાય છે, પાતળા ઝાડા થાય છે, દરદી લવારો કરે છે, ફેર, ચક્કર આવે છે, તૃષા ઘણી લાગે છે, જીભ સુકાઇ જાય છે, જીવ કચવાઇ આવે છે, કાળજે ચુંથારો થાય છે, ખાંસી થાય છે, શ્વાસ ચાલે છે. ગળામાં કફ બોલે છે, પેટ ભારી થાય છે, આંખમાં અગન બળે છે, માથું અત્યંત દુખે છે, હાથ પગે આગ બળે છે, પાસામાં શૂળ મારે છે, દરદી બેશુદ્ધ બની જાય છે, છાતીએ દાઝ બળે છે, વગેરે વગેરે ઉપદ્રવો એકી વખતે એકજ તાવમાં થતા નથી; તેથી જુદા જુદા તાવ સાથે જુદા જુદા કયા ઉપદ્રવો છે તે ધ્યાનમાં રાખવું.

## તાવનો ઉપાય.

જો તાવમાં વાયુ વધારે હોય તો પીળો રંગ વધારે વાપરવો; જો પિત્ત વધારે હોય તો આછો ભુરો રંગ વધારે વાપરવો; જો કફ વધારે હોય તો જાંબુડો ભુરો વધારે વાપરવો; જો તાવ ઉપદ્રવ સાથે હોય તો તે તે ઉપદ્રવને દબાવે એવા રંગનાં પાણીનું મિશ્રણ કરતા

જવું. જેમ કે **તાવમાં ઝાડો** સાફ નહિ આવતો હોય અને પેટમાં દુખતું હોય તો દશ તોલા આછા ભુરા રંગનું અને ત્રીસ તોલા ઘેરા પીળા રંગનું પાણી એકઠું કરી દર કલાકે અઢી તોલા પાણી આપવું. **જો તાવમાં ખાંસી** હોય, પાસામાં શૂળ મારતી હોય અને તાવ માથા ઉપર વધારે હોય તો માથા ઉપર આછા ભુરા રંગનાં પાણીનાં પોતાં મુકવાં, શૂળ ઉપર રાતું પાણી ચોપડવું અને ઝાડો સાફ લાવવા માટે એક ભાગ ભુરો ઘેરો અને ત્રણ ભાગ નારંગી મેળવીને આપવું. **જો તાવમાં ઉલટી** થતી હોય, ઝાડા પાતળા થતા હોય તો આછું ભુરૂં પાણી દર કલાકે અઢી તોલા આપવું. જો તાવ જલદી ઉતરી જાય તો થોડું પીળું ઉમેરવું અથવા ઘેરૂં ભુરૂં વધારવું. **જો તાવમાં કાળજું** સુથાતું હોય તો ઘેરૂં પીળું પાણી પાવું. અને જો છાતીએ દાઝ બળતી હોય, ખાટા અને છારોડા કે તીખા ઓડકાર આવતા હોય તો ઘેરૂં કાળાશ પડતું ભુરૂં પાણી પાવું, એથી તુરત આરામ થશે. જો તાવમાં ખાંસી અથવા શ્વાસ હોય તો ઘેરૂં ભુરૂં પાણી ½ અને પીળું સોનેરી ½ મેળવી દિવસમાં ત્રણથી છ વખત અઢી અઢી તોલા પાવું, અને ગળા ઉપર ખુલ્લા ભુરા પાણીનાં પોતાં મૂકવા કે જેથીકફ સુકાય નહિ. **જો તાવમાં શોષ** પડતો હોય અથવા ગળામાં સોજો માલમ પડે તો તાપમાં તૈયાર કરેલી આછા ભુરા રંગની સાકર વાલ ૪ લેઇ એક બાટલી પાણીમાં મેળવી તે પાણી થોડી થોડી વારે પાવું, અથવા સોજો હોય તો ગળા ઉપર પોતાં મૂકવાં. જો તાવમાં લવારો થતો હોય તો કાનથી લમણા તરફ એટલે મધ્યે તાલવું આવે એવી રીતે રાતા પાણીથી એક ત્રણ આંગળ પોહોળો પાણીનો પટો એટલે લીસોટો કરવો. મતલબ કે ત્રણ આંગળ પહોળી જગ્યામાં પાણી ચોપડવું. એવી રીતે દિવસમાં બે ત્રણ વાર કરવું.

બેહોશ થતો હોય તો માથા ઉપર આછા ભુરા રંગના પાણીની ધાર કરવી. જો અંધારાં આવતાં હોય તો માથે ભુરા આછા રંગનાં પોતાં મૂકવાં. બહુ દાહ બળતો હોય તો દાહ ઉપર ભુરૂં પાણી આછું ચોપડવું, વગેરે વગેરે. આગળ અનુભવના દાખલા લખવામાં આવશે તેમાં વધારે ખુલાસા થશે.

## બ્યુબોનિક પ્લેગ અથવા ગાંઠીઆ તાવની મરકી.

પ્લેગનો રોગ સંવત ૧૯૫૨–૫૩ થી મુંબાઇ શેહેરમાં પ્રકટ થઇ ધીમે ધીમે આખા હિંદુસ્તાનમાં પ્રસરી ગયો. આજે સંવત ૧૯૭૫ નું વર્ષ ચાલે છે તોપણ એ રોગ આ દેશનો પીછો છોડતો નથી. માયાળુ અંગ્રેજ સરકારના અમલદારોએ પ્રજાને એ રોગથી બચાવવા ઘણા આકરા ઉપાયો લીધા. પરંતુ તેથી કાંઇ ફાયદો થયો નહિ અને રોગ તો ચાલનોજ રહ્યો. કારણ કે અંગ્રેજી વૈદક રોગનાં કાર્ય તરફ જેટલું ધ્યાન આપે છે તેટલું તેના કારણ તરફ ધ્યાન આપતું નથી. જેમ પ્લેગના જંતુઓ છે તે જંતુ ચેપી છે; એક દરદી ઉપરથી બીજાને વળગે છે, તેની પાસે બેસનાર કે સારવાર કરનારને એ રોગ થાય છે; એમ ગણી તે રોગ ચાલતો હોય ત્યારે ક્વોરેન્ટાઇન અને સેગ્રીગેશન, હેલ્થ કેમ્પ વગેરે ખડી કરી દોડ ધામ કરે છે, પણ જંતુ પેદા થવાનું કારણ શું? પ્લેગ થવાનું કારણ શું? એ જંતુ ક્યાંથી પાકે છે? કેવા વાતાવરણમાં પોષાય છે? તેનો નાશ ક્યારે અને શા કારણે થાય છે? તેનો નાશ કરવામાં યોજના શી શી કરવી જોઇએ, વગેરે બાબતનો વિચાર કરવામાં આવતો નથી અને તેથીજ આ દુષ્ટ રોગ હિંદુસ્થાન છોડીને જતો નથી. ખેર, હવે પ્લેગના તાવ માટે ડાક્ટરોના ગમે તેવા વિચાર હોય તે બાબત બોલવાની જરૂર નથી. પરંતુ હિંદુશાસ્ત્ર પ્રમાણે તે રોગને

અગ્નિરોહિણી, ઉપસર્ગ, અથવા ભુગ્નનેત્ર સન્નિપાતમાં ગણેલો છે. ભુગ્નનેત્ર સન્નિપાતનાં લક્ષણ વધારે મળતાં આવે છે અને તેના ઉપાયો કરવાથી ઘણા દરદી બચી ગયા છે. હવે આ **ગાંઠીઆ તાવની મરકીમાં** રંગરસાયનવિદ્યા કેટલું અગત્યનું કામ બજાવે છે, તે જણાવવાનો અત્રે ઉદ્દેશ છે, તેથી પ્લેગમાં શું શું લક્ષણો થાય છે તે લખીએ છીએ. પ્રથમ દરદીને એકદમ જોસબંધ તાવ આવે છે, જાંગના સાંધામાં અથવા બગલમાં દુખાવો જણાય છે. તે દુખાવામાંથી એક અથવા બે ગાંઠો દેખાય છે, દરદ વધતું જાય છે, તાવ મગજ ઉપર ચઢતો જાય છે, ભાન ઓછું થતું જાય છે (કેટલાક ઘણી શુદ્ધિમાં હોય છે), આંખો લાલ થાય છે, સન્નિપાત દેખાય છે, કેટલાકની આંખે દેખાતું નથી, જુદાં જુદાં રૂપો દેખાય છે, લવારો કરે છે, શ્વાસ જણાય છે, જીભ ખેંચાઈ જાય છે, હાથ પગ ઠંડા થઈ જાય છે, વખતે એકદમ તાવ ઉતરી શીત વ્યાપી જાય છે, કેટલીક ગાંઠો વેરાય છે, કેટલીક એમને એમ રહી જાય છે, ગાંઠની આસપાસ સોજો આવે છે, ઝાડો કબજ થઈ જાય છે, અથવા વધારે થાય છે, વખતે પેટમાં દુઃખે છે. કોઈનો પેશાબ બંધ થઈ જાય છે, કોઈને વધારે પેશાબ થાય છે. એ પ્લેગના તાવની ઘણી જાતો જોવામાં આવી છે તેમાં કેટલીક સાધ્ય છે, કેટલીક કષ્ટ સાધ્ય છે, અને કેટલીક અસાધ્ય છે. જો ગાંઠ નાની હોય, ભીતરથી દુઃખાવો હોય તો તે, તથા સન્નિપાત ઉપડી ચૂક્યો હોય તેમાં, મોહ તથા તંદ્રા થઈ હોય તો તે, તથા શ્વાસ થોડો પણ જણાતો હોય તો તે દરદી ઘણું કરીને મોતને શરણ થાય છે; એટલે અસાધ્ય છે. તાવ વધારે નહિ હોય, ઉતર ચઢ થતો હોય, ગાંઠ મોટી હોય, વેદના ઓછી હોય, તો તે કષ્ટ સાધ્ય છે. બે ચાર ગાંઠ સાથે

થઇ હોય, ગાંઠ પાકી ફુટી ગઇ હોય તો તે સાધ્ય છે. ઘણે ભાગે એવું અનુમાન છે કે ગાંઠ પાકી જાય તો દરદી બચી જાય છે, પણ એ વિચાર ભૂલ ભરેલો છે, કારણ કે ગાંઠ કાપવાને માટે ઘણા જોખમ ઉપાય કરવામાં આવે છે. અને ગાંઠ એક દિવસમાં બલકે બે કલાકમાં પકવતાં મેં જોયા છે. પણ ગાંઠ પાકી ગઇ હોય છતાં સન્નિપાત કે શ્વાસ થયો અને હાથે પગે શીત આવ્યાં તો દરદી બચતો નથી. અને જો વાજબી ચિકિત્સા થઇ અને દરદીને સન્નિપાત કે શ્વાસ ઉત્પન્ન થયો નહિ, તો તે દરદી સારો થાય છે, અને પછી ગાંઠ સાધારણ ઉપાયથી પાકી જાય છે અથવા વેરાઇ જાય છે. માટે પ્લેગનો તાવ દેખાય તે તુર્ત વૈદે સન્નિપાતની ચિકિત્સામાં ફરમાવ્યા પ્રમાણે તેનો ખાનપાન, સુવા, બેસવા વગેરેનો બંદોબસ્ત રાખી આ રંગ રસાયન વિદ્યામાં ફરમાવ્યા પ્રમાણે ઔષધી આપવી.

**પ્લેગના તાવનો ઉપાય**—આ તાવમાં ખાસ કરી સાધારણ ઘેરૂં ભુરૂં પાણી દિવસમાં ત્રણથી છ વખત અથવા કલાકે કલાકે અઢી રૂપીઆભાર પાવું. ગાંઠ ઉપર ઘેરા ભુરા પાણીનાં પોતાં મુકવાં, રાત્રે ગાંઠ ઉપર ઘેરા ભુરા રંગની રોશની મુકવી, અને માથા ઉપર આછા ભુરા રંગનો પ્રકાશ પાડવો, એટલે બે દીવા સાથે મુકવા અને દિવસે લીલા પાણીનાં પોતાં મુકવાં જો ગાંઠ પાકી જાય તો લીલા પાણીનાં પોતાંથી અને લીલી રોશનીથી સારી થઇ રૂઝાઇ જશે. જો તાવ એકદમ માથા ઉપર જવાથી માણસ બેભાન હોય તો આછા ભુરા પાણીની એક આખી બાટલી લઇ તે બાટલીથી ઝીણી ધાર દરદીના તાળવા ઉપર પાડવી જેથી તુરત તે દરદી શુદ્ધિમાં આવશે. જો ગળામાં સોજો આવ્યો હોય તો ભુરા શીશામાં તૈયાર કરેલી સાકરના પાણીથી સોજો ઉતરી જશે. તે પાણીનાં પોતાં મુકવાં અને ગળું ખુલ્યા પછી પાવું. જો

પ્લેગના તાવમાં પેટમાં દુખે તો પાણી ભરવું. અને દુંટીની આજુબાજુ પીળું પાણી ભરવું. છાતીએ ગભરામણ થાય તો ઘેરૂં પીળું પાણી છાતીએ ચોપડવું. જો પ્લેગમાં હેડકી (હીચકી) આવે તો તેને પીળું સોનેરી પાણી પાવું. જો પ્લેગમાં દરદી લવારો કરે અથવા ઉઠી ઉઠીને નાસતો હોય તો રાતા પાણીના એક લમણેથી બીજા લમણા સુધી ત્રણ આગળ પહોળા પટા કરવા એટલે ચોપડવું. જો પ્લેગમાં શરદી જણાય અને શીત આવવાની નિશાની જણાય તો હાથ તથા પગની ચારે નાડીઓ ઉપર અંગુઠાથી માંડીને છ આંગળ ઉપરના ભાગમાં અને પગની ઘુંટીથી માંડીને આઠ આગળ ઉપરના ભાગમાં રાતું પાણી ચોપડવું જેથી તુરત શરીર ગરમ થશે અને શીત ઉડી જશે. જો પ્લેગમાં માથું ઘણું દુખતું હોય અને આંખો રાતી થઇ હોય તો લીલા પાણીનાં ટીપાં આંખમાં મુકવાં. જો પ્લેગમાં પેશાબ બંધ થઇ જાય તો લીલા પાણીમાં કપડાંની ગાદી પલાળી પેઢું ઉપર માત્ર ફુલપૉઇંટ કાઢી નાંખો તેથી પેશાબ બરાબર છુટે છે. એકંદરે વાયુ પિત્ત અને કફના ઉપદ્રવો તથા મૂળ રોગ ઉપર ધ્યાન પ્હોંચાડી દવા આપતા જવું. મારા વિચાર પ્રમાણે પ્લેગમાં અત્યંત રાતો રંગ પાણીના રંગ સાથે વધી પડે છે અને ભુરો તથા લીલો તેને બરાબર દબાવે છે. ઉપદ્રવિક રોગને માટે બીજા રંગો વપરાય છે તેનો ખુલાસો લખ્યો છે પણ આછો ઘેરો, કાળો ઘેરો અને લીલો એ ત્રણજ રંગની રોશની તથા પાણીથી; અદ્‌ભુત ફાયદા થાય છે.

## અતિસાર.

વિરૂદ્ધ પદાર્થ ખાવાથી, ભયથી, આમથી કે શોકથી માણસને ઉપરાચાપરી પાતળા પાણી જેવા, કઢી જેવા, કે છાશ જેવા ઝાડા થાય છે. અને ઘણે દિવસે તે દરદી મરી જાય છે. તેને આછું ભુરૂં પાણી કલાકે કલાકે અઢી તોલા પાવાથી ઝાડા તુરત બંધાય છે.

કદાપિ કોઇને વાયુ જણાય તો થોડો ઘેરા ભુરા રંગ ઉમેરી આપવો એટલે થોડું ઘેરા ભુરા રંગનું પાણી પાવું, જેથી વાયુ મટશે, ભૂખ લાગશે અને ખોરાક હજમ થશે. ઉપદ્રવ હોય ત્યાં ઉપદ્રવના ઇલાજ કરવા.

## સંગ્રહણી.

ઘણું કરી સુવાવડી સ્ત્રીઓને સંગ્રહણી થાય છે, તેમજ ઘણું ખાનારા, અજીર્ણમાં ભોજન કરનારા અને નહિ પચે એવો ખોરાક ખાનારાને સંગ્રહણીનો રોગ થાય છે. એ રોગમાં પેટમાં ગબડીને ઝાડા થાય છે, આંતરડાંમાં ગડબડાટ થાય છે અને દરદીએ જે ખોરાક ખાધો હોય તે સઘળો ઝાડા વાટે નિકળી જાય ત્યાર પછીજ જરા સુખ જણાય છે. દરદીનું મુખ પાકી જાય છે. શરીર ગળી જાય છે. સોજા આવે છે અને દરદી મરણને શરણ થાય છે. એ દરદીને ગળ્યો, દૂધવાળો અને ભારે ખોરાકનો ત્યાગ કરાવવો, હલકો ખોરાક આપવો. શરીરને આરામ આપવો અને એક ભાગ ઘેરો ભુરો તથા એક ભાગ ઘેરો સોનેરી રંગનું પાણી દિવસમાં ત્રણથી છ વખત અઢી અઢી તોલા પીવામાં આપવું, પણ એટલું ખૂબ યાદ રાખવું કે જો બે દિવસમાં તફાવત ન માલૂમ પડે તો એકલા ઘેરા ભુરા રંગનું પાણી પીવા માટે આપવું. પીળું પાણી દુખાવો બંધ કરે છે. તેથી સંગ્રહણી જરૂર સારી થાય છે. એમાં પણ ઉપદ્રવ હોય ત્યાં ઉપદ્રવના ઇલાજ કરવા અર્થાત્ ગુણ પડતું પાણી વાપરવું.

## મરડો (આમવાયુ).

આ રોગમાં પેટમાં—પેઢુમાં આમળાઇને દુખે છે. વારે વારે ઝાડે જંગલ જવું પડે છે. ત્યાં ગયા પછી ઘણી મહેનતે બે ટીપાં આમ (જળસ) પડે છે કે બે ચાર ટીપાં લોહી પડે છે. અન્ન ખવાતું નથી. મુખથી ભાવતું નથી. શરીરે કળતર થાય છે. જાંગો ફાટે છે. શક્તિ જતી રહે છે. તેને આમવાયુ અથવા મરડો કહે છે. પ્રથમ

આમને કહાડી નાખવા માટે પીળું સોનેરી રંગનું પાણી અઢી તોલા દરેક ઝાડે આપવું અને પછી ખુલાસાથી ઝાડો ઉતરતો થાય એટલે દિવસમાં ત્રણ વાર આછું ભુરૂં પાણી અઢી અઢી તોલા આપવું. અને જો લોહી ખંડવાડો થયો હોય તો આછું ભુરૂં પાણી દરેક ઝાડે આપવું અથવા ત્રણથી છ વખતે આપવું.

## કૃમિરોગ.

વૈદકશાસ્ત્રમાં કૃમિની એકવીસ જાત લખેલી છે. તેમાં શરીરની અંદર આંતરડાં અને મળાશયમાં મળ થવાથી જે કૃમિ થાય છે તે અઢાર જાતના થાય છે, અને માણુસના પસીનાથી શરીરે તથા માથામાં જુ તથા લીખો થાય છે તે બે જાતની છે. વળી વાળો (નારૂ) નામનો કૃમિ લોહીમાં થઇ ચામડીમાં જણાય છે. જો પેટમાં કરમ થયા હોય તો ત્રણ ભાગ પીળું અને એક ભાગ આછું ભુરૂં પાણી મેળવી દિવસમાં ત્રણથી છ વખત અઢી અઢી તોલા પાવું. નાનાં બચ્ચાંને એક તોલાથી વધારે પાવું નહિ. કરમવાળા દરદીને ઉપર પ્રમાણે દવા પાવી અને રાત્રે ઘેરા ભુરા રંગની રોશની માથા ઉપર મુકવી. એટલે સવારમાં તમામ કરમ બહાર નીકળી પડશે. એ પ્રમાણે બે ચાર દિવસમાં આરામ થઇ જશે. જો શરીર ઉપર જુ પડી હોય તો રાતુ પાણી તોલા પાંચ અને આછું ઘેરૂં પાણી તોલા દશ એ બેઉને મેળવીને શરીરે ચોપડવું; માથામાં હોય તો માથે ચોપડવું એટલે તમામ જુ તથા લીખો ખરી જશે. પણ જ્યારે એ પાણી ચોપડાવું હોય ત્યારે દિવસમાં ત્રણ ચાર વાર ખુલ્લું ભુરૂં પાણી પાવું. જો ખુલ્લું ભુરૂં પાણી નહિ પાશે અથવા નહિ પીશે તો તાવ આવશે અથવા આંખ ઉપર ગરમી આવશે. નાના બાળકને ગુદામાં કોઇ કોઇ વાર જથાબંધ કરમ દેખાય છે. તે ગુદામાં કરડી ખાય છે; બાળક અકળાય છે; સળીથી કહાડવા

જાઈએ તો નીકળતા નથી. એવી અવસ્થામાં ગુદામાં આછા ભુરા રંગના પાણીની પીચકારી મારવી અથવા કપડાંની ગાદી પલાળીને મૂકવી. અને પીવાને પીળું પાણી આપવું જેથી મટી જશે. મોટાં માણસને એક જાતના કરમ થાય છે તેનાં ગુંછળાં ને ગુંછળાં ગુદાથી પડે છે, અને તે બહાર પડયા પછી લાંબા થઇ જાય છે જેને જોઇને દરદી હેબત ખાઇ જાય છે. તે ગુછળાં પડયા પછી તે દરદીના પેટમાં એટલું દુખે છે કે સહન થતું નથી, એટલે કે ગુલ્મના દુખાવાથી પણ વધારે દુખે છે. તેવા વખતમાં એક ભાગ રાતું પાણી અને દશ ભાગ ઘેરૂં ભુરૂં પાણી મેળવીને દર વખતે અઢી તોલા દિવસમાં ત્રણથી છ વખત આપવું અને પેટ ઉપર દરરોજ બે ત્રણ વાર રાતું પાણી ચોપડવું, તે જ્યાં સુધી દરદ દુખાવો જણાય ત્યાં સુધી ચોપડવું, એટલે એ દરદ પણ મટી જશે.

## હરસ ( બવાસીર ).

આ રોગમાં ગુદાદ્વારમાં મસા થાય છે, તેની ત્રણ સ્થિતિ છે. એક મસા ભીતરમાં થાય છે તે બહાર નીકળતાજ નથી. બીજા ભીતર થાય છે પણ ઝાડે જતી વખતે બહાર દેખાય છે અને પછી પાછા ભીતર ચાલ્યા જાય છે. ત્રીજા બહારજ રહે છે; ભીતર જતાજ નથી. એ ત્રણ જાત મળીને ખુની અને બાદી એવી બે જાતમાં વહેંચાયલા છે. જો હરસમાંથી લોહી પડતું હોય તો તેને લીલું કે ભુરૂં પાણી પાવું. જો લોહી નહિ પડતું હોય તો ઘેરૂં ભુરૂં પાણી પાવું. જો મસા બહુ દુખતા હોય તો પહેલી લીલી રોશની મૂકવી, પછી ભૂરી મૂકવી. જો લોહી નહિ પડતું હોય ને દુખતા હોય તો ભુરી રોશની મૂકવી. મસાનો દરદી દિશા ફરાગત થઇ ભુરા પાણીથી હાથ પાણી લે તો પણ મસાને ઘણો ફાયદો થાય એમ છે. આ દરદમાં મારો અનુભવ

વધારે નથી. માટે વધારે અનુભવ મેળવવાની બીજા વૈદરાજોને ભલામણ કરું છું.

## અજીર્ણ તથા અગ્નિમંદ.

ખાધેલું પાચન થાય નહિ તેવા રોગને અજીર્ણ કહે છે. ખાધા પછી પેટ ચડે; છારોડા ઓડકાર આવે. તીખી, ખાટી, ઉલટી થાય અને પેટમાં દુખાવો થયા પછી પેટમાંથી પડપડાટ અને ધડધડાટ કરતો પાતળો ઝાડો થાય છે. અને મંદાગ્નિ રોગનું મૂળ કારણ અજીર્ણ છે; તેમાં ચાલુ પેટ ભારે રહે છે, ખાધેલું પચતું નથી, પેટ ચડે છે; ભૂખ લાગતી નથી, દસ્ત સાફ આવતો નથી, એટલે ધીમે ધીમે ખોરાક ઘટતો જાય, તેથી શક્તિ ઓછી થતી જાય, અને માણસને નબળો કરી ઉદરરોગ વગેરે ઉત્પન્ન કરે છે.

**ઉપાય**—અજીર્ણથી પેટ ચઢતું હોય તો પીળું પાણી દિવસમાં ત્રણથી છ વાર પાવું; છારોડા ઓડકાર આવતા હોય તો ઘેરું ભુરું પાણી કલાકે કલાકે એક એક ઔંસ પાવું. ખાટી, તીખી, ઉલટી થતી હોય તો આછું ભુરું ત્રણ ભાગ અને પીળું એક ભાગ મેળવી દરેક ઉલટીએ એક એક ઔંસ પાતા જવું. પેટમાં દુખાવો થતો હોય તો પીળું પાણી દર બે બે કલાકે બે બે ઔંસ પાવું. જો પડપડાટ સાથે પાતળો ઝાડો થતો હોય તો દર અર્ધા કલાકે અથવા દરેક ઝાડે બે બે ઔંસ આછા ભુરા રંગનું પાણી પાવું. અજીર્ણનો એક ભેદ **ભસ્માજીર્ણને** નામે ઓળખાય છે. તેનું લક્ષણ એવું છે કે એવો દરદી દશ વીશ માણસને ચાલે એટલો ખોરાક આખા દિવસમાં ખાઇ જાય છતાં ભુખ્યો ને ભુખ્યોજ જણાય છે. એટલો બધો ખોરાક ખાધા છતાં દિન પ્રતિદિન ગળતો જાય છે અને આખરે મરણ શરણ થાય છે. **ઉપાય**—એવા દરદીને ઘણા દિવસ સુધી આછું પાણી દરરોજ

એક બાટલી પાવું અને ભારે ખોરાક ખાવા આપવો.

## અગ્નિમંદ.

આ રોગમાં દસ્ત સાફ નહિ આવતો હોય તો પીળું પાણી દિવસમાં ત્રણ ચાર વાર આપવું. પેટ ભારે રહેતું હોય તો પીળું ત્રણ ભાગ અને ભુરૂં ઘેરૂં એક ભાગ મેળવી દિવસમાં ચાર વાર પાવું. ભૂખ નહિ લાગતી હોય તો ત્રણ ભાગ ઘેરૂં ભુરૂં લાલાશ પડતું અને પીળું એક ભાગ મેળવી દિવસમાં ત્રણ વાર પાવું. જો મંદાગ્નિને લીધે ભારે થતું હોય અને પેટનાં ચામડાં જાડાં થવા માંડે તો ડુંટી (નાભી) ની આસપાસ રાતું પાણી ચોપડવું, અને ઘેરૂં ભુરૂં રતાશ પડતું અથવા પીળું સોનેરી રંગની બાટલીનું પાણી પાતા જવું; એટલે પેટનાં ચામડાં નરમ થતાં જશે, ભુખ લાગશે અને દસ્ત સાફ આવવા માંડશે.

## કમળો તથા પાંડુરોગ.

વિરૂદ્ધ પદાર્થ ખાવાથી, માટી ખાવાથી, રેતીવાળો પદાર્થ ખાવાથી, નખલી જમીનનું પાણી પીવાથી પાંડુ રોગ થાય છે. એમાં આખું શરીર પીળું થાય છે. હાથે, પગે, અને મુખ ઉપર સોજો આવે છે. પેઢું ઉપર સોજો ચળકે છે. પેટ મોટું થાય છે. આંખ, નખ, અને ચામડી પીળી થાય છે, પેશાબ પીળો આવે છે, ઝાડો ચીકણો આવે છે, શક્તિ ઘટી જાય છે. તેને લોકો કમળો કહે છે. હવે પાંડુરોગમાં દરદીને પીળું પાણી બે ભાગ તથા આછું ઘેરૂં પાણી બે ભાગ મેળવી આખા દિવસમાં એક બાટલી આપવું, અને કમળો થયો હોય તો આછું ભુરૂં પાણી દિવસમાં અર્ધી બાટલી પાવું. એથી કમળો તથા પાંડુ રોગ મટી જાય છે.

## રક્તપિત્ત.

આ દરદમાં દરદીની છાતી, મુખ, નાક, ગુદા અને ઉપસ્થ

ઇંદ્રીથી લોહી પડે છે. વખતે આખા દિવસમાં પાંચ શેર કરતાં વધારે લોહી પડે છે. દરદી ગભરાય છે અને વૈદોની અક્કલ હેરાન થાય છે. એ દરદમાં જો આંખ અથવા ચામડી પીળી થઇ હોય તો દરદી મરણ પામે છે. તેથી પીળાશ આવતાં પહેલાં એનો ઇલાજ કરવાની જરૂર છે. એ દરદમાં ભુરૂં તથા લીલું પાણી કંઇ અસર કરે છે. જો મુખથી લોહી પડતું હોય તો ભુરૂં પાણી કલાકે કલાકે એક એક ઔંસ (અઢી તોલા) પાવું. જો પેસાબથી પડતું હોય તો પીચકારી ભુરા પાણીની મારવી. જો નાકથી પડતું હોય તો ભુરા પાણીનાં પોતાં મુકવાં. એ રોગમાં આછો ભુરો અથવા કાળો ભુરો રંગ આબાદ કામ કરે છે.

## ક્ષયરોગ.

આ રોગ થતાંજ કષ્ટસાધ્ય છે. બરડાની કરોડમાંથી ગણતાં છઠ્ઠો મણકો, એટલે જ્યાંથી વીર્ય મગજ ઉપર જાય છે તેમાં, દાબતાં દુખે અથવા તેમાં પાકવાનાં લક્ષણ દેખાય તો દરદી સારા થતા નથી. લોહીથી માંડીને ઉત્તરોત્તર સાતે ધાતુનો ક્ષય થાય છે અને દરદી મરણ પામે છે. આ ક્ષયરોગમાં પીળું સોનેરી પાણી દિવસમાં ત્રણ વાર પાંચ પાંચ તોલા આપ્યું હોય તો ફેફસાંનો સોજો તથા સડો દૂર થાય છે. અને ગાળેગાળે ઘેરૂં રતાશ પડતું પાણી આપવાથી કફની શાન્તિ થાય છે. અને માત્ર ધોળા બીલોરી કાચની બાટલીમાં તૈયાર કરેલું પાણી સવારમાં એક ઔંસ આપતા જઇએ તો શક્તિ વધી શરીર પુષ્ટ થાય છે. જો દરદી વિશ્વાસથી રહે, પોતાના મનને ખુશ રાખે, ખુલ્લી હવાનો ઉપયોગ કરે, સ્વચ્છ કપડાં પહેરે, હલકો ચીવાળો ખોરાક ખાય તો સારો થવામાં વાંધો નથી. આવા દરદી મારે હાથે સારા થયા છે.

## સાધારણ ખાંસી.

શરદીથી રસ થાય છે, રસથી ખાંસી થાય છે: ખાંસી લુખી હોય તો ઘણી હેરાન કરે છે, પાકીને ગળફા પડે તોજ છાતી હલકી થાય છે, થોડો તાવ પણ દેખાય છે. આવી વખતે રાતા રંગનું પાણી લઇને એક કાનથી બીજા કાન સુધી તાળવા ઉપર ત્રણ આંગળનો પટો કરવો એટલે તે પાણી પટાના રૂપમાં ચોપડવું. માથા ઉપર તથા નાકે અને છાતીએ લાલ પાણી ચોપડવું અને દરદીને રતાશ પડતું ભુરૂં પાણી દિવસમાં ત્રણ વાર એક એક ઔંસ પાવું, એથી ઘણીજ ઝડપથી નાક ખુલ્લી જશે, અકળામણ મટી જશે અને ખાંસી નરમ પડી જશે.

## હિક્કા, હેડકી, હીચકી.

આ પ્રખ્યાત રોગ છે. ઘણું કરીને તો સહેજમાં મટે છે, પણ જ્યારે ગંભીર રૂપ લે છે ત્યારે માણસનો જીવ લે છે. તાવમાં ઉપદ્રવ તરીકે થાય છે અથવા ઘણા વાયુમાં થાય છે. જ્યારે ભયંકર રૂપ પકડયું હોય ત્યારે દરદીનાં પાંસળાં ઉપર રાતું પાણી ચોપડવું અને ભુરૂં ઘેરૂં ૭ ભાગ તથા રાતું બે ભાગ મેળવી કલાકે કલાકે એક એક ઔંસ આપવું એટલે સારૂં થશે.

## શ્વાસરોગ.

આ રોગમાં દમ ચઢે છે, હાંફ થાય છે, મરી જવાતું નથી પણ મરવા જેવું થાય છે. લોકો એને દમ અથવા અમુંઝણ કહે છે. એ રોગમાં જ્યારે સ્વરભેદ ( ધાંટો બેસી જવો ) થાય છે ત્યારે દરદી સારો થતો નથી. એ રોગમાં રાતો વાદળી અથવા સોનેરી પીળો રંગ વાપરવો. ગરમી વધારે દેખાતી હોય તો ભુરો જાંબુડો, અને વાયુ વધારે હોય તો પીળો સોનેરી વાપરવો. હાંફ લુખી હોય તો છાતીએ

રાતો ચોપડવો. એટલે તુરત ફાયદો જણાય છે. પણ પીળા સોનેરી દરરોજ ત્રણ વાર એકથી ત્રણ ઔંસ સુધી પીધાં કર્યાં હોય તો લાંબા દિવસે એ રોગ જડમૂળથી સારો થાય છે.

## સ્વરભેદ.

આ રોગમાં ગળું બેસી જાય છે, બોલાતું નથી અને બોલે તો કોઈ સાંભળતું નથી. આ રોગમાં આખા દિવસમાં એક બાટલી અથવા અર્ધી બાટલી પાણી આપ્યું હોય તો શબ્દ ખુલી જાય છે.

## અરૂચિ.

ઘણા દારૂના પીવાવાળા તથા ઘણો ભારે ખોરાક ખાવાવાળાને અરૂચિનો રોગ થાય છે. તેમાં મુખ ફીકું થાય છે અને સ્વાદનો નાશ થાય છે. આ રોગમાં જે દારૂ પીવાથી અરૂચિ થઇ હોય તો ભુરૂં પાણી આપવું, તથા જો અજીર્ણથી અરૂચિ થઇ હોય તો ધેરૂં પાણી પાવું જેથી સ્વાદ આવશે, ભુખ લાગશે, ખોરાક પાચન થશે અને દરદી સારો થશે.

## છર્દીરોગ (ઉલટી).

આ રોગ ભયંકર છે. ગમે તે પ્રકારની ઉલટી થતી હોય તે આછું ભુરૂં પાણી એક એક ઔંસ દરેક ઉલટીએ પાવાથી ઉલટી તુરત બંધ કરે છે, બલકે કોલેરાની ઉલટી ઝાડો પણ બંધ કરે છે.

## મુર્છારોગ (હીસ્ટીરીયા).

ઘણો દારૂ પીવાથી, ફીકર તથા શોક, લાંબા વિચારો અને ભયથી માણસ બેહોશ થઇ અચેત પડે છે. એવી મુર્છામાં નાકમાં ભુરૂં પાણી મુકવું અને માથે ભુરા પાણીનું પોતું મુકવું, એટલે તરત

દરદી સાવધ થશે. જો એ રોગને જડમૂળથી કહાડવો હોય તો લાંબા દિવસ સુધી ઘેરૂં ભુરૂં પાણી દિવસમાં ત્રણ વાર પાવું.

## ઉન્માદરોગ (ગાંડાપણું).

જો આ રોગની શરૂઆતમાં બોચી ઉપર, લમણા ઉપર, તાળવા ઉપર, હાથની નાડી ઉપર, પગની નાડી ઉપર, પગની પાટલી ઉપર, હાથની હથેલી પાછળ એમ રાતા પાણીના લીસોટા કરવામાં આવે તો દરદી તુરત સારો થાય છે; પણ વધી ગયા પછી એ ઉપાય કામ લાગતો નથી. વધી ગયા પછી તો દરદીની આસપાસ ભુરા પડદા બાંધવા, તેને ભુરૂં પાણી પાવું અને રાત્રે ગળીયલ રંગના ભુરા કાચની બત્તીથી પ્રકાશ તેના મુખ, કપાળ અને તાળવે આપવો. વાયુનું નિદાન જણાય તો રાતા પાણીનો ઉપયોગ કરવો પણ ચોપડવામાં તો રાતું પાણી સારૂં છે.

## અપસ્માર (ફેફરૂ-મૃગીરોગ).

આ રોગમાં ગળીયલ રંગની ભુરી રોશની માથા ઉપર પાડવી અને દરરોજ દિવસમાં ત્રણ વાર બે બે ઔંસ ભુરૂં પાણી પાવું. તેથી ઘણી ફતેહમંદીથી સારૂં થાય છે.

## વાતરોગ (વાયુ).

આપણા શાસ્ત્રમાં સ્થાનભેદે કરીને એંશી પ્રકારના વાયુ લખ્યા છે. તોપણ સામાન્ય રીતે શરીરમાં શૂળ મારવી, કોઇ ભાગ અકડાઇ જવો, કોઇ સાંધો રહી જવો, અર્ધું અંગ જુદું થઇ જવું એટલે એકંદરે ખેંચાઇ જવું, કરડાઇ જવું, રહી જવું, ઠરી જવું એ સામાન્ય લક્ષણ થાય છે. માત્ર તપાસવાનું એટલુંજ છે કે ઉપર કહેલા લક્ષણનું મૂળ પરમો કે ટાંકીમાંથી હોવું નહિ જોઇએ. જો વાયુનો

પ્રકોપ હોય તો રાતું પાણી ચોપડવાથી તુરત આરામ થાય છે. રાતો પ્રકાશ મૂકવાથી અદ્દભુત ચમત્કાર જણાય છે પણ રાતો પ્રકાશ જે ભાગ ઉપર વાયુ હોય ત્યાંજ મુકવાનો છે એટલે હાથ પગ વગેરે ઉપર મૂકવો હોય તો શરીરના બીજા ભાગને ભુરા રંગના કપડાથી ઢાંકી દેવો. જો સાંધામાં પરમીઆને લીધે દરદ થતું હોય તો ખાસ ભુરો રંગ વાપરવો, એટલે કે ચોપડવામાં તથા પ્રકાશમાં ભુરા કાચનો ઉપયોગ કરવો.

## ઉદાવર્ત રોગ.

આ રોગ આંસુ, બગાસાં, છીંકો, ઓડકાર, ખાંસી, ભુખ, તૃષા, મળ, મૂત્ર, વીર્ય, શ્વાસ, ઉલટી, અધોવાયુ, એ તેર પ્રકારના શરીરના વેગને રોકવાથી થાય છે. અને તે દરેકના જુદા જુદા ઉપદ્રવો તથા લક્ષણ છે. આપણને નવો રોગ થાય છે પણ તેનું કારણ જુદુંજ જણાય છે. માટે ઉદાવર્તને પારખવામાં વૈદે ઘણી બુદ્ધિ વાપરવાની જરૂર છે. ભુરૂં પાણી માથે મૂકવાથી તથા પાવાથી માથાનો ઉપદ્રવ મટે છે. પીળું પાવાથી પેટના ઉપદ્રવ મટે છે. લીલું પાવાથી અથવા પોતાં મુકવાથી પેશાબના વ્યાધિ મટે છે, અને પેશાબ છુટથી આવે છે. રાતું ચોપડવાથી શૂળ મટે છે. માટે કાર્ય કારણ તપાસીને પાવું, ચોપડવું કે પ્રકાશ મુકવો જેથી રોગી સારા થાય છે.

## ગુલ્મરોગ.

આ રોગને ગોળો અથવા ગોટાના નામથી ઓળખે છે. જો લાંબા દિવસ સુધી પીળું સોનેરી પાણી પાયા કર્યું હોય તો એ રોગ સમુળ નાશ થાય છે, આખા દિવસમાં અર્ધો શેર પાણી ચાર વખતમાં પાવું.

## હૃદયનો રોગ (છાતીનો દુખાવો.)

આ રોગમાં ઘેરૂં ભુરૂં પાણી પીવાથી જાદુઇ અસર કરે છે. તરત આરામ જણાય છે.

## મૂત્રકૃચ્છ્ર.

એ રોગમાં પેશાબ દરદીની મરજી વિરૂદ્ધ વળાં કરે છે. એમાં દરદીના પેઢુ ઉપર લીલું પાણી ચોપડવું અથવા લીલું પાણી પાવું. જો પ્રકૃતિ વાયુની હોય તો પીળું પાણી પાવાની હરકત નથી.

## પ્રમેહ (પરમીઓ.)

જો દરદીને એકલું પરૂ પડતું હોય તો શરૂઆતમાં પીળું પાણી દિવસમાં ત્રણ વાર બે બે ઔંસ પાવું; પછીથી ઘેરૂં ભુરૂં પાવું. લોહી પડતું હોય તો લીલું પાણી પાવું. તનખ મારતી હોય તો ખુલ્લું ભુરૂં પાણી પાવું. પીશાબ નહિ છુટતો હોય તો લીલા પાણીની ગાદી પલાળી પેઢુ ઉપર બાંધવી. એટલે સારૂં થાય છે.

## મેદરોગ.

આ રોગમાં પેટની ચામડી જાડી થાય છે. પેટ ફુલે છે. શરીર ભારે થાય છે. માણસ પુષ્ટ દેખાય છે પણ શક્તિ ઘટતી જાય છે. વખતે પેટ ચડે છે. ખાધું પચતું નથી. પશવાડામાં કાળજામાં દુખાવો થાય છે. એવા રોગીને લાંબા દિવસ સુધી પીળા પાણી સેવન કરાવવાથી શરીર હલકું પડી દુખાવો મટી ભુખ લાગે છે એવો અનુભવ થયો છે.

## ઉદરરોગ.

વાતોદર, પિત્તોદર, કફોદર, શીહોદર, કઠોદર, જલોદર, બદ્ધ ગુદોદર વગેરે પેટના રોગો છે. કેડમાં પેટ વધે છે; દરદી અકળાય છે.

નાળકોટ, પાંડુરોગ, સોજા વગેરે ઉપદ્રવ થાય છે, એ રોગમાં પેટ ઉપર રાતું પાણી ચોપડવું અને દરદીને ઘેરા પીળા સોનેરી રંગનું પાણી પાતા જવું એટલે મટશે. આ પ્રયોગ મારી બુદ્ધિથી લખ્યો છે. અનુભવીએ અનુભવ મેળવવો.

## શોફરોગ (સોજો.)

સોજા ઘણી રીતે આવે છે અને ઘણા ભેદ છે તોપણ ભુરૂં ઘેરૂં પાણી ચોપડવાથી અને પીળું પાણી પાવાથી મટી જાય છે. અને જેને મટતું નથી તે માણુસ મૃત્યુ પામે છે. તેથી એ રોગમાં ઘેરો ભુરો પ્રકાશ પણ મૂકવો, પણ જો પેશાબની જગા ઉપર અથવા અંડકોશ ઉપર ચળકતો સોજો આવે તો પછી સારૂં થવાની આશા રાખવી નહિ. પેઢુ ઉપરનો સોજો ઉતરી જાય અને આખા શરીર ઉપર સોજો હોય તો સારૂં થઇ શકે છે. પણ આખા શરીર ઉપર સોજો ન જણાય અથવા ઉતરી જાય અને પેઢુ ઉપર તથા ઇંદ્રી ઉપર સોજો હોય તો દરદી મરણ પામશે એ નક્કીજ સમજીને એવા દરદમાં હાથ નાંખવો.

## અંડવૃદ્ધિ.

આંતરગળ ઉપર ભુરા પાણીના પાટા બાંધવાથી અને પીળું પાણી પાવાથી ઘણો ફાયદો જોવામાં આવ્યો છે.

## ગળગંડ—ગંડમાલા—અર્બુદરોગ.

આ ગાંઠોને પકવવી હોય તો લીલો પ્રકાશ મુકવો. વેરી નાંખવી હોય તો ઘેરો ભુરો પ્રકાશ મૂકવો. પાકયા પછી રૂઝવવા માટે ભુરી રોશની મુકવી. રસ કહાડી ઘાને ચોખો કરવો હોય તો લીલો પ્રકાશ મુકવો. પકવવું હોય તો પાણી પાવું. વેરાવાનો પ્રયોગ ચાલતો હોય ત્યારે ભુરૂં ઘેરૂં પાણી પાવું એટલે સારૂં થશે.

## શ્લીપદ રોગ–હાથ પગનું જાડા થવુ (નજલો.)

આ રોગમાં ભુરા રંગના પાણીથી ભુરૂં કપડું પલાળી પાટા બાંધવા અને તે બને ત્યાં સુધી ભીનાજ રાખવાથી સારો થાય છે. જેમ રોગ જુનો હોય તેમ વધારે દિવસ ક્રિયા ચાલુ રાખવી.

## વિદ્રધિ, ગાંઠ, ભગંદર, નાસુર.

વિદ્રધિની ગાંઠ ઉપર ભુરૂં પાણી પાવું અને ભુરૂં ચોપડવું. ભુરા રંગનો પ્રકાશ મુકવો. નાસુરનું મુખ બંધ થાય તો લીલી રોશની મુકવી.

## ઉપદંશ ( ટાંકી–વિસ્ફોટક.)

લીલી રોશની મુકવાથી ચાલુ ટાંકી મટે છે. જુની ટાંકીને ભુરી રોશની રૂઝવે છે. વિસ્ફોટકને લીલી રોશની મટાડે છે. ભુરૂં પાણી વખતેજ કામ કરે છે. બાકી લીલું મટાડે છે.

## કુષ્ટરોગ.

અઢાર પ્રકારના કોઢ રોગ લખ્યા છે પણ અજમાયસ થઈ નથી. ધારવા પ્રમાણે અત્યંત રાતો રંગ વધવાથી એ રોગ થાય છે માટે ભુરા રંગનો પ્રયોગ એટલે ખાવાથી, ચોપડવાથી અને દીવાના પ્રકાશથી એ રોગ મટશે એમ મારૂં માનવું છે. ધોળો કોઢ હોય તો ભુરી, ગળીવલ રંગની બાટલીમાં સરસીયું તેલ ભરી એક માસ તડકે મુકી તે તેલ ચોપડવાથી ચામડી અસલ જેવી થાય છે. સફેદ વાળ [illegible] હોય તો કાળા થાય છે.

## ક્ષુદ્રરોગ.

ક્ષુદ્રરોગ એટલે ચાંદાં, ફોલ્લા, રતવા, શીતલા વગેરે ચેપી પાકતા રોગો. એ રોગમાં લીલું પાણી ચોપડવું, લીલા પડદા બાંધવા, લીલી રોશનીનો પ્રકાશ મુકવો. લીલું પાણી પાવું. જેથી દરદીને ઘણી ઝડપથી સારા કરી શકાય છે એવો ખાસ અનુભવ છે.

## સ્ત્રીઓના રોગો.

અટકાવનું અનિયમિતપણું ભુરૂં પાણી પાવાથી મટે છે. પ્રદર રોગને ભુરૂં ઘેરૂં મટાડે છે. લોહીવા (રાતો પ્રદર) ધુપણીને લીલું પાણી મટાડે છે. સંગ્રહણીને પીળું પાણી મટાડે છે. યોનિશૂળ રાતું પાણી ચોપડવાંથી મટે છે. હીસ્ટીરીયાને ભુરૂં પાણી માફક આવે છે. કમળ ખીલી જતું હોય તો પીળું પાણી મટાડે છે. યોનિમાં ચાંદી હોય તો લીલા પાણીની પીચકારીથી મટે છે. યોનીભ્રંશ થયો હોય તો ઘેરા ભુરા પાણીથી ધોવાથી મટે છે. યોનિના અર્બુને લીલો પ્રકાશ મટાડે છે, વગેરે યોનિ રોગો કે ગર્ભના રોગો અથવા ગર્ભિણીના રોગો માટે પાણીના રંગો કલ્પિને આપવાથી ઘણા ફાયદા થાય છે.

---

## પ્રકરણ ૩૧ મું. લાલ અથવા રાતો રંગ.

---

રાતો રંગ પ્રાણીઓ અને મનુષ્યમાં જીવનબળ વધારનાર તથા ગરમાવો અને શક્તિને ઉત્તેજીત કરનાર છે. ફિક્કાશ, કાળાશ અને નિસ્તેજતા જ્યારે ચહેરા ઉપર જોવામાં આવે છે ત્યારે તે અશક્તિ અને નિબળતાનું ચિહ્ન ગણાય છે. કારણ કે તેવી સ્થિતિમાં કાં તો શરીરમાં પૂરતા રક્ત અણુઓવાળું લોહી બહુ ઓછું થઇ ગયું હોય છે અથવા તો રૂધિરાભિસરણ સારી રીતે થતું હોતું નથી. એથી ઉલટું ચેહરાપરની સુર્ખી કે લાલાશ બહુધા જીવનશક્તિનું, અને પુરતા લોહી અને રકતાશય તથા ફેફસાંની સારા પ્રકારની ક્રિયાનું, ચિહ્નન ગણાય છે. આ સર્વે નીચે લખેલા સિદ્ધાન્તને પુષ્ટિ આપે છેઃ

"Brilliency of colour stimulates the physical functions. જેમ રંગ વધારે ભભકદાર તેમ શારીરિક ક્રિયાઓને વધારે ઉત્તેજનાર હોય છે." રંગનો આ સિદ્ધાન્ત ઔષધોમાં પણ દૃષ્ટિગોચર થાય છે અને ક્ષોભક, ઉત્તેજક અને ગરમ દવાઓ મોટે ભાગે રાતા રંગની હોય છે. દાખલા તરીકે લોહ, લવીંગ, કસ્તુરી, મદ્ય, ઇત્યાદિ જે દવાઓ શક્તિવર્ધક અને શરીરમાં ગરમાવો લાવનાર ગણાય છે તે રંગે લાલ અથવા બહુજ ઘેરા લાલ રંગની હોય છે.

જે કોઇ દર્દીના શરીરમાં લોહીના જમાવથી ઉષ્ણતા અને સોજો હોવાનું જણાતું હોય તે દર્દીને લાલ રંગ આપવો એ ઘણુંજ હાનિકારક છે અને આજ નિયમ પોતપોતાના ગુણ પ્રમાણે બીજા રંગોને પણ લાગુ પડે છે.

વર્ણોપચારવિદ્યામાં પ્રાધાન્યપણે રાતો અને આસમાની એ બે રંગનો ઉપયોગ કરવામાં આવે છે. પણ ગુંચવણભરેલા અને અતિ જીર્ણ વ્યાધિઓના શમનાર્થે ઉપર કહેલા બે રંગનાં વિવિધ રૂપાન્તરો કે મિશ્રણનો ઉપયોગ કરવો પડે છે. તે વિષેની માહિતી આગળ આપવામાં આવશે. પરંતુ હાલમાં જણાવવાનું કે શરીરમાં જ્યારે જીવનશક્તિ બહુ ઘટી ગઇ હોય, અને જ્યારે દર્દી બહુજ નિર્બળ અને બેહોશ બની ગયો હોય ત્યારે લાલ રંગનો ઉપયોગ કરવો જોઇએ. તેવીજ રીતે ઠંડી મોસમમાં જે દર્દીના હાથ અને ચહેરો ફીક્કા આસમાની રંગનાં થઇ જતાં હોય તેને પણ લાલ રંગ માફક આવે છે. વળી જે દર્દીનું શરીર બરાબર પુષ્ટ ન રહેતું હોય અને શરીરની અંદર પોષણક્રિયા ખામી ભરેલી રીતે ચાલતી હોય તેને પણ લાલ રંગ આપવાથી ફાયદો થાય છે. તે ઉપરાંત જે લોકોના શરીરમાં કોઇ રોગો છુપાઇ રહ્યા હોય અને સહજ કારણ મળતાં

એક યા બીજા પ્રકારની માંદગી થઇ આવતી હોય તેમને પણ લાલ રંગ ગુણકારી નિવડે છે. તેમજ શરીરના કોઇ ભાગમાં ગરમી કે બળતરા વગરનો સોજો રહ્યા કરતો હોય અગર તો લકવા કે પક્ષાઘાતની બીમારી લાગુ પડી હોય તો તે ઉપર લાલ રંગનો ઉપયોગ લાભકારક થઇ પડે છે.

જે દરદીનું જીવનબળ ઘટી ગયેલું હોય, હાથપગ બહુ થંડા રહેતા હોય તે ઉપર, તેમજ ઉદાસિનતા યુક્ત ચિત્તભ્રમ, પાન્ડુ અને અશક્તિનાં દરદ ઉપર રાતા રંગનો ઉપયોગ કરવો જોઇએ. કોપનહેગનના પ્રોફેસર ફીન્સન ( Prof. Finson ) એમણે ઇ. સ. ૧૯૦૦ માં લાલ પ્રકાશનો નવીજ દિશામાં બહુજ ધ્યાન ખેંચનારો ઉપયોગ કર્યો હતો. તેમણે ઉપર નીચે અને સર્વે દિશામાં લાલ રંગે રંગેલા અને લાલ-પ્રકાશવાળા ઓરડામાં શિતળા અથવા શીળીના રોગવાળા દરદીને રાખીને ઘણા સારા લાભ બતાવી આપ્યા હતા. પ્રથમ દષ્ટે શિતળાના રોગમાં લાલ રંગનો ઉપયોગ કરવો એ ક્રોમોપથીના સામાન્ય સિદ્ધાંતોથી ઉલટું દેખાશે અને હોમીઓપથીના Similia Similibus Curantur હિરો હિરાને કાપે એવી જાતના સિદ્ધાંતને અનુસરતું જણાય છે. તેથી થોડાક ખુલાસાની અત્રે જરૂર જણાય છે તે આ પ્રમાણે છે:—

શીળીના રોગમાં આરંભમાં જ્યારે રોગનું જોર શરીરની અંદર બહુ એકઠું થયેલું હોય પણ તે સહેલાઇથી બહાર નહિ નીકળી આવવાથી દરદીને હાનિ પહોંચવાનો સંભવ હોય ત્યારે લાલ રંગનો ઉપયોગ કરવાથી શીળી સારી રીતે ફુટી નિકળે છે. પરંતુ એક વખત આ પ્રમાણે થઇ ગયા પછી આસમાની રંગનોજ ઉપયોગ કરવો એ વધારે યોગ્ય છે. ઉરૂસ્તંભ, કલાયખંજ અથવા કેડની નીચેનો પક્ષા-

ઘાત, ત્રીજી સ્થિતિનો ક્ષયરોગ, અત્યંત નિર્બળતા, ગર્ભાશયના વિવિધ વ્યાધિઓ, એ સર્વ બળપ્રદ રક્ત રંગવડે મટાડવાના કેટલાક દાખલા ક્રોમોપથીના આદ્ય શોધક ડૉક્ટર બૅબ્બીટે પ્રસિદ્ધ કરેલા છે.

ઓછી ધ્રુજરીઓવાળાં અદ્રશ્ય ઉષ્માનાં કિરણોને બાદ કરીએ તો શ્વેત કિરણના પૃથક્કરણથી મળતાં સર્વ રંગીન કિરણોમાં રક્ત રંગનાં કિરણ વધારેમાં વધારે ઉષ્ણ હોય છે. પરંતુ તે ઉપરથી એમ માની લેવાનું નથી કે રાતા રંગના કાચ મારફત આવતો પ્રકાશ વધારેમાં વધારે ગરમી આપનાર છે. કારણ કે સફેદ અગર કોઇ પણ રંગનો કાચ ગમે તેવી સારી રીતે બનાવેલો અને પારદર્શક હોય તો પણ કેટલાક પ્રમાણમાં પ્રકાશની ગરમીને તે રોકી રાખેજ છે. આ કારણથી રાતા અને પીળા રંગના મિશ્રણથી થયેલા નારંગી કાચની અંદર થઇને આવતો પ્રકાશ લાલ રંગના કરતાં વધારે ઉષ્ણ હોય છે, અને તેના કરતાંયે પારદર્શક સફેદ કાચ વધારે ઉષ્ણતા આપે છે, અને આ સર્વ કરતાં પણ કોઇ પણ પ્રકારના કાચના કે અન્ય અન્તરાય વગર આવતો પ્રકાશ સૌથી વધારે ઉષ્ણતાવાળો હોય છે.

શરીરનાં વધારે જડ અને સ્થૂલ એવાં અણુઓ, સ્નાયુઓ, તન્તુ જાળો અને પ્રવાહિઓને લાલરંગ ક્ષોભક, ઉત્તેજક, બલપ્રદ અને ગર્મી આપનાર છે. આ રંગ ખાસ કરીને લોહી તથા સ્નાયુઓ તરફ આકર્ષાઇ જવાનો ગુણ ધરાવે છે અને તેથી જે દર્દીઓના હાથ પગ ઠંડા રહેતા હોય, શરીરમાં ગરમાવો ઓછો જણાતો હોય, અને શરીર સુકાયેલું અને પાતળું રહેતું હોય, અને તેમ છતાં જ્ઞાનતન્તુઓ બહુ ઉશ્કેરાએલા ન રહેતા હોય, તો તેવા દર્દીઓને તેમજ જીર્ણ રૂધિરાભિસરણના વ્યાધિગ્રસ્ત મનુષ્યોને રાતો રંગ ઘણોજ માફક આવે છે. પ્રકાશ, ખોરાક, પાણી અને કપડાંની મારફત રાતો રંગ શરીરમાં

દાખલ કરવાથી તે રંગની પડેલી ખોટજ માત્ર પુરાય છે, એટલુંજ નહિ પણ શરીરની અંદર વધી ગયેલા શીતળ, આસમાની તત્ત્વોને દૂર કરવા ઉપરાન્ત રાસાયનિક અને ચુંબકીય આકર્ષણ પ્રત્યાકર્ષણના નિયમો પ્રમાણે શરીરની અંદર રહેલ પહેલાંના રાતા રંગના જથાને (ખાસ કરીને લોહીના રાતા અણુઓને તથા સ્નાયુઓના રાતા રંગના રેષાઓને) ઉત્તેજીત કરી તેમને વધારે સફળતાપૂર્વક કાર્ય કરતા બનાવે છે. આ બધા ઉપરથી જોઇ શકાશે કે પાંડુ રોગ (પિંડરોગ) અને ઘટી ગયેલા જીવનબળવાળા દર્દીઓને રાતો રંગ ખાસ અનુકૂળ નિવડવોજ જોઇએ. કામદાર લોકો અને મજુરો ઉપર જુદા જુદા રંગની કેવી અસર થાય છે તે નક્કી કરવાના ઉદ્દેશથી કરવામાં આવેલા પ્રયોગોના અહેવાલ કે રિપોર્ટ ઉપરથી માલૂમ પડયું છે કે લાલ કાચના છાપરાવાળા અને લાલ રંગે રંગેલી ભીંતોવાળા ઓરડાઓમાં કામ કરતા મજુરો વધારે ઝડપથી અને ચપળતાથી કામ કરવા સ્વાભાવિક રીતે પ્રેરાય છે.

શરીરમાં મેદ અને ચરબી વધી જવાથી જેમનાં શરીરો ભારે બની ગયાં હોય તેમની શારીરિક તપાસ કરતાં માલૂમ પડે છે કે તેમના શરીરમાં શ્વેત અણુઓનું પ્રમાણ અને ચરબીનો જથ્થો હદ ઉપરાંત વધી ગયાં હોય છે. આવાં મનુષ્યો જો રાતું પાણી દિવસમાં ઘણીવાર પીવાની ટેવ પાડે છે તો તેથી તેમના શરીરમાંના રાતા અણુઓ બહુ ઉત્તેજન પામી એવી સરસ રીતે પોતાનું કામ બજાવવા લાગે છે કે પરિણામે શ્વેત અણુઓની વધી ગયેલી સંખ્યા ઓછી થઇને જોઇએ તેટલી બરાબર થઇ રહે છે.

ઘણાં ખરાં દર્દીઓને તપાસતાં જણાય છે કે તેમનાં માથાં જોઇએ તે કરતાં વધારે ગરમ અને પગ જોઇએ તે કરતાં ઘણાજ

ઠંડા રહેતા હોય છે આવી સ્થિતિમાં લાલ રંગ પગને માટે ઘણોજ લાભકારક પરંતુ મગજને માટે નુકશાનકારક છે.

બહુ ઉગ્રભેદક કે તીવ્રરેચક, તેમજ ઉલટી કરનાર અને મૂત્ર વધારનાર તથા મગજને ઉશ્કેરનાર તરેહવાર દવાઓને જો આપણે તપાસીશું તો તેમાં એક સામાન્ય લક્ષણ આપણા જોવામાં આવશે અને તે એ છે કે તેની ઘણી ખરી દવાઓમાં પણ પીળો રંગ બહુજ મોટા પ્રમાણમાં હોય છે, છતાં ગૌણપણે લાલ રંગ પણ તેમાં રહેલો હોય છે, અને તેથીજ રક્તશિરાઓ અને જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઇ જોઇતી અસર ઉપજાવે છે.

લાલ પાણીવડે ચામડીને ધોવાથી નિષ્ક્રિય અને સુસ્ત બની ગયેલી ત્વચા જાગૃત બની યથાસ્થિત કામ કરવા લાગે છે. અને તેવીજ રીતે આલસુ બની ગયેલી જઠરને સતેજ કરી જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે લાલ પાણી પીવામાં લેઇ શકાય છે. છતાં એટલું તો યાદ રાખવું જોઇએ કે કોઇ પણ અંતરાવયવ કે સ્નાયુ આદિ કોઇ ભાગ બહુ ઉશ્કેરાયેલો અથવા સોજાવાળો હોય ત્યારે તે ભાગ ઉપર લાલ પાણી કે પ્રકાશનો ઉપયોગ કદી પણ થવો જોઇએ નહિ.

કેટલીક જાતના રાતા કાચમાં થઇને લાલની સાથે કેટલાક પ્રમાણમાં પીળાં કિરણો પણ પસાર થઇ શકે છે જેને પરિણામે તેવા કાચની મારફત અપાતો પ્રકાશ જ્ઞાનતન્તુઓ ઉપર પણ ઉત્તેજક અસર કરે છે. દાખલા તરીકે કંઠરોહિણી અથવા કંઠદાહ (Diphtheria) ની બીમારી પછી એક માણસના બન્ને પગ લકવાથી રહી ગયા હતા તેને લાલ પ્રકાશનાં સ્નાન કરાવવાથી થોડાકજ અઠવાડીઆંમાં પુરેપુરો આરામ થઇ ગયો હતો. આ દર્દીને દરેક વખતે કલાક કે બે કલાક સુધી લાગલાગટ પ્રકાશસ્નાન આપ્યા કરવામાં આવતું

જેને લીધે તેને ખૂબ પરસેવો છૂટતો હતો. તેવીજ રીતે વળી ક્ષય રોગની ત્રીજી એટલે છેલ્લી અવસ્થામાં આવી ગયેલા એક દર્દીને પણ રાતા પ્રકાશનાં સ્નાન કરાવીને માત્ર ત્રણ મહિના કરતાં પણ ઓછી મુદતમાં સાજા કર્યાનો દાખલો નોંધાયલો છે. બીજા એક દાખલામાં હદ ઉપરાંત કામ કરવાથી અને બહુ ફિકરચિંતાથી એક દર્દી બહુજ બલહીન અને ક્ષીણ બની ગયો હતો તેને પણ લાલ પ્રકાશના ઉપચારથી ત્રણજ અઠવાડીઆમાં આરામ થઇ ગયો હતો. આ દર્દીને લાલ રંગ શરીર તથા મગજને પુષ્ટિ આપનાર નિવડયો હતો. એક સ્ત્રીનો પગ સંધીવાતને લીધે ઢીંચણમાંથી વાંકો વળીને ગંઠાઇ ગયો હતો અને સૌથી કુશળમાં કુશળ ડાકતરોના ઉપચારો કરવા છતાં પણ જેને કંઇજ લાભ થયો નહતો. તેવી રીતે આઠ મહિનાથી બીમાર સ્ત્રીને ઢીંચણ ઉપર રાતો રંગ રાખીને આખા શરીરે સૂર્યસ્નાન કરાવવાથી તેના શરીરના સ્નાયુ તન્તુગણ અને લોહી એટલાં સતેજ બની શરીર સુધારણા કરવા લાગ્યાં કે માત્ર બીજાજ સ્નાન વખતે તેનો પગ સીધો થઇ શકયો હતો. જો કોઇવાર લાલ રંગ બહુજ ઉષ્ણ કે ક્ષોભક જણાય તો થોડોક વખત આસમાની રંગનો ઉપયોગ કરવાથી લાલ રંગની અસરો કાબુમાં આવી જશે. અગર તો જામલી કે રક્તજામલી કાચનો ઉપયોગ કરવાથી પણ તેવુંજ પરિણામ આવશે અને નમ્ર પ્રકારના રાતા રંગનો દર્દીને લાભ મળશે. વળી એક માણસ લાગટ દશ વર્ષથી (Hay fever) ના રોગથી બીમાર હતો તેના કંઠ ઉપર રાતો પ્રકાશ રાખી આખે શરીરે સૂર્યસ્નાન આપવાથી તે સાજો થઇ ગયો હતો. બહુજ કઠણ ગ્રન્થિઓ કે ગાંઠો અને જીર્ણ સંધીવાત ઉપર રાતા અગર તો રક્તજામલી રંગથી બહુજ લાભ થાય છે. તેજ પ્રમાણે સખત જાતનાં

Felons પણ આંગળીને રાતા પ્રકાશમાં ધરી રાખવાથી જલદી મટાડી દેવામાં આવ્યાં હતાં. નષ્ટાર્તવ અથવા દસ્તાન બંધ થઇ જવાના કે ઓછા આવવાના દરદ માટે પેઢુમાં ડાબી અને જમણી બન્ને તરફ આવેલી બીજાશયની ગ્રન્થિઓ ( Ovaries ) ઉપર પંદર પંદર મિનિટ લાલ કિરણો એકઠાં કરી, કેન્દ્રિત કરી, પાડવાથી સારો ફાયદો થાય છે. અને સોજા કે ચાંદી સિવાયના ગર્ભાશયના કેટલાક જીર્ણ રોગોમાં લાલ પાણીનો તે ભાગ ધોવામાં ઉપયોગ કરવાથી સારો ગુણ થાય છે. નામર્દી, નપુંસકત્વ અને વન્ધ્યત્વના દર્દીઓને કરોડના છેક નીચેના ભાગ (Lumbro-Sacral Region) ઉપર લાલ પ્રકાશ આપવો જોઇએ. રતવાના દર્દીઓને લાલ રંગ નુકસાન કરે છે અને તેમના વ્યાધિને વધારી દે છે. તેમજ સાદો સખત તડકો પણ નુકસાન કરે છે. માટે આવા દર્દીઓને અન્ય વર્ણનો પ્રકાશ આપતી વખતે રાતા-રંગનાં તેમજ પીળા કે નારંગી રંગનાં કિરણો કાચની મારફત પસાર થઇ ન જાય તેની સાવધાનતા રાખવાની જરૂર હોય છે. બીજું કંઇ ન બની શકે તો એકને બદલે બે કાચ ( બે લીલા અથવા બે આસમાની ) એક ઉપર એક મુકી વાપરવાથી પૂર્વોક્ત હેતુ ઘણા પ્રમાણમાં સિદ્ધ થાય છે.

લાલ અથવા રક્ત જાંબલી રંગની શીશીઓમાં અમારૂં જણાવી ગયા પ્રમાણે તૈયાર કરેલી હવા સુંઘવાથી ફેફસાં અને શ્વાસનાલિકાઓના જીર્ણ વ્યાધિઓ અને દમ કે શ્વાસ જેવા રોગો ઉપર સારી અસર થાય છે. પરંતુ ઉરઃક્ષત આદિ કોઇ કારણને લીધે લોહી પડવાનો સંભવ હોય તો તેવા દરદીને માટે લાલ રંગ પ્રતિકૂલ ગણાય છે, અને તેથી તે રંગના ઉપચાર તેના ઉપર થવા જોઇએ નહિ. વાયુની અંદર પ્રકાશ અને રંગનો વ્યાધિનાશક ગુણ દાખલ કરવા

માટે જોઇતા રંગનો એક મોટો સીસો લેવો પછી હાથવડે કે મજબૂત બૂચવડે તેનું મોઢું બંધ કરી થોડીજ મિનિટ સુધી તેને તડકે ધરી રાખવો તે પછી તે શીશાને દરદીના મુખ કે નાક પાસે લઇ જઇ ઉઘાડી નાખી તેમાંથી હવા એકદમ સુંઘવા કે ચુસવા દરદીને કહેવું. આવી રીતે ફેફસાંમાં લીધેલી હવાને તરત બહાર કાઢી નહી નાખતાં બને તેટલી વાર કુંભક કરવા દરદીને કહેવું. દમ અથવા શ્વાસ બહુ જોરમાં ઉચકાતા હોય ત્યારે આ ઉપાય બહુ તાત્કાલિક લાભ કરે છે અને તેમ કરવાની ઘણી જરૂર પણ હોય છે. કારણ કે દમના દરદને લીધે મનુષ્ય ભાગ્યેજ એકદમ મરી જાય છે છતાં તે દરદ ઉપડયું હોય ત્યારે દરદી ઘણોજ ગભરાય છે અને હેરાન થાય છે તે વખતે તેને તાત્કાલિક આરામ આપવાની ખાસ જરૂર પડે છે. આવા દર્દીને આખે શરીરે સૂર્યસ્નાન આપવું અને તેજ વખતે ફેફસાં ઉપર આસમાની પ્રકાશ પાડવો તેથી ઘણોજ લાભ થાય છે. ફેફસાંમાંથી લોહી પડવાનો સંભવ કે લક્ષણ જોવામાં આવે તો દર્દીને ફેફસાં ઉપર લાલ પ્રકાશ આપવો એ જોખમભરેલું છે એટલુંજ નહિ પણ લાલ રંગનાં કપડાં પહેરવાં તે પણ હાનિકારક છે.

ઓરી અથવા રોમાન્તિકાના રોગમાં ગરમ બાષ્પસ્નાન કે નાસ આપીને કે ઉષ્ણવેષ્ટનો બાંધીને દર્દીને ખૂબ પરસેવો લાવવો જોઇએ અને તે સાથે એક પ્યાલી Wineglassful રાતું પાણી દિવસમાં ઘણીવાર પાવું જોઇએ તેથી રોગનું ઝેર જલ્દી બહાર નીકળી આવશે. વર્તમાનપત્રો અને માસિકોમાં પ્રકટ થયેલા રિપોર્ટો ઉપરથી જણાયલું છે કે ઓરીના દર્દીઓને ઝાંખો લાલ પ્રકાશ પાડતા દીવા જેમાં બળતા હોય તેવા ઓરડાઓમાં રાખવાથી દર્દીને સત્વર અને સારો આરામ થઇ જાય છે. બર્લિન શહેરના ડૉ. ચેટીનિઅર (Dr. Chatinier)

જણાવે છે કે તેમના પ્રગણામાં ખેડુત સ્ત્રીઓ જ્યારે પોતાનાં બાળકોને ઓરી નીકળે છે ત્યારે તેમને લાલ કપડાં ઓરાડે છે. [ હિન્દુ લોકોમાં પણ માન્યતા છે કે શીતળાદેવી હમેશાં રક્તવર્ણનાંજ કપડાં પહેરે છે અને ઓરી અને શીતળાના દરદીઓને જેનું દુધ બહુજ લાભકારક છે તેવા ખર ( ગધેડી ) ઉપર સ્વારી કરે છે. ] રાતડીયું અથવા Scarlet fever મટાડવા માટે લાલ પાણીનો ઉપયોગ કરવો જોઇએ. શીળી અથવા શીતળાના દર્દીના શરીર ઉપર લાલ પ્રકાશ પાડવાથી ઘણો લાભ થયેલો અનુભવમાં આવ્યો છે. ઉપર કહેલાં દર્દોમાં લાલ રંગ કેમ લાભ કરતો હશે તે વાતનું રહસ્ય એ છે કે લાલ રંગ લોહીને એટલું બધું ઉત્તેજીત કરી દે છે કે જેથી ઓરી શીતળા જેવાં ઉપર કહેલાં દર્દોનું વિષ સત્વર શરીરમાંથી બહાર નિકળી આવે છે. Lupus નામનો મુખ ઉપરની ત્વચાના ક્ષયનો એક પ્રકારનો વ્યાધિ થાય છે તેની લાલ રંગની નાની ગાંઠો કે ઉપસેલા ભાગને વિખેરી નાખવાનું કામ પણ લાલ પ્રકાશ કરી શકે છે. છતાં લાલ રંગની બહુ ઉગ્ર અસર કાબુમાં રાખવા માટે જંતુનાશક અને રૂઝ લાવનાર આસમાની પ્રકાશનો થોડો થોડો ઉપયોગ વચ્ચે વચ્ચે કરતા રહેવું કે જેથી સુજેલી ચામડીને તાઢક વળે.

ક્રોમોપથી કે વર્ણોપચાર વિદ્યામાં આસમાની અગર પીળા પ્રકાશ જેટલો બહોળો ઉપયોગ લાલ રંગનો થતો નથી તોપણ ઉપર જણાવેલા વ્યાધિઓમાં તો લાલ રંગનો વ્યાધિનાશક ગુણ બહુજ કીમતી ને ઉપયોગી છે.

લાલ રંગ લોહીના રક્ત અણુઓને વધારનાર, ઉત્તેજિત કરનાર, લોહીને અધિક ત્વરાએ વહેવરાવનાર, અને શરીરની ફિક્કાશ

તથા વાદળી રંગની શરીરમાં થયેલી વૃદ્ધિને દૂર કરનાર છે. વનસ્પતિમાંથી બનતાં ઔષધોમાં જે ગુણો જોવામાં આવે છે તે ગુણો મોટે ભાગે તેમણે સૂર્યના પ્રકાશમાંથીજ મેળવેલા હોય છે. આ કારણથી વિવિધ ઔષધિઓના વૈદકીય ગુણો તેમના રંગ ઉપરથી નક્કી કરવાનું આપણાથી બની શકે તેમ છે. અને આ વાતની ખાત્રી જો એકવાર વાંચકોની થઇ જાય તો પછી સ્થૂળ, જડ ઔષધોને બદલે સૂક્ષ્મ પ્રકાશવડેજ વ્યાધિ મટાડવા એ વધારે સારૂં છે એમ સમજાવતાં વાર લાગશે નહિ. અમુક અમુક ઔષધોનો રંગ અને ગુણ કયો કયો છે તે કોઇ પ્રમાણભૂત ગણાતા પુસ્તકને આધારે લખવામાં આવે તો પક્ષપાતનો આક્ષેપ અમારા પરથી દૂર થાય એટલા માટે યુનાઇટેડ સ્ટેટસ ડિસપેંસેટરી ( U. S. Dispensatory ) નામના પ્રમાણભૂત વૈદકીય ગ્રંથને આધારે ઔષધિઓના રંગ અને ગુણ નીચે લખીએ છીએ:—

**બાલસમ ઑફ પેરૂ**—આનો રંગ ઘેરો લાલ બદામી હોય છે. સ્વાદ કડવાશવાળો તિખો હોય છે અને ગળે ઉતરી ગયા પછી ગળામાં દાહ કે ઝણઝણાટ પાછળ રહ્યા કરે છે. આ ઔષધનો ગુણ કફને છુટો પાડનાર અને ઉષ્ણ, ઉત્તેજક પૌષ્ટિક છે.

**લાલ મરચાં**—ફુલ સફેદ હોય છે પણ ફળ ( પાકાં મરચાં ) સુવાળાં, ચળકતાં અને ચકચકીત લાલ, નારંગી અથવા કવચિત પીળા રંગનાં હોય છે. મરચાંનો ભુકો સામાન્યતઃ ન્યૂનાધિક અંશે ચળકતા લાલ રંગનો દેખાય છે. મરચાંનો ગુણ પ્રબળ ઉત્તેજક, ક્ષોભક અને પેટમાં ઉષ્ણતાની લાગણી પેદા કરી આખા શરીરમાં તેજ અને સ્ફુર્તિ પેદા કરવાનો છે. લોહીની ગતિ વધારનાર અને ત્વચા ઉપર લગાડવાથી તેને લાલ અને બળતરાવાળી બનાવે છે.

**લવીંગ**—બહારથી ઘેરા બદામી અને અંદરથી રતાશ પડતા રંગનાં હોય છે. સ્વાદ ઉષ્ણ અને તીખો. બધા ખુશબોદાર તેજાનામાં લવીંગ સૌથી વધારે ઉત્તેજક અને ક્ષોભક છે.

**બ્રોમાઇન**—આ લાલ રંગનું પ્રવાહી છે. ગુણમાં બળતરા કરનાર અને ફોલ્લા ઉઠાડનાર, અને જ્યારે મેળવણીથી નમ્ર બનેલું હોય છે ત્યારે પૌષ્ટિક અને મૂત્રલ છે. ( ડૉ. વૉરિંગ. )

**મંડુર**—( Ferric Oxide $Fe_2O_3$ ) એ રતાશ પડતા રંગનો હોય છે અને તેમાંથી બનતાં બીજાં પણ ક્ષારદ્રવ્યો ઘણે ભાગે લાલ રંગના જ હોય છે. દાખલા તરીકે ફેરસ ટ્રાઇઑકસાઇડ ($FeO_3$) લાલ દારૂના રંગનું હોય છે. લોહની બનાવટો ઘણી પૌષ્ટિક, નાડીને વધારનાર, રસોત્પાદન ક્રિયાને વધારનાર અને લોહીનાં લાલ અણુઓમાં વૃદ્ધિ કરનાર છે.

**લાલ સીડાર**—( Red Cedar or Juniperus Virginiana ) ઉષ્ણતા વધારનાર, ઉત્તેજક, ક્ષોભક, ઋતુસ્રાવ વધારનાર અને મૂત્રલ છે.

**કસ્તુરી**—ભુકો ઘેરા લાલ બદામી રંગનો હોય છે અને ગુણમાં ગરમી વધારનાર, ઉત્તેજક, તાણ, આંચકી અને શૂળને મટાડનાર તથા રૂધિરાભિસરણને બળવાન બનાવનાર છે.

ઉપર ગણાવી તેવી લાલ ઔષધિઓની માફક લાલ રંગ પણ ( તડકામાં રહેલો ) ગર્મી આપનાર અને ખાસ કરીને લોહીને ( અને ન્યૂનાંશે જ્ઞાનતંતુઓને ) ઉત્તેજીત કરનાર છે. તેમાં પણ પીળા રંગનાં કિરણો કેટલાક પ્રમાણમાં ભેગાં જવા દે તેવી જાતના લાલ કાચનો ઉપયોગ કરવામાં આવે ત્યારે લકવો, અર્ધાંગ વાયુ અને રૂધિરાભિસરણની મંદતા કે ખામીને લીધે થતા વ્યાધિઓ ઉપર ઘણી સારી

અને લાભદાયક અસર થાય છે. આ સંબંધમાં ડૅા. એસ. પૅનકોસ્ટના આસમાની અને લાલ રંગ વિષેના એક સારા ગ્રન્થ (Blue and Red Light)માંથી ત્રણ રોગીના દાખલા ખાસ જાણવા જેવા છે જે આ પુસ્તકને છેડે આપેલા એક પ્રકરણમાંથી વાંચી જોવા ભલામણ છે.

## લાલ રંગ કયારે નુકસાનકારક નિવડે છે?

જ્યારે દરદીના શરીરની સ્થિતિ સોજાવાળી હોય અથવા લાલ રંગના વાળ, બહુ લાલાશવાળો ચહેરો, તાવ, તથા શરીર કે મનની ઉશ્કેરાયલી અવસ્થા એ સર્વ લાલ રંગ શરીરમાં બહુ વધી ગયો છે એમ સૂચવતાં હોય ત્યારે લાલ રંગનો ઉપયોગ કરવો એ નુકસાનકારક છે એ સહજ સમજી શકાય તેવી વાત છે. ઔષધોમાં પણ આજ નિયમ પ્રવર્તે છે, એ બતાવવા માટે એકજ દૃષ્ટાંત આપવું બસ થઇ પડશે. લોહ કે જેની બનાવટોમાં લાલ રંગ મોટા પ્રમાણમાં હોય છે તેના વિષે યુનાઇટેડ સ્ટેટ્સ ડિસ્પેન્સેટરી નામનો વૈદ્યકીય ગ્રંથ જણાવે છે કે:—" ગરમી અને સોજાવાળાં દરદોમાં આ ઔષધો આપવાનું ઇચ્છવા જોગ નથી, અને જો અવિચારીપણે તેનો ઉપયોગ કરવામાં આવે છે તો શરીરમાં ઉષ્ણતા, તૃષા, શિરોવેદના, શ્વાસાવરોધ, અને ઉશ્કેરાયલા રૂધિરાભિસરણનાં અન્ય ચિન્હો પેદા થાય છે. બહુ લોહીવાળાં, પુષ્ટ પ્રકૃતિવાળાં, મનુષ્યોને સાધારણ રીતે આ ઉપાય માફક આવતો નથી."

કેટલીક જાતનાં પ્રાણીઓ રાતા રંગથી ઘણાં ઉશ્કેરાઇ જાય છે એ જાણીતી વાત છે. દાખલા તરીકે આખલા, તોફાની, પાડા અને આખલા રાતા ચીંથરાથી બહુ ઉશ્કેરાઇ જાય છે એમ દુનિયાની ઘણી ખરી પ્રજાની માન્યતા છે. મનુષ્યો ઉપર પણ લાલ પ્રકાશની આવીજ અસર થાય છે તેની સાબીતીમાં ચીકાગો ટ્રીબ્યુન નામના

પ્રસિદ્ધ દૈનિક પત્રમાં ડૉ. એડવિન એમ. એલ, એમ, ડી. એમણે એક પત્ર પ્રસિદ્ધ કરાવ્યો હતો અને તેમાં ફ્રાંસ દેશની ગાંડાની ઇસ્પીતાલમાં કરાયલા રંગીન પ્રકાશની અસર સંબંધીના પ્રયોગો વર્ણવ્યા હતા.

ડૉ. પૅનકોસ્ટ લાલ પ્રકાશ સંબંધી લખતાં જણાવે છે કે જો આ રંગનો હદ ઉપરાંત ઉપયોગ ( બહુ પ્રમાણમાં અથવા બહુ વખત સુધી ) કરવામાં આવે છે તો તેથી લોહી બહુ તપી જઇ ભયંકર તાવ આવે છે અગર તો એક રોગ મટાડવા જતાં બીજી પીડા વહોરવા જેવું થાય છે. બીજા રંગનાં કિરણની સહાયતા વગર એકલાં રાતા રંગનાં કિરણો તો જવલ્લેજ વપરાય છે. પણ અપવાદરૂપે જ્યારે તત્કાળ પરિણામ નિપજાવવાની ખાસ જરૂર હોય તેવા ખાસ કેસમાં એકલા લાલ પ્રકાશનો ઉપયોગ વિજળીક થાય છે.

એકલા લાલ પ્રકાશના ઉપયોગમાં રહેલાં જોખમો વિષે જે ઉલ્લેખ ડૉ. પેનકોસ્ટ ઉપર પ્રમાણે કરે છે, અને તેના ઉપયોગ માટે અનુભવી ચિકિત્સકની સલાહ આવશ્યક લેખે છે તે જોખમ અને આવશ્યકતા દૂર કરવા માટે શરૂઆતમાં લાલ પ્રકાશ માત્ર થોડી મિનિટ સુધી પડવા દેવો અને એવી સાવધાની રાખવી કે જો માથે ગરમી બહુ વધી ગયેલી લાગે તો તેજ વખતે લાલ પ્રકાશ ને બદલે વાદળી પ્રકાશનો ઉપયોગ કરવો, અગર તો માથા પર ટાઢા પાણીનું પોતું મુકવું. અને સાધારણ રીતે તો રોગી ભાગ ઉપર લાલ પ્રકાશ પાડતી વખતે માથા ઉપર વાદળી પ્રકાશ અને શરીરના બાકીના ભાગ ઉપર સફેદ કિરણનો પ્રકાશ પડ્યા કરે તેવી ગોઠવણ કરવી ઠીક થઇ પડે છે. આવી યોજનાથી શરીરની સુસ્તી અને નિર્બળતાનો નાશ થાય છે. આના કરતાં યે જો થર્મોલ્યુમ નામનું યંત્ર હોય તો ઘણી અનુકૂળતા પડે છે.

# પ્રકરણ ૩૨ મું:–વાદળી કે આસમાની રંગ.

કુદરતમાં વાદળી રંગ સૌથી અગત્યનો જણાય છે. એક લેખક જણાવે છે કે વાદળી રંગ જીવનરસ સમાન છે, કેમકે કુદરતમાં દરેક ચીજ વાદળી રંગની અસર નીચે જીવે છે અને આબાદ થાય છે. આપણી ઉપર અને ચોપાસ ઘુમ્મટની માફક છવાઇ રહેલું આકાશ આસમાની અથવા વાદળી રંગનું છે, અને એ રંગને લીધે આપણે જીવનશક્તિ મેળવીએ છીએ.

વાદળી રંગ ઠંડક અને શાન્તિ આપનાર, વિજળિક ગુણવાળો અને સ્તંભક તથા ઝાડા બંધ કરનાર છે. અને જ્યારે પણ શરીરનો કોઇ એક ભાગ કે આખું શરીર ગરમ હાલતમાં હોય ત્યારે વાપરવા લાયક છે. એ રંગ એટલા થોડા વખતમાં આરામ આપે છે કે કોઇક વખતે આપણને ચમત્કાર સરખું લાગે છે. પંડિત જવાલાપ્રસાદ લખે છે કે મીરત શહેરમાં એક સ્ત્રી જે ગાંડી થયેલી હતી તેના મ્હોંઢા ઉપર માત્ર એક મિનિટથી પણ ઓછો વખત વાદળી પ્રકાશ પાડવાથી તેનું ઘેલાપણું જતું રહ્યું હતું. આ રંગથી ઘણાંક પ્રાણીઓનાં દરદો પણ મટે છે. કુતરાંની જીંદગીને માટે પણ એ રંગ ઘણોજ આવશ્યક છે, અને ગરમીની મોસમમાં જો કૂતરાંઓને વાદળી રંગનું પાણી પાવામાં આવતું રહે તો તેમને હડકવા થવાનો ભય રહેજ નહિ. એવીજ રીતે કોઇને હડકવાનો વ્યાધિ થયો હોય તે મટાડવાનો પણ વાદળી રંગ એ સર્વોત્તમ ઉપાય છે. વાદળી રંગ કૉલેરાની સૌથી સરસ દવા છે, કારણ કે પાણીની તરસ, ઉલટી, ઝાડા, હાથ પગમાં તોડ થવી કે ગોટલા ચઢવા, પેશાબ ઓછો આવવો, એ વગેરે સર્વ ચિન્હો જે કૉલેરામાં

મુખ્યત્વે કરીને હોય છે, તે બધાં વાદળી રંગથી સારી રીતે મટાડી શકાય છે. આનું એક કારણ એ છે કે શરીરમાં લાલ રંગનું પ્રમાણ જોઈએ તે કરતાં વધી જવાથીજ કૉલેરા ઉત્પન્ન થાય છે તેથી તેના ઉપર વાદળી રંગનો ઉપયોગ કરવાથી સર્વ વિકારની શાન્તિ થઈ જાય એ સ્વાભાવિક છે. તેવીજ રીતે મરડાના રોગમાં પણ આસમાની કે વાદળી પાણી સારો ગુણ આપે છે. પ્લેગ અથવા ગાંઠીઓ તાવ અથવા ગ્રંથિક સન્નિપાત એ રોગ ઉપર વાદળી રંગનો ઉપયોગ ખાસ અકસીર નિવડે છે એમ આગ્રહપૂર્વક જણાવતાં પંડિત જવાલાપ્રસાદ જણાવે છે કેઃ–

" જીંદગીના બચાવનાર તરીકે વાદળી રંગની ઉપયોગીતાની અતિશયોક્તિ કરી શકાય એમ નથી. મુંબાઇ અને તેની આસપાસનાં મથકોમાં પ્લેગ જેવા અતિ ભયંકર રોગના પંઝામાં સપડાયલા હજારો દરદીઓને બચાવવામાં આવ્યા હતા. પ્લેગના ઉપચાર નીચે બતાવેલી રીત પ્રમાણે કરવાઃ–જ્યારે તાવ આવતો હોય ત્યારે વાદળી રંગનું પાણી દર અરધે કલાકે એક એક ઔંસ ( અધોળ ) પીવા આપવું, અને ત્યાર પછી જેમ જેમ તાવ ઉતરતો જાય તેમ તેમ વાદળી પાણી આપવાના વખતના અંતરો વધારતા જવું. આ પ્રમાણે તાવ તદ્દન જતો રહે ત્યાં સુધી કેટલાક દિવસો સુધી વાદળી પાણી વાપરવાનુ ચાલુ રાખવું. જ્યારે માથું દુઃખતું હોય અગર તાવ ચઢ્યો હોય ત્યારે એક સાધારણ ગ્લાનસનો પ્રકાશ વાદળી રંગના કાચની મારફત દરદીના માથા પર પૂરો લાભ થતા સુધી નાંખ્યા કરવો. પ્લેગની ગાંઠ ઉપર સમકેન્દ્ર કરેલો ( Concentrated or focussed ) વાદળી પ્રકાશ લાગલાગટ બે ત્રણ કલાક સુધી પાડયા કરવાથી દરદનું જોર નરમ પડી સોજો ઉતરી જાય છે. પણ જ્યારે ગાંઠને વાઢકાપ કરી ચીરવામાં

આવે, ત્યારે ઘા ઉપર મલમપટો કરવાની એક કલાક આગમચથી તેના ઉપર લીલા રંગનો પ્રકાશ નાખવો તેથી દરદીને જલદી આરામ થશે. પ્રકાશ નાખવાનું ન બની શકે તો વાદળી રંગના પાણીથી ભીંજવેલાં પોતાંનો પણ ઉપયોગ થઇ શકે છે. મારી ખાતરી છે કે, "રાત્રે સુતી વખતે અને સવારમાં ઉઠીને એમ બે વખત એક એક ઔંસ (અધોળ) પાણી પીવાનો રિવાજ રાખવાથી મરકી અને કૉલેરાનો અટકાવ થશે, એટલુંજ નહિ પણ એથી એ દરદો સામે નિર્ભય વિમો ઉતારેલો કહેવાશે."

ન્યુમોનીઆ એટલે ફેફસાંના વરમના રોગમાં ગરમીનો અસાધારણ મોટો જથ્થો છાતીમાં એકઠો થાય છે. એ રોગમાં પંડિત જ્વાલા પ્રસાદ કહે છે કે ગળીયલ રંગની બાટલીનું પાણી જેટલો ફાયદો કરે છે તેટલો ફાયદો વાદળી પાણી કરતું નથી. ફેફસાંઓને હમેશાં થોડોક લાલ રંગ જોઇએ છીએ અને ગળીયલ અથવા ઘેરા વાદળી રંગમાં રતાશનો જરા અંશ હોવાથી ફેફસાં ઉપર તેની જાદુઇ અસર થાય છે. તે ગરમીને દૂર કરે છે, નાસુર પડતાં અટકાવે છે, તાવને કાબુમાં લાવે છે, અને દરદીને જલદી સારો કરી દે છે.

**ગળીયલ અથવા ઘેરો વાદળી રંગ**—વાદળી રંગમાં કિંચિત લાલ રંગ મળવાથી ઘેરો વાદળી બને છે. જાંબુડા રંગ કરતાં આની અંદર લાલ રંગનું પ્રમાણ ઘણું ઓછું હોય છે અને કેટલાક લોકો તેને ગળીના રંગ તરીકે ઓળખે છે.

કેટલાંક દરદોમાં વાદળી રંગ જોઇએ છે, પણ તેની સાથેજ થોડા લાલરંગની જરૂર હોય છે. ફેફસાંના અને ઘાંટીની નળીઓનાં બધાં દરદોમાં વાદળી સાથે થોડો લાલ રંગ ભેળવાયલો જોઇએ છે. આંતરડાંઓને વાદળી રંગની તરબીયત પુરી થતાં થોડો લાલ રંગ જોઇએ છે—કે જેથી શરીરમાંનો કચરો કાઢી નાખવાને તેઓમાં જોઇતી શક્તિ આવે.

ઘરડાં અને નબળાં માણસોમાં આસમાની (ખુલ્લા) વાદળી કરતાં ઘેરો વાદળી હમેશાં વધારે સારો છે, કારણ કે તેઓથી ઘણી ઠંડક ખમવાની આશા રાખી શકાતી નથી.

'ન્યુમોનીયા'નું દરદ, શ્વાસનળીના સૂજવા સાથે દમ લેવાની કઠણાઇ, ખાલી ઠાંસાનું દરદ ( crouh ) અને કુકડીઆ ઠાંસાના દરદ ઉપર આ રંગનું પાણી પીવામાં આપ્યાથી રામબાણ અસર થાય છે. એ રંગ તાવ ઓછો કરે છે, શ્વાસ નળીઓ અને ફેફસાંનો સોજો ઓછો કરે છે, અને બગલમ કહાડી નાખે છે. ઘણા વખતની ચાલુ રહેલી બદહજમી ઉપર એ રંગ સૌથી સરસ ઉપાય છે. પેટના રસવિકારો જેથી દાહ બળે છે તેમને એ રંગ વધવા દેતો નથી; ઉલટી અથવા ઝાડાને બંધ કરે છે, અને પાચન કરનારા ભાગોને મજબુતી આપે છે.

## વાદળી અને જામલી રંગના ગુણ.

### ધાતુપૌષ્ટિક, જ્ઞાનતંતુઓને બળ આપનાર, ગ્રાહી, ઠંડક આપનાર, જ્વરહારક અને લોહીના વેગને નરમ પાડી શાન્તિ આપનાર.

હવે આપણે શીતવીર્ય, વિદ્યુન્મય અને ગ્રાહી શક્તિ જે ઘણીજ સૂક્ષ્મ અને ભેદક છે અને તપી ગયેલા લોહીવાળા બેચેન અને "નર્હસ" પ્રકૃતિવાળાને ઘણી શાન્તિ આપનાર છે તેના વિષે વિવેચન કરીએ. અગાઉ પુરતી દલીલો સાથે અમે જણાવી ગયા છીએ કે કુદરતનું સ્વાભાવિક વલણ વિવિધ રંગોનું સમતોલપણું સાચવી રાખવા તરફ હોય છે અને જ્યારે કોઇ કારણસર એક રંગ હદ ઉપરાંત વધી જાય છે ત્યારે તેનાથી ઉલટા ગુણવાળા અનુપૂરક પ્રતિસ્પર્ધી રંગને પોતા તરફ જરૂર જેટલા પ્રમાણમાં આકર્ષીને સમતોલપણું કે સામ્ય પુનઃ

પ્રાપ્ત કરવા તે હમેશાં તત્પર રહે છે. આ ઉપરથી નિઃશંક રીતે અમે કહી શકીએ છીએ કે જો કાંઇ કારણસર શરીરનું લોહી તપી જઇને બહુ વેગવાળુ બની ગયું હોય અને શરીરમાં સોજો પેદા થયો હોય તો તેવી સ્થિતિ વાદળી પ્રકાશ અથવા અન્ય કોઇ પ્રકારનું આસમાની તત્વ શરીરને મળવાથી સ્વાસ્થ્ય અને શાન્તિ પુનઃ પ્રાપ્ત થાય છે. તેવીજ રીતે પીળો અને કેટલાક પ્રમાણમાં લાલ અને નારંગી રંગનું પ્રમાણ શરીરમાં વધી જવાથી જ્ઞાનતંતુઓ બહુજ ચંચળ અને વિકારી બની ગયા હોય તો તેના શમનાર્થે જામલી અને તેવીજ રીતે આસમાની અને ગળીયલ રંગવાળો પ્રકાશ ઉપયોગી થઇ પડે છે. આ નિયમ માથાના, જઠરના, આંતરડાંના, મૂત્રપિંડના અને તેવીજ રીતે અન્ય અવયવોના જ્ઞાનતંતુઓને લાગુ પડે છે. અને તેવા કોઇ અવયવમાં ઉષ્ણ કે વિરેચક અગર વિસ્તૃત કરનાર તત્ત્વો વધી જવાથી સન્નિપાતનો બકવાદ, વમન કે ઉલટી, બહુ મુત્રલતા કે હસ્તિમેહ, અતિસાર ઇત્યાદિ થતાં હોય ત્યારે પણ તે ભાગના જ્ઞાનતંતુઓને શાન્ત પાડવા માટે આસમાની કે જામલી જેવા વિદ્યુન્મય રંગોની જરૂર પડે છે. ગણિતના હિસાબ જેવી ચોકસતાવાળી આ વાતનો પુરાવો શું દુનિયાના આજ લગણના અનુભવ અને આજસુધીના વૈદકીય ઉપચાર શાસ્ત્રને આધારે સાબીત કરી શકાય તેમ છે? આનો જવાબ અમે ખાતરીપૂર્વક હકારમાં આપીએ છીએ, અને પુરાવામાં આ પુસ્તકને છેડેના એક પ્રકરણમાં આપેલાં દૃષ્ટાન્તો તરફ ધ્યાન ખેંચીએ છીએ.

(ટીપ—નીચે લખેલાં ઓષધોના રંગ અને ગુણ વિષેની માહિતી યુનાઇટેડ સ્ટેટ્સ ડિસ્પેન્સેટરીમાંથી અક્ષરશઃ ઉતારી લેવામાં આવી છે.)

**વછનાગ**—આનાં ફુલ જામલી આસમાની રંગનાં હોય છે. વછનાગ જ્ઞાનતંતુની ક્રિયા મંદ પાડનાર, શાન્તિદાયક, અને પીડાશામક

ગુણ બહુ મોટા પ્રમાણમાં ધરાવે છે. મગજપર સોજો આવ્યો હોય તે વખતે બહુ કામ લાગે છે.

**બેલાડોના**—આ ઝેરી વનસ્પતિના ચડીયાનો ભાગ જામલી આસમાની રંગનો હોય છે. પાંદડાં આખરે ઘેરા જામલી રંગનાં થાય છે અને તેની અંદરનો રસ પણ જામલી હોય છે. મૂળીયાં રાતાં બદામી રંગનાં હોય છે પણ અંદરથી સફેદ હોય છે. આ વનસ્પતિ બળતરા મટાડે છે અને જ્ઞાનતંતુના વિકારથી થતી પીડા દૂર કરે છે. તે સખ્ત ઘેન અને ઉંઘ લાવનાર છે અને સ્વેદલ તથા મુત્રલ ગુણ પણ ધરાવે છે. આંખની કીકીને વિસ્તૃત કરે છે. સખ્ત વિષ છે.

**ડીજીટેલીસ** અથવા ફાક્સ ગ્લવ—ફુલ સુન્દર જામલીરંગનાં હોય છે. આ વનસ્પતિનો ભૂકો સરસ ઘેરા લીલા રંગનો હોય છે, તેમાં લાલરંગ આપનાર તત્વ, ક્લોરોફીલ, અલ્બ્યુમિન, સ્ટાર્ચ વગેરે તત્વો મુખ્યત્વે રહેલાં હોય છે. તેનો ગુણ નિદ્રા લાવનાર, શાન્તિદાયક અને મુત્રલ છે. જો વધારે પ્રમાણમાં લેવામાં આવે તો સખ્ત ઝેરી અસર નિપજાવી તાણ, આંચકી અને ઉલટી પેદા કરે છે.

**અરગટ**—આ ઔષધિના કણ બહારથી જામલી બદામીરંગના અને અંદરથી ખુલતા પીળા અથવા આછા જામલીરંગના હોય છે. ગર્ભાશયનો સંકોચ વધારવા બહુ વપરાય છે. મોટી રક્તવાહિનીઓ કપાયેલી હોય તેપર બહારથી અરગટને લગાડવાથી રક્તસ્રાવ બંધ થાય છે એવો અનુભવ ડૉક્ટર મૂલરને થયો હતો અને ડૉ. રાઇટે જણાવ્યું હતું કે અર્ગટનો ભૂકો કે ઉકાળો રક્તસ્રાવ તરત બંધ કરવાનો ગુણ ધરાવે છે.

**જીરેનીયમ**—આનાં ફુલ મોટાં જામલી રંગનાં અને ઘણીવાર ભાતવાળાં હોય છે. પશ્ચિમમાં એક ઘરગતુ ગ્રાહક ઔષધિ તરીકે તે વપરાય છે.

**લૉગવુડ**—આ વનસ્પતિનો પુષ્પકોષ બદામી જામલી રંગનો અને પુષ્પની પાંદડીઓ પાકા લીંબુ જેવા પીળા રંગની હોય છે. આ લાકડું સ્વતઃ રંગીન પદાર્થ નથી પરંતુ કેટલીક આલ્કલાઇન ચીજો અને ઓક્સીજન વાયુની મદદથી સુંદર લાલ, જાંબલી, અને વાદળી રંગો ઉપજાવી શકે છે. તેનો ગુણ મૃદુ ગ્રાહક છે. આમાંથી ટેનીન નામનું તત્ત્વ પણ નિકળે છે.

**જામલીરંગનો વિલો હર્બ** ( Lythrum Salicaria )–સુશોભિત જામલી રંગનાં ફુલ થાય છે. તેનો ગુણ ગ્રાહક અને સ્નિગ્ધ છે.

**ગળી** ( Indigo )—જે રોગોમાં આ ચીજ લાભકારક મનાય છે અને વપરાય છે તે રોગોના નામઃ અપસ્માર કે ફેફરૂ, બાળકની આંચકી, તાણ, મૂર્છા, હિસ્ટીરિયા, નષ્ટાર્તવ, વગેરે.

**ફૉસ્ફોરિક ઍસીડ**–આમાં ઑક્સીજનનું વાદળી તત્ત્વ આગળ પડતું છે. જ્યારે પાણીના મિશ્રણથી નરમ બને છે ત્યારે પૌષ્ટિક અને તૃષા છીપાવનાર ટાઢક કરનાર છે. આંચકી–તાણ મટાડે છે. વગેરે.

**સલ્ફ્યુરિક ઍસીડ**—આ ગંધકના તેજાબમાં વાદળી ગળીયલ અને જામલી તત્ત્વો ખાસ રહેલાં છે. અને પાણીના મિશ્રણથી નમ્ર બન્યા પછી પૌષ્ટિક, તૃષા મટાડનાર અને ગ્રાહી ગુણવાળો બને છે.

**માયાફળ**—સારી જાતના સરસમાં સરસ માયાની છાલ બહારથી ઘેરી આસમાની અથવા સીસાના રંગની હોય છે. અને કેટલીક વાર તેમાં લીલા રંગનો અંશ દેખાય છે. અંદરથી તે સફેદ પડતાં કે બદામી રંગનાં હોય છે. ગુણમાં ગ્રાહી છે.

**મોરથુથુ**—ઘેરા વાદળી રંગનું હોય છે, થોડા પ્રમાણમાં લેવાથી ગ્રાહી અસર કરે છે, અને મોટી માત્રામાં લેવાથી વમન કરે છે.

**ફેરસ સલ્ફેટ**—લોહ અને ગન્ધકના તેજાબની બનતી આ ચીજ

આછા આસમાની લીલા રંગની હોય છે. અને તેનો ગુણ ગ્રાહી અને પૌષ્ટિક છે.

**બ્લેકબેરી** ( જાંબુ ? )—આનો રસ જામલી રંગનો હોય છે. અને ગુણ ગ્રાહી હોય છે.

**ગ્રીન ટી**—( લીલા રંગની ચા ) આનો રંગ ઘેરો લીલો અથવા કેટલીકવાર વાદળી કે બદામી જેવો પણ હોય છે. તેનો ઉકાળો ખુલતા લીલાશ પડતા પીળા રંગનો હોય છે. આ ચાનો ગુણ ગ્રાહી, મૃદુ ઉત્તેજક, અને ઉંચા પ્રકારની ચાની અસર જ્ઞાનતંતુઓ ઉપર ધ્યાન ખેંચે તેવી હોય છે, અને શરીરમાં સ્ફુર્તી આણી અનિદ્રા-જનક અસર નિપજાવે છે. મોટા પ્રમાણમાં લાંબા કાળ સુધી લેવાથી જ્ઞાનતંતુનાં દુઃખદ દરદો અને અગ્નિમાંદ્ય પેદા થાય છે. જ્ઞાનતંતુઓ અને મગજને હદ ઉપરાંત ઉશ્કેરણી ચાને લીધે થયા કરવાથીજ આ પરિણામો નિપજે છે. કાળી ચા કરતાં લીલા રંગની ચા આ બાબતમાં વધારે ખરાબ છે. કારણ કે લીલી ચામાં ૧૭.૮ ટકા ટેનિક એસિડ રહેલો હોય છે. પીળા અને વાદળી રંગના મિશ્રણથી લીલો રંગ બને છે તેથી લીલા રંગની ચામાં ઉશ્કેરણી કરવાનો અને ગ્રાહી એ બન્ને ગુણ જોવામાં આવે છે.

ઉપર જણાવેલાં સંખ્યાબંધ દૃષ્ટાંતો પરથી જોઈ શકાશે કે વાદળી, ગળીયલ, અને જામલી પ્રકાશ તેજ રંગના ઉપર કહ્યાં તેવાં ઔષધોની માફકજ રોગનાશક અસર કરે છે. છતાં પ્રકાશના ઉપચારનું ચઢીઆતાપણું એ છે કે તેના ઉપયોગથી ઔષધોના જેવી માઠી અસરો પાછળ રહી જતી નથી, અને તેમ છતાં વધારે પ્રબળ અને ઉંડે ઉતરનારી ભેદક અસર તે નિપજાવી શકે છે. આ ફક્ત તાર્કીક સિદ્ધાંતનીજ વાત નથી પણ સાક્ષાત અનુભવની વાત છે. એની

સાબીતીમાં કેટલાક ખરા કેસ પુસ્તકને છેડેના એક પ્રકરણમાં આપેલા તે જોવા ભલામણ છે.

આસમાની રંગની અસર રાતા રંગથી કેવળ ઉલટા પ્રકારની હોય છે. આ રંગ ઠંડો, વિદ્યુન્મય, શાન્તિદાયક અને સંકોચકર હોવાથી જ્યારે રાતા તત્ત્વના બેહદ વધારાને લીધે હદ ઉપરાંત ઉત્તેજના અને જ્ઞાનતંતુનો ક્ષોભ થયેલો હોય ત્યારે આસમાની રંગ વાપરવો જોઇએ. આવા કામ માટે સામાન્ય રીતે જે દવાઓ વાપરવામાં આવે છે તેમનો સ્વાભાવિક રંગ પણ આસમાની અથવા જાંબલી હોય છે. જેમકે એકોનાઇટ (વછનાગ), બેલાડોના, સલ્ફ્યુરિક ઍસિડ (ગંધકનો તેજાબ), સલ્ફેટ ઑફ કૉપર (મોરથુથુ), ઇત્યાદિનો ગુણ ગ્રાહક અને રંગ આસમાની હોય છે, અને ડાકટરો તે દવાને જ્ઞાનતંતુનો ક્ષોભ મટાડવા તથા શાન્તિદાયક અસર ઉપજાવવા માટે વાપરે છે. રાતા રંગની વૃદ્ધિ થવાથી લોહીના જમાવથી સોજો આવેલો હોય ત્યારે તેવી સ્થિતિનો પ્રતિકાર કરવા માટે આસમાની રંગનો ઉપયોગ કરવો જોઇએ. અતિસાર, ઉન્મત્તતા, પ્રલાપ, સન્નિપાત, મગજનો તાવ વગેરે વ્યાધિઓમાં વિકારી અંગપર આસમાની રંગ લગાડવાથી ત્વરિત લાભ દરદીને થયેલો જણાશે.

આસમાની રંગ શામક અને શાન્તિપ્રદ, દુઃખહારક, સ્તંભક અને સામાન્ય રીતે રૂઝ લાવનાર છે. તેથી ઉપર કહ્યા તેવા ગરમી અને દાહ વગરના સોજાને બાદ કરતાં બીજા બધા પ્રકારના સોજા ઉપર સારી અસર કરે છે. વળી શરીરના કોઇ અંતરાવયવમાંથી રક્તસ્રાવ થતો હોય તો તેને પણ આસમાની રંગ બંધ કરી શકે છે. તેવીજ રીતે જ્ઞાનતંતુઓ અસ્વાભાવિક રીતે ઉશ્કેરાઇ દરદીને અસ્વસ્થ

અને બેચેન રહેતા હોય તેવી સ્થિતિમાં પણ આસમાની રંગ ગુણકારી નિવડે છે.

મીસ્ટર એ. ઑસબૉર્ન ઈવ્ઝ (A. Osborne Eaves) પોતાના ક્રોમોપથી વિષેના એક પુસ્તકમાં લખે છે કેઃ—"Blue light is certain death to bacteria, so that there is no need to have recourse to serums, toxins and other disgusting abominations of medical practice. બૅકટીરિયા એટલે રોગાણુનો આસમાની પ્રકાશ અમુક રીતે સંહાર કરે છે તેથી કરીને ડાકટરોથી વપરાતી ઘૃણિત બલાઓ જેવી કે, પશુઓના શરીરમાંથી ખેંચેલાં પરૂ અને રસીઓનો ઉપયોગ કરવાની કંઇજ જરૂર રહેતી નથી."

આસમાની રંગના પ્રકાશ અને પાણીથી નીચે લખેલાં દરદો મટે છેઃ—શિરોવેદના કે માથું દુઃખવું, મગજનો સોજો, નબળાઇ, જ્ઞાનતંતુનાં દરદો, હિસ્ટીરીઆ, (જેને આપણી ભાષામાં યોષાપસ્માર, અપતંતક કે ભૂતવાયુ કહે છે તે દરદ), હૃદયકંપ, સંન્યાસ રોગ એટલે મગજપર લોહી ચડી બેભાન થઇ જવાનો રોગ, દાંતનો દુખાવો સૂર્યાભિઘાતજન્ય મુર્ચ્છા એટલે લૂ લાગવી, રાંઝણ કે ગૃધ્રસી, ચસકા અથવા શૂળ, શરીરની અંદર કે બહાર થતી સાદી તેમજ ઝેરી ગાંઠો, શરીરના કોઇ પણ ભાગમાંથી લોહીનું પડવું, કર્ણશૂળ, લુખસ અથવા ખુજલી, આંખો દુઃખવી, ગ્રન્થિક સન્નિપાત કે, મરકી કે પ્લેગ, શર્દી એટલે ઉલટી, નિદ્રાનાશ અથવા ઉંઘ નહિ આવવી, વિસર્પ અથવા રતવા, અને લગભગ સર્વ જાતના જવર કે તાવ.

માથાના વાળ ખરી જઇ ટાલ પડી હોય તો તે મટાડવા માટે આસમાની રંગના કાચની મારફત આવતો પ્રકાશ તે ભાગપર પાડવો.

ભગંદર, નાસુર અને દાદ્રારસી ઉપર આસમાની રંગનું પાણી તડકેથી લઇ લીધા પછી જરા ગરમ હોય ત્યારે રોગી ભાગ ઉપર ચોપડવા, ધોવા કે ભીનાં કપડાં મુકવાના કામમાં લેવાથી ઘણો સારો લાભ થાય છે, એમ મિ. ઑસબૉર્ન ઇવ્હઝ એમનો સ્વાનુભવ છે.

ઉન્માદના રોગીઓને જાંબલી રંગનો પ્રકાશ અને પાણી શાન્તિદાયક થઇ પડે છે.

## વાદળી અને શ્વેત રંગના પ્રકાશના ગુણ.

એકલા આસમાની કે એકલા જાંબલી રંગના પ્રકાશ કરતાં વાદળી અને શ્વેત પ્રકાશના ભેગા ઉપયોગથી વધારે ઉત્તેજક અને ચેતન્ય પ્રેરક અસર ઉપજે છે. કારણકે તેમાં વાદળી પ્રકાશની વિદ્યુન્મય શક્તિ ઉપરાન્ત સર્વ રંગોની ભેગી વ્યાધિહારક શ્વેત પ્રકાશની અસર મળેલી હોય છે. વાદળી અને શ્વેત રંગના સૂર્યપ્રકાશના ભેગા ઉપયોગથી વનસ્પતિની વૃદ્ધિ અને માનવ જાતિના રોગોનું નિવારણ કેવી અદ્ભુત રીતે થઇ શકે છે તે અનેક પ્રત્યક્ષ પ્રયોગોથી જનરલ પ્લેઝેન્ટન નામના અમેરિકને સાબિત કરી બતાવ્યું છે; અને આ સંબંધીનો અનુભવ (Blue and White Sun Lights) વાદળી અને શ્વેત રંગનો સૂર્યનો પ્રકાશ એ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યો છે. સૂર્યનાં શ્વેત કિરણને ત્રિપાર્શ્વકાચ ( Prism ) માંથી પસાર કરીને તેના પૃથક્કરણવડે જે સપ્તવર્ણનો પટ બને છે તેમાંના જુદા જુદા રંગમાં ગરમીનું ભિન્ન ભિન્ન પ્રમાણ હોય છે. દાખલા તરીકે એક છેડે આવેલા લાલ રંગથી પણ જરા પેલીપાર ઉષ્ણતામાપક યંત્ર ( થરમામેટર ) ને મુકી જોતાં જો ૭૯ ડીગ્રી ( અંશ ) બતાવે તો તેજ યંત્રને પીળા પ્રકાશના પ્રદેશમાં મુકવાથી ૬૨ ડીગ્રી બતાવશે; અને વાદળી પ્રકાશ-

માતો માત્ર ૫૬ ડીગ્રીજ જણાશે. તે ઉપરથી, અને બીજાં પણ કેટલોક કારણથી, સાબિત થાય છે કે વાદળી પ્રકાશમાં ઘણાં શીતવીર્ય તથા વિદ્યુન્મય કિરણો રહેલાં હોય છે. હવે આવા વાદળી પ્રકાશની સાથે સાથે શ્વેત પ્રકાશનો ઉપયોગ કરવાથી કેટલાક દરદીઓને ખાસ વધારે લાભ કેમ થતો હશે તેનું રહસ્ય આ પ્રમાણે છે:— આ પુસ્તકમાં અન્ય સ્થળે જણાવી ગયા છીએ કે વાદળી રંગ પોતાના અનુપૂરક લાલરંગને હમેશા પોતાની તરફ આકર્ષે છે. આ નિયમ પ્રમાણે વાદળી કિરણોની સાથે સૂર્યના શ્વેત પ્રકાશનો ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તે પ્રકાશની અંદર રહેલાં લાલ કિરણોને વાદળી કિરણો આકર્ષીને જુદાં પાડે છે. આ વાતની વધુ સાબિતી એ છે કે એકલા શ્વેત પ્રકાશથી જેટલી ઉષ્મા શરીરને મળી શકે છે તેના કરતાં શ્વેત પ્રકાશની સાથે થોડોક વાદળી પ્રકાશ પણ વાપરવાથી વધુ ગરમી પ્રાપ્ત થાય છે. વળી બીજી પણ એક જાણવા જેવી વાત એ છે કે એકલા સફેદ કાચ તડકામાં આડા ધરવાથી જેટલી ઠંડક ઉપજાવી શકાય (અર્થાત્ જેટલી ગરમી આવતી અટકાવી શકાય) તેના કરતાં વાદળી અને પારદર્શક શ્વેત કાચના કટકા સરખા પ્રમાણમાં સાથે સાથે ગોઠવવાથી વધારે શાન્તિદાયક અસર ઉપજાવી શકાય છે. બીજા કોઇ પણ એક રંગના કરતાં શ્વેત અને વાદળી રંગનો ભેગો ઉપયોગ અધિક ગુણકારી છે. કારણ કે તેમાં ઉંડે સુધી અસર કરનાર ભેદક અને શામક ગુણ વાદળીરંગ તરફથી મળે છે, અને ગરમાવો આપનાર અને ચેતનપ્રેરક ગુણ શ્વેત પ્રકાશમાંથી પ્રાપ્ત થાય છે. આવી રીતે તપી ગયેલા, ઉશ્કેરાયલા, અને બહુ લાગણીવાળા મગજ જેવા શરીરના ભાગને વાદળી પ્રકાશ નીચે, તથા અસ્વાભાવિક પ્રમાણમાં ઠંડા રહેતા હાથ

પગ વગેરે અંગોપાંગો શ્વેતપ્રકાશ નીચે, રાખીને બન્ને રંગનો એકી વખતે લાભ લેઇ શરીરનાં વિવિધ અંગોને સામ્યાવસ્થામાં લાવી શકાય છે. પરંતુ જવરમાં અથવા બેહદ જ્ઞાનતંતુની ઉશ્કેરાયેલી અવસ્થામાં એકલોજ વાપરવો વધારે લાભકારક છે. અને તેવીજ રીતે ઘણા કાળના શરીરમાં ઘરઘાલી બેઠેલા જીર્ણ, મંદ, અને વાયુપ્રધાન રોગોને શરીરમાંથી મારી હઠાવવા માટે એકલા નિર્મળ તડકાનોજ ( કાચ વગરના સૂર્યપ્રકાશનો ) ઉપયોગ કરવો જોઇએ.

## પ્રાણીઓ ઉપર તડકા અને વાદળી પ્રકાશની અસરો.

જનરલ પ્લેઝેંટને આ દિશામાં ઘણી શોધખોળ અને પ્રયોગો કરેલા છે. સ્થલાભાવને લીધે વધુ વિવેચન નહિ કરતાં માત્ર બે ચાર બાબતો મુદ્દાસર જણાવી સંતોષ માનીશું.

માખીઓ, નુકસાનકારક જંતુઓ, અને રોગોત્પાદક કીટાણુઓ વાદળી પ્રકાશથી નાશ પામે છે, એક ખચ્ચર બહેરૂં અને વાતરોગથી અકડાઇ ગયેલું હતું, તેના માથા ને ગર્દન ઉપર વાદળી અને શ્વેત પ્રકાશનો સંયુક્ત ઉપચાર કરવાથી તે સાજું થઇ ગયું હતું. જાંબલી પ્રકાશની મદદથી રેશમના કીડાઓની વૃદ્ધિ અને વિકાસ બહુ સારી રીતે થાય છે એમ અનુભવ મળ્યો છે. એક વાછડુ એટલું નિર્બળ હતું કે તેના જીવવાની આશા તેનો રખેવાળ રાખતો નહોતો. તે વાછરડુ વાદળી અને શ્વેત પ્રકાશના ઉપચારથી બહુજ બલિષ્ટ અને પુષ્ટ બન્યું હતું.

## વાદળી અને જાંબલી રંગ કયારે નુકસાનકારક નિવડે છે ?

વાદળી, ગળીયલ, જાંબલી અને વાદળી જાંબલી અને આ રંગોના વિવિધ પેટાભેદો વિદ્યુન્મય રંગો કહેવાય છે. અને લકવો, પક્ષાઘાત, બંધકોશ, જીર્ણ સંધિવાત, આમવાત, નજલો, મંદ પ્રકારનો ક્ષયરોગ, અને એ સિવાયની જીર્ણ શીતપ્રધાન વ્યાધિગ્રસ્ત શારીરિક સ્થિતિ-

એમાં ઉપર કહેલા રંગો ઘણાજ સંકોચક અને શીતલ થઇ પડે છે. અને તેથી ઉપર કહ્યા તેવા રોગોમાં આ રંગોનો ઉપયોગ નુકસાન-કારક નિવડે છે. વળી વિષાદ, નિરાશા કે ગમગીનીવાળા ઉન્માદ રોગ કે ગાંડપણમાં પણ આ રંગો ખાસ નુકસાનકારક નિવડે છે. ચિત્તભ્રમના આ પ્રકારના માનસિક રોગોને બાદ કરતાં બાકીના લગભગ સર્વે રોગોમાં ઉપર કહેલા રંગો મગજપર પાડવાથી લાભ થાય છે, પરંતુ દરદીને ઉંઘી જવાની લાગણી થવા લાગે એટલે આ રંગોનો પ્રયોગ તે વખતને માટે બંધ કરવો જોઇએ. પરંતુ જો કોઇ રોગમાં ગાઢ નિદ્રા અને પીડાશામક અસર ઉત્પન્ન કરવાની ખાસ આવશ્યકતા હોય તો આ પ્રકારના રંગોના પ્રકાશનો ઉપયોગ વધુવાર ચાલુ રાખવામાં વાંધો નથી.

ફીલાડેલ્ફીઆના ડૉકટર પૅનકોસ્ટ જેમને આ વિષયનો સારો અનુભવ છે તેઓ જણાવે છે કે વાદળી જામલી અને ગળીયલની જાતના રંગો લાલ રંગના અનુપૂરક પ્રતિસ્પર્ધી છે અને તેથી જ્યારે લાલ રંગ જ્ઞાનતંતુ અને રૂધિરને ઉત્તેજીત કરે છે ત્યારે તેથી ઉલટી રીતે વાદળી વર્ગના રંગો તેમને શાંત અને શીતલ કરે છે. વાદળી રંગ બહુ પ્રમાણમાં કે એકી વખતે બહુવાર સુધી આપવાથી દરદી બહુ નિર્બળ કે બેહોશ બની જવાનો પણ ક્વચિત સંભવ રહે છે. ઉનાળા કરતાં શિયાળામાં, અને બપોર કરતાં સવારે વાદળી રંગ વધારે વખત સુખપૂર્વક લેઇ શકાય છે. તેજ પ્રમાણે ઇટાલી, ગ્રીસ, સ્પેન અને હિન્દુસ્તાન જેવા સરખામણીમાં ગરમ દેશો કરતાં ઈંગ્લંડ, રશિઆ, કે પ્રુશિયા જેવા ઠંડા મુલકોમાં પ્રકાશનું સ્નાન વધારે લાંબો વખત લેઇ શકાય છે. સાધારણ દાખલાઓમાં એક સામાન્ય નિયમ તરીકે બે કલાક સુધી વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશનું સ્નાન લેવું પુરતું થઇ

પડશે એમ ડૉ. પૅનકોસ્ટ જણાવે છે. પણ ડૉ. બૅબીટ કહે છે કે આટલી બધીવાર પ્રકાશસ્નાન લેવાથી ઘણાંખરાં મનુષ્યોને પાછળથી બેચેની અને શિરોવેદના થવાનો સંભવ રહે છે. આ પ્રકારના પરસ્પર મતભેદનો ખુલાસો ઉપર કહેલા ઋતુ, દેશ, અને સમયના ભેદ તથા મનુષ્ય પ્રકૃતિની વિચિત્રતા ધ્યાનમાં લેતાં સહજ મળી રહે છે.

## પ્રકરણ ૩૩ મું:–પીળો અને નારંગી રંગ.

સર્વે ઉષ્ણરંગોમાં પીળો રંગ સૂક્ષ્મત્તમ અને વધારેમાં વધારે ક્રિયાકારક છે. અને તેથી શરીરનો બહુજ સૂક્ષ્મ બંધારણવાળો અને લાગણીવાળો ભાગ જે જ્ઞાનતન્તુયુક્ત છે તેના ઉપર લાલ અગર નારંગી રંગના કરતાં પીળા રંગની અસર સાક્ષાત રીતે અને વધારે પ્રબલ રીતે થાય એ સહજ સમજી શકાશે. પીળોરંગ આનંદવર્દ્ધક અને જાગૃતિ આણનાર છે. પણ તેનો પ્રતિપક્ષી જામલી રંગ કલાન્તિ અને શાન્તિ દાયક છે. આંતરડાના જ્ઞાનતંતુઓના સંબંધમાં આવતાં પીળો રંગ રેચક અને ભેદક અસર ઉપજાવે છે. શરીરની પોષક ક્રિયાઓમાં અને કેટલેક અંશે મળવિસર્જક ક્રિયાઓમાં ભાગ લેનારા જઠર, યકૃત, મૂત્રપિંડ અને બીજા અંતરાવયવોને પીળો રંગ ઉત્તેજીત અને બલવાન બનાવે છે. આ રંગનાં સ્ફૂર્તિ અને જીવનવર્દ્ધક મોજાંઓ બકવા કે પક્ષાઘાતથી નિષ્ચેષ્ટ બની ગયેલા જ્ઞાનતન્તુઓને બલ, ચેતન અને ક્રિયાવાન બનાવે છે. પીળા રંગમાં વિકાસ કરવાનો અને ફુલાવવાનો એટલો બધો ગુણ છે કે જો એક ચોખ્ખા પીળા રંગની શીશીમાં છલોછલ પાણી ભરી તેને મજબુત બુચ મારી તડકે મુકશો તો તે શીશીને પણ તોડી નાંખશે.

કેટલીક વખત પીળા પદાર્થો દર્દીને આપવાથી ઉંઘ આવતી જણાય છે તે ઉપરથી ખોટી રીતે એમ માની લેવાનું નથી કે પીળામાં શાનતંતુ અને મગજને ઉશ્કેરવાનો ગુણ નથી. કારણ કે ઉંઘ લાવનાર સ્વાભાવિક ગુણતો આસમાની રંગમાંજ રહેલો છે. છતાં બધકોશવાળાં કેટલાક દર્દીઓને પીળા રંગના ઉપયોગથી આંતરડાં એવાં સ્ફૂર્તિમાં આવી જઇ કામ કરવા લાગે છે કે તેને પરિણામે મગજમાંથી ઘણું લોહી તે ભાગ તરફ ખેંચાઇ આવે છે અને તેથી દર્દીને ઉંઘ પણ આવી જાય છે. અફીણ જેનો કુદરતી રંગ પીળો છે તે મનુષ્યને ખવરાવવાથી જે ઉંઘ, અથવા ખરૂં કહિએ તો બેભાની, આવે છે તે પીળા અફીણના ઉશ્કેરનારા ઉત્તેજક ગુણને લીધે સીધી રીતે મગજમાં લોહીનો ખૂબ જમાવ ( Congestion of the brain ) થઇ ઉત્પન્ન થયેલ હોય છે. એક દર્દીને ઝાડાનો બંધકોશ અને અનિદ્રા કે ઉંઘ ના આવવી એ બન્ને દર્દો એક સાથે થએલાં હોય તો તેને સવારમાં પીળું પાણી અને સાંઝે આસમાની પાણી આપવાથી સારામાં સારો ફાયદો જણાશે. અયોગ્ય પ્રકારના ખાનપાન, અત્યાહાર કે અન્ય કોઇ પણ કારણથી બંધકોશ રહ્યાં કરતો હોય તોપણ વૈદકશાસ્ત્રમાં જણાયલા સર્વોત્તમ ઉપાયોમાંનો એક ઉપાય તે પીળું પાણી છે. ઘણીવાર તો મેટિરીઆ મેડિકા કે ઔષધિશાસ્ત્રમાં જણાવેલી એકેએક દવાઓ વાપરી જોયા છતાં લાભ નહિ થયેલો તેમનો રોગ પીળા પાણીના ઉપયોગથી મટી ગયો હતો. બીજી ઉગ્ર અને રાક્ષસી દવાઓ કરતાં પીળા પાણીનો ચઢીયાતો ગુણ એ છે કે તે નિર્બળતા આણ્યા વગર ઉત્તેજક અને વ્યાધિહર ક્રિયા કરી શકે છે; અને તે ઉપરાંત તેનાથી થતો લાભ પણ ચિરસ્થાયી હોય છે. છતાં કોઇ કોઇવાર આ ઉપાયથી લાભ થતો જોવામાં નથી આવતો; પણ ઘણું કરીને આમ

થવાનું કારણ જઠરની બહુજ બગડી ગયેલી સ્થિતિ હોય છે. આવા દાખલાઓમાં પીળુ પાણી વધારે મોટા પ્રમાણમાં, એટલે કે એક સાધારણ કદનું પવાલુ ભરી, એકી વખતે પી જવાથી હોજરી વિકારી હોવા છતાં પણ પીળુ પાણી કેટલાક પ્રમાણમાં આંતરડાંને પહોંચી શકે છે અને ધારેલી અસર ઉપજાવે છે. આવા દાખલામાં વળી આંતરડાં ઉપર વધારામાં પીળો પ્રકાશ પણ પાડવામાં આવે તો અધિક લાભ થાય છે. અગર તો કેટલાક સમય સુધી આસમાની પાણી પીને હોજરી સુધાર્યા પછી આંતરડાંને માટે પીળા પાણીનો ઉપયોગ શરૂ કરવો જોઇએ.

મળથી પુરાઇ ગયેલાં આંતરડાંવાળા દરદીને આંતરડાંના જે ભાગ આગળ ઝાડો રોકાઇ રહેતો હોય તે ભાગ ઉપર કેન્દ્રિત કરેલો ( Concentrated ) પીળો પ્રકાશ પાડવા ઉપરાંત પીળા રંગનું પાણી ખૂબ પ્રમાણમાં પાવું; અને આઠશેર, દશશેર પીળા પાણીનું ‘ એનીમા ’ એટલે બસ્તી આપી તેનાં આંતરડાં બરાબર ધોઇ નાંખવાં જોઇએ. જેને ડૉક્ટરો સાધારણ રીતે એપેન્ડીસાઇટીસ (Appendicitis ) એટલે અંત્રપુચ્છનો સોજો કહે છે તેવા ઘણા ખરા દાખલાઓમાં આંતરડામાં કોઇક ભાગમાં સોજો આવી ત્યાં આગળનો માર્ગ પુરાઇ ગયો હોય છે. પરન્તુ એપેન્ડીસાઇટીસ હોવાનું ડૉકટરોએ નિદાન કર્યું હોય તેવા દરેક દર્દીની એપેન્ડીકસમાં સોજો આવેલોજ હોય છે એમ માનવાને કાંઇજ કારણ નથી. કારણ કે એપેન્ડીકસનું મુખ એટલું નાનું અને એવી રીતે બનાવેલું હોય છે કે તેની અંદર કોઇ પણ ઘટ ચીજ દાખલ થઇ સોજો પેદા કરી શકે એ તદ્દન અસંભવિત છે. આંતરડાના જે ભાગમાં સોજો આવેલો હોય તે ભાગપર આસમાની પાણીમાં બોળેલાં પોતાંનો ઉપયોગ કરવાથી સોજો શાંત પડે છે. આવા રોગીને પ્રવાહી ખોરાક, ફરજીઆત વિશ્રાંતિ, ઇત્યાદિ બુદ્ધિને

અનુકૂલ સામાન્ય નિયમો પળાવવાજ જોઇએ એ કહેવાની જરૂર નથી. બહુજ બારીક દળેલા ગુંદર ( Gum arabic ) ને પીળા પ્રકાશમાં લાંબો વખત રાખી તૈયાર કરેલો હોય તો તે નાના ધાવણા બાળકોને થતો બંધકોશ સારી રીતે મટાડે છે.

સવારમાં ઉઠીને ગરમ પાણી પીવાથી જઠર અને આંતરડાં ઉપર સારી અસર થતી જોવામાં આવે છે, પરન્તુ તે અલ્પકાળને માટેજ છે અને તેથી ઉષ્ણ જળનો જ્યાં સુધી ઉપયોગ ચાલુ રાખવામાં આવે છે ત્યાં સુધીજ તેનાથી લાભ થતો જોવામાં આવે છે. આને બદલે પીળા પાણીનો થોડો થોડો ઉપયોગ કેટલાક કાળ સુધી કરવામાં આવે તો યકૃત, જઠર અને આંતરડાંના ઉપર એવી સારી અને ચિરસ્થાયી અસર થાય છે કે પીળા પાણીનો ઉપયોગ બંધ કર્યા પછી પણ સારી અસર ચાલુ રહે છે. વળી પીળા રંગનો કાગળ બન્ને હાથેળીઓ વચ્ચે પકડી તેને મેગ્નેટાઇઝ કરીને પેટ ઉપર મુકવાથી પણ બે ત્રણ દસ્ત આવી પેટ સાફ થાય છે એમ ઘણાઓએ અનુભવેલું છે. અગર તો પીળા રંગના કાગળને કેટલોક વખત તડકે મુકી રાખી પછી તેને પેટપર બાંધવામાં આવે તો પણ લાભ થતો જોવામાં આવે છે. આવી કોઇ પણ ક્રિયા કર્યા વગરનો સાદો પીળો કાગળ એમને એમ પેટ ઉપર બાંધવાથી પણ દર્દીની ઓછી વધારે ઉત્તેજનીયતા ( Susceptibility) અને વ્યાધિના બળાબળ પ્રમાણે ન્યૂનાધિક અંશે લાભ થયા થયા વગર રહેતો નથી. કારણ કે વર્ણ અથવા રંગ એ અમૂર્ત શક્તિનું પ્રકટ સ્વરૂપ છે, અને તેથી તેની જાત પ્રમાણે સૂક્ષ્મ અગર કર્કશ, થોડી યા વધારે, અસર અવશ્ય નિપજાવે છે.

પિત્ત એક લીલાશ પડતા પીળા રંગનો પ્રવાહી પદાર્થ છે, અને તેના રંગ ઉપરથીજ તેનો ગુણ આપણે નક્કી કરી શકીએ છીએ કે

તે સારક અને રેચકજ હોવું જોઇએ. અને પીળારંગનું પાણી, અગરતો સ્વાભાવિક રીતે જેનો રંગ પીળો છે તેવી દવાઓ, જેવી કે, ડેન્ડેલીઅન, પોડોફાઈલીન, ગંધક ઇત્યાદિ, મનુષ્યશરીરમાં દાખલ થાય છે ત્યારે પિત્ત અને પિત્તને ઉત્પન્ન કરનારી ગ્રન્થિઓ અધિક કામ કરવાને ઉશ્કેરાય છે. વિલાયતના કેટલાએક ઝરાઓનાં રેચક પાણી પીને શરીરમાં વધી ગયેલાં મેદ અને ચર્બી ઓછાં કરી શકાય છે, તેવીજ રીતે વધારે નિર્દોષ અને રેચક ગુણવાળુ પીળુ પાણી પીવાથી પણ તેવોજ લાભ થાય છે. એક અઠવાડીઆમાં પાંચ રતલ જેટલી ચરબી ઘટવાના દાખલા નોંધાયા છે. દરરોજ બહુવાર સુધી સૂર્યસ્નાન કરીને ખુબ પરસેવો લાવવાથી પીળા પાણી કરતાં પણ વધારે સારી રીતે વધારેની ચરબી અને મેદ ઘટાડી શકાય છે. આ ઉપાય સ્થૂલ શરીરવાળા લગભગ સર્વે દર્દીઓને માફક આવે છે.

મે. ડેપ્યુટી કલેકટર પં. જવાલાપ્રસાદ ઝા અને અન્ય સજ્જનોએ હિન્દુસ્તાનના જુદા જુદા ભાગમાં રક્તપિત્ત છ માસ સુધી પીળા પાણીનો પ્રયોગ કરી મટાડી દીધાના દાખલા નોંધાયલા છે. અને સૂર્યસ્નાન વડે ખુબ પરસેવો લાવવામાં આવે તો એથી પણ વધારે ઓછી મુદતમાં આ ભયકર રોગ મટાડી શકાય છે.

પીળા પ્રકાશ વડે અર્ધાંગવાયુ કે પક્ષાઘાત મટી શકે છે. આ રોગમાં એકત્ર કરેલો પીળો પ્રકાશ મગજના પાછલા ભાગપર અને ઓચી પર નાંખવો જોઇએ. અને કલાયખંજ કે બન્ને પગના લકવાના દર્દીને કરોડના નીચેના ભાગ ઉપર અને કેડ ઉપર પીળો પ્રકાશ કેન્દ્રિત કરી પાડવો જોઇએ. નીરોગી, બલવાન મનુષ્ય સ્વચ્છ ગરમ હાથવડે શુભેચ્છાપૂર્વક રોગી અંગ ઉપર હાથ ફેરવે અગર તે ભાગને ચોળે તો પણ તેવોજ સારો લાભ થાય છે.

પીળો પ્રકાશ કેન્દ્રિત કરીને કાનમાં પાડવાથી ઘણા લાંબા કાળની બહેરાશ કે બધિરત્વ મટી જાય છે. ખાસ કરીને જ્યારે કાનના પડદાથી આવાજની મોજાં લઇ જનાર જ્ઞાનતન્તુ ( Auditory nerve) નિષ્ક્રિય થઇ ગયો હોય કે મરી ગયો હોય તેને જાગૃત કે સજીવન કરવા માટે પીળો પ્રકાશ બહુ કામ લાગે છે. પરંતુ ગળામાંથી કાનની અંદર જઇ ઉઘડતી વાયુપૂર્ણ સૂક્ષ્મ નલિકા જેને ઇંગ્રેજીમાં યુસ્ટેકિઅન ટયુબ ( Eustachian tube ) કહે છે તેને શરદી લાગવાથી કે સોજો આવવાથી બંધ થઇ ગઇ હોય તેને લીધે બરાબર સંભળાતુ ન હોય અને બહેરાશ આવી હોય તો આસમાની રંગના પાણીના કોગળા કરવા અને આસમાની રંગનો પ્રકાશ કાનમાં નાખવાથી બધિરત્વ દૂર થાય છે.

જો સૂર્યપ્રકાશને બદલે ગેસ લાઇટ કે બીજા દીવાથી પાણી, દુગ્ધ શર્કરા, ગુંદર ઇ. પદાર્થોમાં રંગનો ગુણ દાખલ કરવો હોય તો અન્ય રંગો કરતાં પીળો—નારંગી રંગ કૃત્રિમ પ્રકાશ વડે ઠીક દાખલ કરી શકાય છે. કારણ કે ગેસ અને તેલના પ્રકાશમાં લીલાં આસમાની અને જામલી કિરણો બહુજ ઓછા પ્રમાણમાં રહેલાં હોય છે.

પીળો રંગ સીધી રીતે જ્ઞાનતંતુને ઉશ્કેરનારો અને ક્ષોભક તથા અન્તરાવયવોને વિકસાવનાર હોય છે. આ કારણથી સારક, રેચક, ભેદક અને વમનકારક અસર ઉપજાવવા માટે પીળો રંગ બહુ કામ લાગે છે. ઉપર કહ્યા તેવા ગુણ ધરાવનારી દવાઓ પણ બહુધા પીળાશ પડતા રંગની હોય છે એમ આગળ કહી ગયા છીએ. દાખલા તરીકે ભાંગ, સોનામુખી, દીવેલ અથવા એરંડીયું તેલ, અંજીર ઓલીવ નામનું ફળ ( જેને હિંદીમાં જેતુન કહે છે ), પીચ નામનું ફળ, નારંગી ઇત્યાદિ રંગે પીળાશ પડતાં અને રેચક—ભેદક ગુણ ધરાવનારાં હોય છે.

# પીળા અને નારંગી રંગના ગુણ.

લાલરંગ સંબંધીના પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે જો કે લાલ રંગ ખાસ કરીને રક્ત ઉપર ઉત્તેજક દીપક અસર કરે છે તો પણ ગૌણ અંશે જ્ઞાનતંતુઓ અને મગજ ઉપર પણ તેવીજ અસર ઉપજાવે છે. લાલ કરતાં નારંગી રંગ જ્ઞાનતંતુઓ ઉપર અધિક અસર કરે છે, અને તેના કરતાંયે પીળો રંગ તો હરેક પ્રકારના જ્ઞાનતંતુઓ અને મગજને ઉશ્કેરનાર ખાસ ગુણ ધરાવે છે. કારણ કે જ્ઞાનતંતુ અને મગજના બંધારણમાં આ રંગ બહુ પ્રમાણમાં રહેલો છે. આ રંગ જ્યારે ઔષધોની મારફત કે અન્યરીતે હોજરી ઉપર એટલી બધી અસર કરે કે સંકોચાઇને જઠર પોતાની અંદરના પદાર્થોને બહાર ફેંકી દે ત્યારે તે **વાંતિ કે વમનકારક** (Emetic) કહેવાય છે; પરંતુ જ્યારે પીળા રંગનું તત્વ જરા મંદ હોઇ આંતરડામાં પહોંચ્યા પછીજ વિસ્તૃત કરનાર અને પ્રત્યાકર્ષક ક્રિયા ઉત્પન્ન કરે છે ત્યારે તે **સારક અથવા મંદરેચક** કહેવાય છે; અને જ્યારે આવી ક્રિયા પૂરતા જોરમાં ચલાવે છે ત્યારે તે **રેચક** કહેવાય છે. જે તત્વોની અસર ખાસ કરીને યકૃત ઉપર થઇ પિત્તને ઝાડા વાટે કાઢી નાંખનારી થાય છે તેને **પિત્તરેચક** કહે છે; જેની અસર મૂત્રપિંડોની ક્રિયા વધારનાર નિવડે છે તેને **મૂત્રલ** કહે છે, અને તત્વોનું આકર્ષણ ખાસ કરીને ગર્ભાશય તરફ થાય છે ત્યારે તે **દસ્તાન અથવા ઋતુને વધારનાર વા નિયમિત કરનાર** ગણાય છે. જે તત્વો ત્વચાના જ્ઞાનતંતુઓને ક્રિયાશીલ બનાવી પ્રસ્વેદ ગ્રન્થિઓને ઉત્તેજીત કરી પરસેવાનું પ્રમાણ વધારે છે તે **સ્વેદલ** કહેવાય છે. જે તત્વોની અસરને લીધે લોહી મોટા જથામાં ચામડી તરફ ધસી આવે છે અને

તેને લાલ બનાવે છે તથા તે ભાગમાં આવેલા જ્ઞાનતંતુઓને પણ ઉશ્કેરે છે તે ઇંગ્રેજીમાં 'રૂબીફેશિયન્ટસ' કહેવાય છે. અને જે તત્ત્વો ખાસ કરીને અને સીધી રીતે મગજને ઉશ્કેરે છે તે ઇંગ્રેજીમાં **સેરીબ્રલ સ્ટીમ્યુલંટસ** કહેવાય છે. શરીરના જુદા જુદા ભાગના જ્ઞાનતંતુઓને ઉશ્કેરી કે જાગૃત કરી ઉપર ગણાવી તેની વિવિધ અસરો પેદા કરનાર ભિન્ન ભિન્ન ઔષધો અને ખોરાકની ચીજોના થોડાક દાખલા અત્રે આપીને પીળા રંગની અસર વધારે સુસ્પષ્ટ કરીએ છીએ.

## વમનકારક કે વાન્તિકર દવાઓ જેમાં મુખ્યત્વે પીળારંગની સાથે થોડો લાલ અને નારંગી રંગ મળેલો હોય છે.

**સૂચના**—નીચે આપેલાં ઔષધોનો રંગ, વર્ણન અને ગુણ યુનાઇટેડ સ્ટેટસ ડિસ્પેંસેટરી નામના પ્રમાણભૂત ગ્રંથને આધારેજ લખવામાં આવેલાં છે.

**ભાંગ**—ભાંગનું મૂળ કુમળુ હોય છે ત્યારે પીળાશ પડતા અને બદામી રંગનું અને પાકટ થયા પછી લાલ બદામી રંગનું હોય છે. તેનો સ્વાદ મ્હોંઢામાં મોળ લાવનાર અને વાન્તિકર અને તીખાટવાળો હોય છે. અંદરનો કઠણ લાકડા જેવો ભાગ ખુલ્લતા પીળા રંગનો હોય છે. ગુણ સખ્ત વાંતિકર, રેચક અને કેટલીક વાર મૂત્રલ હોય છે.

**લોબેલીયા**—લોબેલિયાનું ખાસ અસરકારક તત્વ રંગે પીળું અને પ્રવાહી હોય છે. લોબેલીયા વમનકારક, પ્રસંગોપાત રેચક અને સ્વેદલ છે.

**ટાર્ટાર એમેટિક**—આ ક્ષારના કણ સફેદ રંગના હોય છે પણ તેની અંદર રહેલાં તત્વોમાં પીળો, નારંગી અને લાલરંગ બહુ વધારે

પ્રમાણમાં રહેલો છે. ઓછી વધારે માત્રા પ્રમાણે તેનો ગુણ સ્વેદલ, મૂત્રલ, કફને છુટો પાડનાર, રેચક અને વમનકારક નિવડે છે.

બ્લડ રૂટ ( Sanguinaria )—આ જાતના છોડમાં બધે નારંગી રંગનો રસ ભરેલો હોય છે. આના સુકા ચૂર્ણનો રંગ બદામી લાલ હોય છે. તેનાં પાંદડાં પીળાશ પડતા લીલા રંગનાં ઉપરની બાજુએ હોય છે, અને નીચેની બાજુ વધારે ફીક્કાશ પડતા રંગની હોય છે, અને તે પર ખાસ ધ્યાન ખેંચે તેવી રીતે નારંગી રંગની નસો પથરાયેલી હોય છે. આ ઔષધિનો ગુણ તીખો, વમનકારક, તેમજ ઘેન લાવનાર અને દીપક હોય છે.

વમનકારક સઘળી દવાઓ ખાસ કરીને જઠર અને ફેફસાંમાં થઇને પસાર થતા જ્ઞાનતંતુ ( ન્યુમોગેસ્ટ્રીકનર્વ) ઉપર અસર કરે છે.

## સારક અને રેચક દવાઓ જેની અંદર પીળો રંગ મુખ્ય હોય છે, અને સખ્ત રેચકોમાં લાલરંગ આગળ પડતો હોય છે.

**પોડોફાઇલમ કે મે એપલ**—પાનનાં દીટાં પીળાશ પડતા લીલા રંગનાં, ફળ પાકા લીંબુ જેવા પીળા રંગનાં, જેના ઉપર બદામી રંગના ડાઘા હોય છે, અને ચૂર્ણ ખુલતા પીળાશ પડતા રાખોડીઆ રંગનું હોય છે. ગુણમાં સત્વર અને સચોટ રીતે રેચક ક્રિયા કરનાર અને અમુક જાતની પ્રકૃતિનાં મનુષ્યોને વાન્તિ અને વમન કરનાર હોય છે. આ દવાને લીધે પિત્તવાળા અને પાણી જેવા પાતળા ઝાડા થાય છે. અને પિત્ત પોતે પીળાશ પડતા લીલા રંગનું અથવા પીળા રંગનું હોય છે અને આંતરડાંમાં ગયા પછી રેચક અસર કરે છે એ જાણીતી વાત છે.

**સોનામુખી**—ફુલ સુંદર સોનેરી પીળા રંગનાં, પુષ્પકોષ લંબવર્તુલાકાર પાંચ પીળી પાંદડીનો, અને ફુલની અંદરના નરતંતુ દશ હોય છે અને તેને પીળાં સૂત્ર અને બદામી રજસાધાર ( Yellow Filaments and brown Anthers ) આવેલાં હોય છે. આ એક ખાત્રીદાયક અને નિર્ભય રેચક દવા છે.

**ઇંદ્રવારણું** ( Colocynth )—ફુલ પીળા રંગનાં, ફળ પાકે ત્યારે સુંદર પીળા રંગનાં, ગર્ભ સફેદ અને પોચો ભુખરા રંગનો હોય છે, અને ગુણમાં પાણી જેવા ઝાડા કરનાર સખ્ત રેચક છે.

**કોપાઇબા**—આછા પીળા રંગનું પારદર્શક પ્રવાહી છે અને ગુણમાં દીપક, મૂત્રલ અને રેચક છે.

**અંજીર**—સારામાં સારી જાતનાં અંજીર પીળાશ પડતા અગર બદામી રંગનાં હોય છે ગુણ પૌષ્ટિક, રેચક અને સ્નિગ્ધ છે.

**દીવેલ** કે **એરંડતેલ**—રંગ પીળાશ પડતો અને ગુણ મૃદુ-રેચક હોય છે.

**ઓલીવ ઑઇલ** (જેતુનનું તેલ)—રંગ આછો પીળો અથવા લીલાશવાળો પીળો અને ગુણ પૌષ્ટિક, મૃદુ રેચક હોય છે; અંત આંતરડાં બહુ ફિક્કેરાયેલાં અને લાગણીવાળાં બનેલાં હોય છે, ત્યારે આપવામાં આવે છે.

**ગન્ધક**—રંગે ખુલતો પીળો અને ગુણમાં રેચક અને સ્વેદલ છે.

**ઇંડાં**—ખાસ કરીને અંદરની પીળીદાળ કે જરદી રેચક મનાય છે.

**કિસમિસ** કે **સુકી દ્રાક્ષ**—પીળાશ પડતા બદામી અગર નારંગી બદામી રંગના હોય છે અને ગુણમાં રેચક અને પૌષ્ટિક છે.

**પીચફ્રુટ**—ગર્ભ પીળાશ પડતા રંગનો, ગુણ મૃદુસારક હોય છે.

**એળીઓ**—આનો ભુકો લીલાશ પડતા પીળા રંગનો દેખાય છે અને ગુણમાં રેચક છે.

પીળા રંગની અસર આંતરડાં અને યકૃતના ઉપર ખાસ કરીને, અને એકંદરે પેટનાં જ્ઞાનતંતુઓ ઉપર મોટા પ્રમાણમાં, થાય છે. એની સાબીતીમાં જોઇએ તેટલાં દૃષ્ટાંતો આપી શકાય પરંતુ નમૂના રૂપે ઉપર આપેલા થોડા દાખલાથી સંતોષ માનીશું. પણ વધારામાં એમ બતાવવાની જરૂર છે કે પીળાની સાથે લાલરંગ જેમ વધારે હોય છે તેમ લોહીનાં બંધાં સૂક્ષ્મ તત્વો ઉપર તેની ખાસ અસર થાય છે અને તેથી પરિણામ વધારે ઉગ્ર અને સખ્ત હોય છે. આ વાત નીચેના થોડાક દાખલાથી અધિક સુસ્પષ્ટ થશે:—

**રેવનચિનો શીરો** (Gamboge)—અંદરથી નારંગી લાલ અને પાણીના મિશ્રણથી અથવા પાછળથી સુંદર ચકચકીત પીળા રંગનો બને છે. આ ઔષધિ એક સખ્ત અને જલદ આકરો જુલાબ છે જેના વડે પાતળા પાણી જેવા દસ્ત થાય છે. અને વળી તેનાથી મ્હોંમાં મોળ અને ઉલટી ઘણીવાર થાય છે. ખાસ કરીને મોટી માત્રામાં આ ઔષધિ લેવાથી આવી અસર જોવામાં આવે છે.

**કાલકૂટ** (Helleborus Niger)—ફુલ ડીંટાં આગળથી રતાશ પડતા રંગનાં હોય છે અને ફુલ પોતે ગુલાબી હોય છે; પાંખડીઓ શ્વેત અગર ખુલતાં ગુલાબી અગર ક્વચિત લીલા રંગની છાયાવાળી હોય છે. મૂળ બહારથી કાળું અગર ઘેરા બદામી રંગનું પણ અંદરથી શ્વેત અગર ખુલતા પીળા રંગનું હોય છે, અને ચાવવાથી જીભ ઉપર ઉષ્ણતા અને શૂન્યતા જાણે કે બહુ ગરમ પ્રવાહી પીધાં હોય તેમ લાગે છે. આ ઔષધિ પાણી જેવા દસ્ત લાવનાર કડક, જલદ, રેચક દવા છે અને તેમાં ઋતુસ્રાવ વધારવાનો ગુણ રહેલો છે. તાજાં મૂળ ઘસીને જો ચામડી ઉપર લગાવવામાં આવે તો તેથી સોજો અને ફોલ્લિઓ થઇ આવે છે.

**જમાલગોટાનું તેલ અથવા નેપાળાનું સત્વ**—આછા પીળા કે ઘેરા લાલાશવાળા બદામી રંગનું હોય છે. સ્વાદ તીખો છે. અને ઉષ્ણ હોય છે. પાણી જેવા ઘણા દસ્ત કરનાર જલદ અને બહુજ સખ્ત રેચક ગુણવાળું હોય છે. અને જ્યારે વધારે પ્રમાણમાં લેવામાં આવે છે ત્યારે સખ્ત વેદના અને ઉલટી કરે છે.

**સોનામુખી અથવા મીઢીઆવળ**—પાંદડાં પીળાશ પડતા લીલા રંગનાં, ફુલ પીળાં અને ફળ રાખોડીઆ બદામી રંગનાં હોય છે. સોનામુખીનો ઉકાળો ઘેરા લાલ બદામી રંગનો હોય છે પણ જ્યારે તેને હવામાં થોડીવાર ખુલ્લો રહેવા દેવામાં આવે છે ત્યારે ઓગળી ન શકે તેવો પીળા પદાર્થનો થર નીચે જામે છે. આ સુરક્ષિત અને તરત અસર કરનાર રેચક ઔષધિ છે. એના ઉપયોગ સામે એ વાંધો દર્શાવવામાં આવે છે કે તેનાથી પેટમાં આંકડી કેટલીકવાર આવે છે.

**રેવંચિની** ( Rhubarb )—સારી જાત કિંચિત લાલશ પડતા બદામી રંગની છાયાવાળા પીળા રંગની હોય છે. આ વનસ્પતિમાં ગ્રાહી અને રેચક એવા બન્ને ગુણ રહેલા હોય છે, પરંતુ તે એક બીજાના કામમાં આડે આવતા નથી, કારણ કે રેચક અસર પહેલી શરૂ થઇ તે પુરી થયા પછીજ ગ્રાહી અસરનો આરંભ થાય છે. વળી અન્ય રેચક દવાઓની માફક હોજરી અને આંતરડાં કે યકૃતના રસો મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરાવીને દસ્ત લાવવાને બદલે આ ઔષધિ મલોત્સર્ગક ક્રિયા કરનાર સ્નાયુઓને ઉશ્કેરીને દસ્ત લાવે છે, તેથી ઘણીવાર પેટમાં આંકડી આવવાનો સંભવ રહે છે.

## પીળા પ્રકાશની મદદમાં ખૂબ લાલરંગ ભળવાથી થતી મૂત્રલ, સ્વેદલ, ઋતુસ્ત્રાવવર્ધક, ઇત્યાદિ અસરોનાં દૃષ્ટાંતો.

**ટેરેકસેકમ** ( Dandelion ).—સોનેરી પીળાં ફુલ, અને પાકાં તાજાં મૂળ બહારથી ખુલતા બદામી રંગનાં, અંદરથી સફેદ પડતા રંગનાં, અને મૂળની મધ્યમાં કઠણુ નસ પીળાશ પડતા રંગની હોય છે. આ વનસ્પતિનો ગુણુ કિંચિત પૌષ્ટિક, મૂત્રલ અને સારક–રેચક હોય છે, અને યકૃત ઉપર તેની ખાસ વિશ્વાસપાત્ર અસર હોવાનું માનવામાં આવે છે.

**સૅસ્સાફ્રાસનું તેલ** ( Oleum Sassafras )—આ તેલ તાજું હોય ત્યારે પીળા રંગનું અને જુનું થાય ત્યારે લાલાશ પડતા રંગનું હોય છે, તેનો ગુણુ સ્વેદલ હોય છે.

**બુકુ**—( Buchu or Leaves of Barosma ).—રંગ, બદામી પીળો ગુણઃ—સહેજ પૌષ્ટિક, અને ખાસ મૂત્રલ, અને અનુકુલ પ્રકૃતિવાળાં મનુષ્યોને સ્વેદલ.

**સૅવાઇનનું તેલ** ( Oleum Sabinoe ).-પાણીના જેવું રંગ વગરનું અથવા પીળા રંગનું હોય છે. દીપક, ક્ષોભક, ઋતુ કે દસ્તાનને વધારનાર ને સાફ લાવનાર, તથા ઉગ્ર દાહક અને ત્વચા પર લગાડવાથી ચામડી લાલ અને ચચરાટવાળી કરનાર છે.

**રાઇ** ( Mustard or Sinapis ).—રાઇના દાણા બહારથી ઘેરા બદામી રંગના અને અંદરથી પીળા રંગના હોય છે. રાઇના દાણા બહારથી સફેદ રંગના પણ આવે છે, પણ અંદરથી તો તે પીળાજ હોય છે. રાઇના દાણા આખાં ગળી જવાથી મૃદુ રેચક

અસર કરે છે, અને તેના લોટનું પોલ્ટીસ ચામડી પર મારવાથી તે લાલ થઇ વધારે વાર લગાડવામાં આવે તો ફોલ્લો ઉઠાડે છે.

**પીળા રંગ ભેગો કેટલોક લાલ અને નારંગી રંગ મળ-વાથી થતી મગજને ઉશ્કેરનારી અસરોનાં દૃષ્ટાંતો.**

**અફીણ**—ગાંગડા ઘેરા લાલ બદામી રંગના અને ચૂર્ણ પીળા બદામી રંગનું હોય છે. અફીણ દીપક અને નિદ્રા લાવનાર છે. નાડીની ગતિ વધારી તેને ભરેલી અને બળવાળી બનાવે છે. શરીરમાં શક્તિ અને ખુશ મિજાજનું ભાન કરાવી, મગજની શક્તિઓને નવું બળ આપે છે. આ ઔષધની ખાસ અસર તો મગજ ઉપરજ થાય છે, અને તેની ક્રિયાઓને એટલી બધી ઉશ્કેરી મુકે છે કે તેથી કેફ ચડે છે અને તે ખાનાર લવારો કે મિથ્યા પ્રલાપ, બકબકારો કરવા લાગે છે. આની પછી પ્રતિક્રિયા રૂપે નિંદ્રા આવે છે, અને તેમાંથી જાગૃત થતાં ચૉળ, વાન્તિ, શિરોવેદના, કંપ જોવામાં આવે છે. પ્રસ્વેદ સિવા-યની શરીરની સર્વે રસોત્પાદક ક્રિયાઓ ઘણે ભાગે લદ્દન બંધ પડી જાય છે, અગર તો બહુજ ઓછી થઇ જાય છે, અને દસ્ત કબજ થઇ જાય છે; વગેરે.

**કેસર** (Saffron).—ભભકદાર ઘેરા નારંગી રંગનું હોય છે. નાની માત્રામાં (થોડા પ્રમાણમાં) લેવાથી શરીર અને મનને સચેત કરે છે અને પાછળથી નિદ્રા લાવે છે. વધારે પ્રમાણમાં લેવાથી માથું ચઢે છે, દુઃખવા લાગે છે, કેફ આવે છે, અને બકબકારો કે મિથ્યા પ્રલાપ નિપજાવે છે.

**વૅલેરિયન**—ચૂર્ણ પીળાશ પડતા રાખોડી રંગનું હોય છે, તેનો ગુણ મૃદુ દીપક અને જ્ઞાનતંતુપર ખાસ અસર કરનારો હોય છે. વધારે પ્રમાણમાં ખાવાથી માથું ભારે થઇ દુઃખવા લાગે છે.

## પીળા અને લાલના પ્રાધાન્યથી થતી પૌષ્ટિક અસરનાં દૃષ્ટાંતો.

મૃદુ રીતે પણ સતતપણે શરીરને ઉત્તેજીત અને બળપૂર્ણ બનાવનાર, અને ખાસ કરીને શરીરપોષક અને રક્તવર્ધક ક્રિયાઓને સતેજ રનાર દ્રવ્યો પૌષ્ટિક ( Tonics ) કહેવાય છે. આવાં ઔષધોનાં ઘણાં દૃષ્ટાંતો અગાઉ અપાઈ ગયાં છે, તેથી હવે માત્ર થોડાંક જ અત્રે આપવાં બસ થશે. કેટલાંક સર્વોત્તમ પૌષ્ટિક ઔષધોમાં વિદ્યુન્મય રંગો પણ સારા પ્રમાણમાં રહેલા હોય છે. ઉદ્‌ભિજ્જ કે વનસ્પતિમાંથી બનેલાં પૌષ્ટિક ઔષધો સામાન્ય રીતે કડવાં અને રૂચિવર્ધક હોય છે.

**ક્વિનાઇન** અને **લોહ** ઘણીજ અગત્યની પૌષ્ટિક દવાઓ ગણાય છે.

**કુવૅશીયા**—રંગ પીળો અને ફુલ કેટલીકવાર લાલ હોય છે. બહુજ પૌષ્ટિક ગુણ ધરાવે છે.

**ગોલ્ડ થ્રેડ** ( Coptis ),—આ વનસ્પતિનાં મૂળ સુવર્ણ જેવા રંગનાં હોય છે. અને તેનો ગુણ કટુ પૌષ્ટિક હોય છે.

**જેન્શીઅન**.—ચૂર્ણ પીળાશ પડતા રંગનું અને ગુણ પૌષ્ટિક હોય છે.

**સિંકોના** ( Cinchona or Peruvian Bark )—ધીક્રી, પીળી, અને લાલ એવી ત્રણ જાત થાય છે. ખાવાથી પેટમાં ઉષ્ણતાની લાગણી થાય છે. મ્હોંમાં મોળ લાવે છે, વાન્તિ–ઉલટી, અને વિરેચન પણ કેટલીકવાર કરે છે. છાતી ( કે નાડી ) ના ધબકારની સંખ્યા વધારે છે. જ્ઞાનતંતુ ઉપરની તેની અસર મગજમાં થતા

ખેંચારા, ભાર, અને દુઃખાવા ઉપરથી, તેમજ કાનમાં ગણગણાટ અને થોડીક બહેરાશ ઉપરથી, જોઇ શકાય છે. આ વનસ્પતિમાંથી નિકળતું ખાસ અગત્યનું સત્વ **ક્વિનાઇન** કે **ક્વિનિઆ** ( Quinia ) છે, જેની અંદર નાઇટ્રોજન, કારબન, હાઇડ્રોજન, અને ઓક્સીજનનું પ્રમાણ આ પ્રમાણે છેઃ—$NC_{20}H_{12}O_{2}$.

**લોહ**—( Iron ) લોહની ઘણી ખરી બનાવટોમાં લાલ અને પીળા રંગનું મિશ્રણ જોવામાં આવે છે, અને તેના પૌષ્ટિક ગુણ જાણીતા છે.

**હીરાબોળ**—[ Myrrh ]. રંગે લાલાશ પડતો પીળો અથવા લાલાશવાળો બદામી અને ગુણ પૌષ્ટિક, દીપક, કફઘ્ન તથા ગર્ભાશયને સાફ કરનાર છે.

**સુંઠ**—રંગ પીળાશ પડતો બદામી અને ગુણ ઉગ્ર દીપક છે.

**કાળાં મળી**—આમાં રહેલું ખાસ અસરકારક તત્વ પારદર્શક પીળા રંગના સ્ફટિક ( ક્રીસ્ટલ્સ ) ના રૂપમાં હોય છે, અને તેને ઇંગ્રેજીમાં Piperin કહે છે. આનો ગુણ ઉષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, અને રૂધિરાભિસરણની ગતિ વધારનાર હોય છે.

## પીળો રંગ ક્યારે નુકસાન કરે છે?

જેના મજ્જાતંતુઓ પૂર્વેથીજ ઘણા ક્રિયાશીલ કે કદાચ ઉશ્કેરાયેલા કે ક્ષોભ પામેલા હોય તેવી પ્રકૃતિવાળાં મનુષ્યોને પીળો રંગ નુકસાનકારક કે હદ ઉપરાંત દીપક થઈ પડે છે. ગુપ્ત રોગગ્રસ્ત, લકવાવાળી, બંધકોશ યુક્ત, શીત પ્રધાન, જીર્ણ, અને ચિત્તભ્રમવાળી, પાકે ઓગળે કે વેદના કરે નહિ તેવી ગાંઠોવાળી, એવી એવી શારીરિક સ્થિતિમાં લાલ મિશ્રિત પીળા રંગથી ઘણોજ લાભ થાય છે. પરંતુ જ્વરગ્રસ્ત, તીવ્ર સોજા કે વરમ યુક્ત, મગજના વિકાર સા-

ચેના લવારી, મિથ્યા પ્રલાપ કે સન્નિપાત જન્ય, અતિસારવાળી, ચસકા–સણકા–કે શૂળવાળી, હૃદયકંપ કે છાતીના ફફડાટ યુકત, અગર હરકોઇ પ્રકારની અતિ ઉષ્કેરાયલી શારીરિક માનસિક સ્થિતિ કે પ્રકૃતિમાં પીળા રંગનો ઉપયોગ પ્રતિકૂળ નિવડે એ સહજ રીતે સમજી શકાય તેવી વાત છે. ડૉ. હેલ લખે છે કે–

" **લીલો રંગ** જો બહુજ લીલો ન હોય તો શાન્તિદાયક અસર ઉપજાવે છે. ઘેરો લીલો ઘેરા વાદળી રંગની માફક ઘેરાપણા કે ગાઢપણાને લીધે પોતાનો શાંતિપ્રદ ગુણ ઘણે અંશે ગુમાવે છે. તેવીજ રીતે લીલાની અંદર પીળો રંગ જરાએ આગળ પડતો ન હોવો જોઈએ, કારણકે લાલ રંગની માફક પીળો રંગ પણ મગજ અને મંજ્જાતંતુઓને ઉષ્કેરે છે...........અતિ ઉજ્વલ સૂર્યપ્રકાશની અંદર લાલ અને પીળાં કિરણોનું પ્રમાણ ઘણું રહેલું હોય છે તેથી તેવા તડકાને લીધે બાળકો ઘણાંજ બેચેન કે અસ્વસ્થ અને ચીડીયાં બની જાય છે. દાંત ફુટતા હોય ત્યારે, તાવમાં, અને કોઈ પણ કારણથી મગજ ઉષ્કેરાયલું રહેતું હોય ત્યારે, બાળકો સાહજિક રીતે આવા પ્રકાશ તરફથી કંટાળીને દૂર રહેવા ઇચ્છે છે, અને આછા [ ખુલતા ] વાદળી અગર રાખોડિયા પ્રકાશથી તેમને શાન્તિ વળે છે. "

ડૅા. હેલના ઉપર લખેલા અભિપ્રાયપર ટીકા કરતાં ડૅા. બેબીટ કહે છે કે જેઓના શરીરમાં ઘેરા રંગનું પ્રમાણ પહેલેથીજ વધારે પડતું હોય અને કાળું ભુરૂં મલીન લોહી ( Blue venous blood ) જેમના શરીરમાં વધારે હોય તેમનેજ માત્ર ઘેરો લીલો અને ઘેરો વાદળી રંગ શાંતિપ્રદ લાગતો નથી. બીજાં મનુષ્યોને આ રંગ શાંતિ અને સુખદાયક જ લાગે છે. ડૅા. બેબીટ વળી વધારેમાં

કહે છે કે રતવા એટલે વિસર્પના રોગવાળાં મનુષ્યો, તેમજ જેમના મજ્જાતંતુઓ ઉશ્કેરાયલા હોય તેવાં મનુષ્યોને સખ્ત તડકો હાનિ કરે છે. લાલ, નારંગી અને પીળાં રંગનાં કિરણો આવા રોગીઓને બહુ બેચેની અને ઉશ્કેરણી કરનાર થઇ પડે છે.

પ્રુસ્સિક ઍસિડ અને સ્ટ્રીકનાઇન એ બે સૌ કરતાં વધારે હલાહલ વિષ ગણાય છે, તે બન્નેમાં મજ્જાતંતુઓને ક્ષોભ પમાડનાર પીળો રંગ અને લોહીને તપાવી દેનાર લાલ વર્ણ એકઠા અને પ્રધાનપણે રહેલા હોય છે. પ્રુસ્સિક ઍસિડ જેની રાસાયનિક સંજ્ઞા C N H અને સ્ટ્રીકનાઇનની રાસાયનિક સંજ્ઞા $N_2$ $C_{44}$ $H_{23}$ $O_4$ છે. તે બન્નેમાં C એટલે કારબનનું પીળું તત્ત્વ અને હાઇડ્રોજનનું લાલ તત્ત્વ ઘણાજ મોટા પ્રમાણમાં રહેલ છે. અને એ ઉભય ઉષ્ણ રંગોની ઉગ્રતા શમાવનાર ઑક્સીજન અને નાઇટ્રોજનનાં પ્રમાણ સરખામણીમાં બહુજ થોડાં છે. અને તેથી સ્ટ્રીકનાઇન કરોડ રજ્જુનાં મૉટોર ફિલામેન્ટસને બેહદ ઉશ્કેરીને સ્નાયુઓને ખુબ સંકોચી આંચકી પણ આણે છે. તેવીજ રીતે હાઇડ્રોસાયેનિક ( પ્રુસ્સિક ) ઍસીડને વિષ ચઢે તેટલા પ્રમાણમાં લેવામાં આવે તો આગલા મગજ અને કરોડરજ્જુ એ ઉભયપર એક સાથે લાગી અસર થાય છે. જે મનુષ્યો કે પ્રાણીઓ આ ઝેરથી મરણ પામે છે તેઓ ચીસ પાડીને બેભાન થઈ પડી જઈ ખુબ ખેંચાઇ જાય છે. આ સર્વ ચિન્હો અપસ્મારને મળતાં છે, અને આ ઝેરમાં તથા અપસ્મારમાં આગલું મગજ નિષ્ચેષ્ટ બની જાય છે, અને તેજ વખતે કરોડરજ્જુ હદ બહાર ઉશ્કેરાઈ જાય છે. જ્યારે પ્રુસ્સિક ઍસિડ ઘણા મોટા પ્રમાણમાં ખાવામાં આવે છે, ત્યારે જાણે વિજળીનો આઘાત થયો હોય તેમ માણસ પૃથ્વીપર પટકાઇ પડે છે.

મજ્જાતંતુઓ ઉપર પીળા રંગની અસર ઘણીજ સબળ રીતે થાય છે તે ઉપરથી પીળા રંગની દવાઓ મોટા પ્રમાણમાં ખાવાથી તાણુ, આંચકી, સન્નિપાત, લવારો, વાન્તિ-ઉલટી, સખ્ત વિરેચન ઈત્યાદિ થવાનું રહસ્ય આપણે બરાબર સમજી શકીએ છીએ. સાધારણ રીતે હમેશ પીવામાં વપરાતી **કૉફી** (બુનદાણા) જેવી ચીજ પણ તીવ્ર સોજા કે વરમવાળા રોગોમાં પ્રતિકૂળ મનાય છે, અને તેના ઉપયોગથી જ્ઞાન (મજ્જા) તંતુઓ ઉશ્કેરાઈને નિદ્રા બરાબર આવતી નથી. આમ થવાનું કારણ પણ કૉફીનો પીળો બદામી રંગ જ છે. અને આ રંગને લીધે કોફી પીવાથી સારક-રેચક કે દસ્ત સાફ લાવનાર જ અસર થવી જોઇએ; છતાં ઘણાઓને તે બંધકોશ કર્તા લાગે છે તેનું કારણ કૉફીની અંદર રહેલું "ટેનિન" નામનું ગ્રાહી (બંધકોશ કરનાર) તત્ત્વ છે. આ તત્વને છુટું પડી-પ્રવાહી માં ભળી જતું અટકાવવું હોય તો ખળખળતા પાણીમાં કૉફીના ભૂકાને માત્ર પાંચથી દશ મિનિટજ રહેવા દેઇ પછી તે ગાળી લેવી જોઇએ. આવી રીતે તૈયાર કરેલી કૉફીમાં ગ્રાહીને બદલે બહુધા સારક—રેચક ગુણજ આવેલો અનુભવાશે. **ડૅંડેલિયન** અથવા **ટૅરૅક્સેકુમ** જેનાં ફુલ સોનેરી પીળા રંગનાં અને મૂળની અંદરની લાકડા જેવી નસ પણ પીળાશ પડતા રંગની હોય છે તે જઠર તથા આંતરડાની ઉશ્કેરાયલી સ્થિતિમાં, તેમજ સોજા કે વરમ વખતે, વાપરવાથી નુકસાન થાય છે.



# પ્રકરણ ૩૪ મું:–નારંગી, લીલો અને જામલી એ ત્રણ મિશ્ર રંગો.

નારંગી, લીલો અને જામલી એ ત્રણ રંગો મિશ્ર અથવા ગૌણ ગણાય છે, પરંતુ કુદરતમાં તો, એટલે કે શ્વેત કિરણનું પૃથક્કરણ કરી તપાસી જોતાં તો, આ ત્રણ રંગો બીજા મૂળ રંગો ( લાલ, પીળો, વાદળી ) ની માફક જ સ્વતંત્ર રીતે અસ્તિત્વ ધરાવે છે. પરંતુ લાલ, પીળો અને વાદળી એ ત્રણ મૂળ કે પ્રાથમિક રંગોના પરસ્પર યોગ્ય મિશ્રણથી ઉપર કહેલા નારંગી, લીલો અને જામલી રંગ કૃત્રિમ રીતે બનાવી શકાય છે, છતાં કુદરતી રંગ જેવા ઝગઝગતા તે હોતા નથી.

લાલ અને પીળો મળીને નારંગી, પીળો અને આસમાની મળીને લીલો, અને લાલ અને આસમાની મળીને જામલી રંગ બને છે. આ ઉપરથી દરેક રંગનો સમતોલસાધક પ્રતિસ્પર્ધી આપણને મળી આવે છે, અને તે વિષેનો નિયમ આ પ્રમાણે છેઃ–પ્રાથમિક મૂલ ત્રણ રંગો ( લાલ, પીળો, આસમાની ) માંથી દરેકનો સમ્મેલસાધક પ્રતિસ્પર્ધી રંગ બાકી રહેલા બે મૂળ રંગના મિશ્રણથી બને છે. દાખલા તરીકેઃ–

| મૂળ રંગ. | વિરોધી. | શી રીતે બનેલો ? |
|---|---|---|
| લાલ | લીલો | પીળો+આસમાની. |
| પીળો | જામલી | લાલ+આસમાની. |
| આસમાની | નારંગી | લાલ+પીળો. |

દુનિયામાં જણાયલાં અત્યન્ત હલાહલ વિષોમાં લાલ અને પીળા એ ઉભય રંગોનું ઘણું મોટું પ્રમાણ રહેલું હોય છે. તેમાંથી

પીળો રંગ જ્ઞાનતંતુ અને મગજ ઉપર હુમલો કરે છે ત્યારે બીજી તરફથી લાલ રંગ લોહી અને રક્તશિરાઓ અને મજ્જાઓનો સંહાર કરે છે. દાખલા તરીકે સ્ટ્રીકનાઇન જેનું બંધારણ તેને માટે વપરાતી રાસાયણિક સંજ્ઞા $N_2 C_{44} H_{23} O_4$ થી સૂચવાય છે તેને કાર્બન તત્વમાંથી પીળા રંગનો, અને હાયડ્રોજનમાંથી રાતા રંગનો ઘણો મોટો જથ્થો મળે છે; પરન્તુ તે બન્નેની ઉગ્ર અસર ઓછી કરનાર આસમાની રંગ બહુજ ઓછા પ્રમાણમાં તેમાં રહેલો હોય છે. પ્રુસ્સિક એસિડ નામનો તેજાબ જેની રાસાયણિક સંજ્ઞા CNH છે તેમાં પણ પીળા અને રાતા રંગનું બલાધિક્ય રહેલું હોય છે. વળી એકલા પીળા રંગના દીવેલના મૃદુરેચક ગુણ સાથે લાલ અને પીળાના મોટા પ્રમાણુવાળા રેવંચીના શીરાના અતિ ઉગ્રભેદક રેચક ગુણને સરખાવી જુઓ. સૂક્ષ્મ માત્રામાં પૌષ્ટિક ઔષધિ તરીકે બહુ નામીચું ક્વીનાઇન પણ પેરૂ દેશમાં થતા સિંકોના નામના ઝાડની છાલમાંથી બને છે, જેમાં લાલ અને પીળો રંગ અધિકાંશે રહેલો હોય છે. દુધ નાંખ્યા વગર બનાવેલી કૉફી (બુન્દદાણાનો ઉકાળો) નો સ્વાભાવિક રંગ બદામી પીળો હોય છે તેથી તે બન્ને રંગોના ગુણ રેચક અને ઉત્તેજક કૉફીમાં માલૂમ પડે છે. પરન્તુ કૉફીના ભૂકાને બહુજ વાર ઉકાળ્યા કરવામાં આવે છે ત્યારે ટેનીન નામનું એક બીજું તત્વ બહાર નીકળી આવે છે, જે બંધકોશ કરનાર અને મંદાગ્નિ કરનાર હોવાથી તેવી રીતે તૈયાર કરેલી કૉફી રેચક અને ઉત્તેજક અસર બરાબર પ્રકટાવી શકતી નથી. નારંગી રંગ ઘણોજ ઉપયોગી છે, કારણ કે જ્ઞાનતંતુ અને લોહી એ ઉભય ઉપર એકી વખતે તે અસર કરે છે. કેરબો, અથવા પીળો–નારંગી અને આસમાની કે વાદળી એ રંગોના કાચનું વર્ણોપચારકને હરઘડી કામ પડે છે.

એકંદર રીતે વિચારતાં લીલો રંગ ટાઢો અને શાન્તિદાયક છે અને સાધારણ લીલા કાચની મારફત આવતા પ્રકાશનો ગુણ આસમાની પ્રકાશને ગુણમાં કેટલાક પ્રમાણમાં મળતો આવે છે. પરન્તુ આસમાની રંગમાં જેનો કેવળ અભાવ અથવા ખોટ છે તેવું જ્ઞાનતન્તુને સતેજ કરનાર તત્વ જે પીળો રંગ તે લીલા રંગમાં રહેલો છે. કરોડના છેક નીચેના ભાગ ઉપર લીલો પ્રકાશ પાડવાથી અથવા તો લીલા પાણીમાં બોળેલું કપડાનું પોતું તે ભાગપર મુકવાથી સ્વપ્નદોષ એટલે ઉંઘમાં થઈ જતો વીર્યપાત અને જાગૃત સ્થિતિમાં પણ થતો ધાતુસ્રાવ મટે છે. અર્થાત્ કરોડના તે ભાગમાંથી નિકળનારી નાડીઓ કે જ્ઞાનતંતુઓ સાથે સંબંધ ધરાવતા કોઇ પણ અવયવ ( વીર્યાશય, બીજાશય, ગર્ભાશય, મૂત્રાશય ઇ. ) માં જરૂર કરતાં અધિક ઉષ્ણતા વધી ગઈ હોય તો કરોડના નીચેના ભાગપર લીલા પાણી અને પ્રકાશથી તે ગરમી ઓછી થઇ અવ્યવસ્થા દૂર થાય છે. પગની રાંઝણના દરદ ઉપર પણ લીલા પાણીનાં પોતાં મુકવાથી ફાયદો થાય છે. નિસર્ગ દેવી કે કુદરતમાતાના માનીતા રંગોમાં લીલો રંગ બહુ અગત્ય ધરાવે છે. કારણ કે બહુ શીતળતા ઉપજાવ્યા સિવાય મૃદુ, શાન્તિદાયક અને તાજગી બક્ષનાર, તથા સૂર્યપ્રકાશના સોનેરી પીળા અને પૃથ્વીના બદામી લાલ રંગની ઉશ્કેરનારી અગર ક્ષોભક-ઉત્તેજક અસરોનો વિરોધ કરી સમતોલપણું સાચવનાર, ગુણ લીલા રંગમાં રહેલા છે.

વર્ણોપચારવિદ્યામાં જાંબલી રંગ ઘણો ઉપયોગી છે. કારણ કે બેચેની ઉપજાવ્યા સિવાય સ્ફૂર્તિ કે જાગૃતિ લાવવાની જરૂર હોય ત્યારે જાંબલી રંગ સૌથી વધારે કામ લાગે છે. જાંબલી રંગની અંદર રહેલો લાલ રંગ લોહીને જરૂર જેટલું ગરમ કરે છે, અને બીજો ભાગ જે આસમાની રંગ તેમાં જંતુનાશક અને પીડાશામક ગુણ રહેલા છે.

ફેફસાં, જઠર અને મૂત્રપિંડના સામાન્ય ઉપચાર તરીકે જામલી પ્રકાશ અદ્વિતીય છે. તેમાં પણ જીર્ણ અગ્નિમાંદ્ય ( Dyspepsia ) મટાડવામાં જામલી રંગ એક્કો છે. પરંતુ જો મંદાગ્નિની સાથે પેટમાં સોજો આવીને તીવ્ર દરદ ખોરાક લીધા પછી ( પરિણામશૂલ ) થતું હોય તો તેવે પ્રસંગે જામલીને બદલે આસમાની રંગ વધારે અનુકૂલ થઈ પડે છે. તેમ છતાં જીર્ણ અગ્નિમાંદ્ય કે મંદાગ્નિ હમેશને માટે નિર્મૂલ કરવા માટે વર્ણચિકિત્સા ઉપરાંત આહારના દરેક ગ્રાસ–કોળીઆને બરાબર ચાવવાની, તેમજ દુર્જર જડ પદાર્થોને ભોજનમાંથી બાતલ કરવાની, તેમજ રહેણી કહેણી અને વિચાર–વ્યાપાર આરોગ્યશાસ્ત્રના નિયમોને અનુકૂલ રાખવાની અનિવાર્ય આવશ્યકતા રહે છેજ. સખ્ત શ્લેષ્મ વિકાર કે સળેખમ મટાડવાનો અત્યાર સુધીમાં જણાયલો સારામાં સારો ઉપાય જામલી રંગના પાણીમાં થોડું મીઠું મેળવી તેના વડે નાકને છેક અંદરથી ધોઇ નાંખવું ( Nasal douches ) એ છે.

જો વધારે પ્રમાણમાં ઉત્તેજક–ક્ષોભક અસર ઉપજાવવી હોય તો લાલ જામલી રંગનો ઉપયોગ કરવો; અને જો ઉત્તેજક ક્ષોભક ક્રિયા કમતી પ્રમાણમાં જોઇતી હોય તો વાદળી–જામલી કાચ વાપરવો. રાતો જામલી બહુ ઉત્તેજક હોવા છતાં રક્તવર્ણના જેટલી અંતિમ અસરની પરાકાષ્ટાએ પહોંચ્યા પહેલાંજ અટકે છે. અને તેવીજ રીતે આસમાની જામલી ઘેરા આસમાની રંગની અંતિમ અસરો ઉજવા નહિ દેતાં યોગ્ય પ્રમાણેજ પહોંચી અટકે છે. જામલી પાણી વડે ઘસીને માથું ધોવાથી અને તેવો પ્રકાશ પણ થોડો વખત માથા પર પાડવાથી માથાની ટાલ અને ખોડો દૂર થાય છે. અને વાળના મૂલને પોષણ મળવા લાગે છે. પરંતુ યાદ રાખવું જોઇએ કે આંગળીનાં ટેરવાં વડે ખૂબ ભાર દઈને વાળના મૂળમાં આસમાની પાણી ઘસવામાં આવે તોજ બરાબર લાભ દેખાય છે.

આંખના મોતીઆ મટાડવા માટે જામલી રંગનો પ્રકાશ ખમાય તેટલા જોરમાં પાઝા ( Focus ) કરવાની ભલામણ કરવામાં આવે છે, પરંતુ આ ઉપાય સાથે આખા શરીરને સૂર્યસ્નાન અને મર્દન ચંપી વડે સુધારવું જોઇએ.

જામલી અગર લાલ જામલી પ્રકાશ એકત્રિત કરીને બરાબર પાડવાથી અંડવૃદ્ધિ, વૃષણશોફ અને વધરાવળ મટે છે. જામલી પાણીની પીચકારીથી નિયમિત રીતે ધોવામાં આવે તો શ્વેત પ્રદર, ગર્ભાશયનાં ક્ષત કે ચાંદાં, અને સફરાનો સડો (Ulceration of the uterine organs and rectum) મટે છે.

લ્યૂસિમીઆ ( Lucemia ) નામના એક વિશિષ્ટ પ્રકારના પાંડુરોગમાં શરીરનો વર્ણ બહુ ફીકો પડી જાય છે. યકૃત અને બરલ વધી જાય છે અને લોહીનું પાણી બની જાય છે, તેવા લગભગ અસાધ્ય ગણાતા રોગને પણ મટાડવામાં વર્ણચિકિત્સા સફળ નિવડી શકે છે. આ રોગમાં દર્દીના જઠર, યકૃત અને મૂત્રપિંડ (ગુરદા) ઉપર જામલી પ્રકાશ અને કેડથી નીચેના ભાગ ઉપર લાલ પ્રકાશ, તથા શિર સિવાયના બાકીના અંગ પર સફેદ તડકો દરરોજ પાડવો જોઇએ; અને તે સાથે નીરોગ બલવાન મનુષ્યો પાસે તેનું શરીર ચોળાવવું–ચંપાવવું જોઇએ; અને જેમ બને તેમ ઘરની બહાર બાગ વાડી કે ખેતરોમાં જીવન ગાળવું જોઇએ; તો અવશ્ય લાભ થયા વગર રહેતો નથી.

લીલો રંગ જો બહુજ લીલો ન હોય તો શાન્તિદાયક અસર ઉપજાવે છે. ઘેરો લીલો ઘેરા વાદળીની માફક ઘેરાપણા કે ગાઢપણાને લીધે પોતાનો શાન્તિપ્રદ ગુણ ઘણે અંશે ગુમાવે છે. તેવીજ રીતે લીલાની અંદર પીળો રંગ જરાએ આગળ પડતો ન હોવો જોઇએ,

કારણ કે લાલ રંગની માફક પીળો રંગ પણ મગજ અને મજ્જાતંતુઓને ઉશ્કેરે છે.

નાસુર જેવું દરદ જેને માટે એલોપથીમાં કોઈ સારી અસરકારક દવા જણાયલી નથી, તે રોગ ઉપર લીલા રંગનું પાણી પીવાથી, અને નાસુર ઉપર લીલા રંગનો પ્રકાશ નાંખવાથી, સૌથી સરસ રીતે તે સારૂં થાય છે. લાલ પાણીથી કોઈ પણ પ્રકારનો ચાંદીનો રોગ નાશ પામે છે. એ વખતે બહારથી લીલા રંગની રોશની પણ વાપરવી.

## લીલા રંગના પાણી અને પ્રકાશથી નીચે લખેલાં દરદો મટે છે:—

માથામાં શરદી થવી, ગુમડાં (બનતાં સુધી ગુમડાં ઉપર લીલા રંગના પાણીનાં પોતાં પણ બાંધવાં), અવાળુ અથવા દાંતનાં પેઢાંનો સોજો (લીલા પાણીના વારે વારે કોગળા કરવા), ચાંદાં અને ધારાં, વિસર્પ અથવા રતવા (લીલા અને આસમાની રંગનો વારાફરતી ઉપયોગ કરવો), દુષ્ટ પ્રતિસ્યાય અથવા ચેપી સળેખમ, ઉટાંટીઉં કે મોટી ઉધરસ, વિશૂચિકા અથવા કૉલેરા, મરડો અથવા રક્તાતિસાર, સ્વરઘ્ન અથવા કૂકડીઆ ખાંસી, ઉપદંશ-ચાંદી-કે ફિરંગ રોગ, અને એમ કહેવાય છે કે માંસાર્બુદ અથવા પાઠું પણ લીલા પ્રકાશ અને પાણીનો લાંબા કાળ સુધી સતત ઉપયોગ કરવાથી મટી શકે છે.



# પ્રકરણ ૩૫ મું:—સફેદ પ્રકાશ—તડકો, ફિન્સેન લેમ્પ-માંથી નિકળતો પ્રકાશ, એના ગુણ અને કાસ્ટિક દવાઓ અને શસ્ત્રક્રિયા સાથે સરખામણી.

---

આ પુસ્તકના પૃષ્ઠ ૩૨—૩૪ ઉપર આઠમા પ્રકરણમાં જે લખવામાં આવ્યું છે તેના અનુસંધાન રૂપ આ પ્રકરણનું લખાણ છે. માટે સુજ્ઞ વાંચકોએ તે ઉપર નજર ફેરવી જઈ પછી નીચેનું લખાણ વાંચવું.

**સ્વચ્છ, નિર્મળ તડકા (શ્વેત સૂર્યપ્રકાશ) ના ગુણ.**

સાધારણ નીરોગી મનુષ્યને પોતાના સ્વાસ્થ્યના સંરક્ષણ અને વ્યાધિના અટકાવ માટે એક યા બીજા રંગીન પ્રકાશને બદલે સાદા સફેદ તડકાની વધારે જરૂર રહે છે, કારણ કે તેની અંદર સાતે રંગ સમતોલપણે રહેલા હોય છે. શરીરમાં ગુપ્ત રીતે ભરાઈ બેઠેલાં જીર્ણ દરદો શરીર પર તડકો પ્રતિદિન નિયમિત રીતે થોડો થોડો પાડયા કરવાથી બહાર નીકળી આવે છે. બહુ લાગણીવાળાં નાજુક મગજો પર વધારે તડકો પડવાથી તે બહુ ઉશ્કેરાઇ જાય છે, ત્યાં લોહીનો જમાવ થાય છે, માથું દુઃખવા લાગે છે, અને કેટલીક વાર તાવ પણ ચઢી આવે છે. પરંતુ ઘટતા પ્રમાણમાં દરરોજ તડકો શરીર પર પડતો રહે છે તો તેથી કારબન તત્ત્વ શરીરમાં દાખલ થાય છે, ચામડી તરફ લોહી ખેંચાઇ આવે છે, અને તેથી અંતરાવયવોમાંથી લોહીનો હદ ઉપરાંત જમાવ ઓછો થાય છે, અને તડકો નહિ મેળવનાર વનસ્પતિ કે મનુષ્યોના જેવી ફિક્કાશ કે સફેદ મીણ જેવી ગોરાશ દૂર થઈ ત્વચા ઘેરા પણ લાલ વર્ણની બને છે, અને તેથી શરદી

લાગવાનું કે સળેખમ થવાનું, અથવા ઠંડીની અસરને લીધે છાતીમાં કે માથામાં શૂળ–સણકા આવવાનું, વલણ દૂર થાય છે.

સૂર્યના અને બીજા પ્રકાશનાં કિરણોને કેન્દ્રિત કરનારૂં એક યંત્ર ડૉ. ફિન્સને શોધી કાઢ્યું છે, જેની મદદથી પ્રકાશ અને રંગની શક્તિ જરૂર હોય ત્યાં બહુ પ્રબલ પ્રમાણમાં એકત્ર કરી શકાય છે. વળી આવી રીતે કેન્દ્રિત કરેલા પ્રકાશની ગરમી દર્દીનાં અંગને બાળે નહિ માટે તે યંત્રના બે બહિર્ગોલ કાચની વચ્ચે થઇને શીતળ જલનો સતત પ્રવાહ વહેવરાવવામાં આવે છે. ડૉ. ફિન્સને અનેક પ્રયોગોવડે નીચેના મુદ્દાઓ નિર્વિવાદિત રીતે સાબિત કરી બતાવ્યા છે. (૧) સૂર્યનાં અથવા વિજળીનાં રાસાયનિક કિરણો ત્વચા તરફ વધારે રક્ત ખેંચી લાવી કૃત્રિમ સોજો ઉત્પન્ન કરી શકે છે. (૨) પ્રકાશનાં કિરણો ચામડીની આરપાર પણ ઇપ્સિત અસર ઉપજાવી શકે છે. (૩) ત્વચા ઉપરના અગર તો ચામડીની નીચે લગોલગ રહેલા વ્યાધિજન્ય સૂક્ષ્મ જન્તુ જેને અંગ્રેજીમાં માઇક્રોબ્ઝ કહે છે તેનો પ્રકાશનાં કિરણો નાશ કરી શકે છે. આ સુપ્રસિદ્ધ ડૉકટરે વળી વ્યાધિઓના સંબંધમાં સાબિત કરી આપ્યું છે કે લ્યુપસ ( Lupus ) નામનો બહુધા ચહેરાપર થતો ત્વચાના ક્ષયનો રોગ જે ઔષધોપચારથી મટી શકતો જ નથી તે કેંદ્રિત શ્વેત સૂર્યપ્રકાશથી મટાડી શકાય છે. તેવીજ રીતે દ્રદ્રુ અથવા દાદર અને ત્વચાના અન્ય વ્યાધિઓ પણ આવીજ રીતે મટાડી શકાય છે. વળી માંસાર્બુદ કે પાઠાના રોગમાં પણ આ ઉપચારોથી સંતોષકારક પરિણામ પ્રાપ્ત થાય છે.

## ચામડીને બાળી નાંખનાર દવાઓ ( કૉસ્ટિક ) અને સરજનનાં શસ્ત્રો કરતાં સફેદ તડકાની સરસાઈ.

૧. શરીરનો કોઇ ભાગ કપાતો નથી, અને ટીપું પણ લોહી

ગુમાવવું પડતું નથી. શુદ્ધ અગર મલીન કોઈ પણ જાતના લોહીની ધમની કે શિરા ( vein or artery ) માંથી લોહી વહેતું હોય તે વખતે ત્યાં કેન્દ્રિત કરેલો તડકો પાડવાથી રક્તસ્રાવ તત્કાળ બંધ થઇ જાય છે.

૨. માંસાર્બુદ કે પાઠાં સિવાય બીજા રોગોમાં સૂર્યપ્રકાશનો ઉપયોગ કર્યા પછી રૂનાં પેલ, પટી, કે પાટાની જરૂર રહેતી નથી.

૩. સૂર્યનાં કિરણો વિષ રહિત હોવાથી તેમના ઉપયોગથી દવાની માફક ઝેરી અસરો પાછળ રહી જતી નથી.

૪. રૂઝ આવવા માટે પુરતો સમય વ્યતિત થયા પછી ત્યાં ચાઠું કે ગુજ દેખાતી નથી. અને બહુ ગૌરાંગ માણસની પ્રકાશ વડે બાળેલી ત્વચાનો લાલ રંગ ૧ થી ૬ માસની અંદર તદ્દન જતો રહી સ્વાભાવિક વર્ણ આવે છે.

૫. શસ્ત્રક્રિયા અને આ પ્રકાશવડે બાળવાની રીત એ બન્નેનો જેણે અનુભવ લેઇ જોયો હોય છે તેઓ એમ જણાવે છે કે તડકાના ઉપચારથી અર્ધ કરતા પણ ઘણી ઓછી પીડા સહન કરવી પડે છે.

૬. ધંધા, રોજગાર, કે નોકરી ઉપરથી રજા લેવી પડતી નથી.

૭. આ ઉપાય અજમાવતી વખતે દરદીને બેભાન થવાની જરૂર પડતી નથી.

૮. વેદનાહારક કે બેભાની લાવનાર દવાઓનો ક્વચિતજ ઉપયોગ કરવો પડે છે.

૯. પ્રકાશના ઉપચારની ક્રિયા ત્વરિત, ચિરગુણકારી, સરલ, સહજ નિયંત્રિત, અને કુદરતી છે. આ રીતે ઇચ્છાનુસાર ચામડીનું ઝીણું એકજ પડ, અગર તો ઉંડે સુધીનાં ઘણાં પડ, બાળી નાંખી શકાય છે.

૧૦. આ ઉપચાર બિનખર્ચાળ, અને કડાકુટ વગરનો છે. તેને માટે મોટી તૈયારીઓ કરવાની, દવાઓ ઘુંટવાની કે હથીયારો ઘસવાની જરૂર પડતી નથી, પણ જ્યાં જ્યાં સૂર્ય પ્રકાશતો હોય ત્યાં ત્યાં હમેશ આ દૈવી સાધન વિનામુલ્યે પ્રાપ્ત થાય છે.

## પ્રકરણ ૩૬ મું:–વસ્ત્રાભુષણને લગતા વર્ણચિકિત્સા શાસ્ત્રના સિદ્ધાંતો.

રસજ્ઞતા અને પ્રયોજનવાદ (Esthetics and Utilitarianisin) ની દૃષ્ટિએ જોતાં આ વિષય જેટલો અગત્યનો છે તેટલોજ આરોગ્યની દૃષ્ટિએ જોતાં પણ ઉપયોગી છે. કમનસીબે આ વિવિધ દૃષ્ટિ બિંદુએથી કરવામાં આવતા નિર્ણયો કોઈ કોઈ વાર એકબીજાના વિરોધી હોય છે, અને તેવે પ્રસંગે તાત્કાલિક સગવડને અગર પ્રચલિત ફેશનને સૌથી વધારે માન આપવામાં આવે છે એ દિલગીરીની વાત છે. પરંતુ ઉંડા ઉતરીને વિચાર કરવામાં આવે તો કપડાંની બાબતમાં તો ખરી શોભા અગર રસજ્ઞવૃત્તિ અને આરોગ્યશાસ્ત્ર એકસંપીથી દરેક બાબતનો નિર્ણય કેમ ન કરી શકે તે વિષે કોઇ પણ સબળ કારણ જણાતું નથી. મનુષ્યજાતમાં કપડાં પહેરવાનો રિવાજ પ્રથમ ટાઢતડકો અને જંતુઓથી શરીરનું રક્ષણ કરવાના હેતુથી, અગર તો લાજમર્યાદ સાચવવા ખાતર, અથવા શરીરની શોભામાં વધારો કરવા માટે, કે ગમે તે કોઇ અન્ય કારણથી, નિકળ્યો હોય પરંતુ હાલમાં તો દુનિયાના લગભગ દરેક ભાગમાં કપડાં વડે ઉપરના સર્વે હેતુઓ ન્યૂનાધિક અંશે મનુષ્યો પાર પાડે છે. છતાં તેમાં માત્ર

ઢદપારની અને અવિચારી ફેશનથીજ ખામી આવે છે. સુપ્રસિદ્ધ આંગ્લ ગ્રંથકાર કાર્લાઇલ પોતાની અનુકરણાતીત શૈલીમાં "સારટોર રીસાર્ટસ"માં હેર ટ્યૂફેલ્સડ્રૉકની પાસે કપડાની બાબતમાં મનુષ્યો કેટલો અતિરેક કરે છે તે વિષે નીચેના સુંદર શબ્દો ઉચરાવે છેઃ—*

---

* "Strange enough, it strikes me, is this same fact of there being Tailors and Tailored. The horse I ride has his own fi!l; strip him of the girths and flaps and extraneous tags I have fastened round him, and the noble creature is his own sempster and weaver and spinner; nay; his own boot-maker, jeweller, and man-milliner; he bounds free through the valleys, with a perenial rainproof court-suit on his body; wherein warmth and easiness of fit have reached perfection; nay, the graces also have been considered, and fringes, with gay variety of colour, featly appended, and ever in the right place, are not wanting. While O—good Heaven!—have thatched myself over with the dead fleeces of sheep, the bark of vegetables, the entrails of worms, the hides of oxen or seals, the felt of furred beasts; and walk abroad a moving rag-screen, over-heaped with shreds and tatters......Day after day I must thatch myself anew; day after day this despicable thatch must lose some film of its thickness; some film of it, frayed away by wear and bar, must be brushed off into the ashpit, into the laystall; till by degrees the whole has been brushed thither, and I, the dust-making

"દરજીઓ અને દરજીઓની ટાપટીપથી તૈયાર થયેલાં મનુષ્યોથીજ આ દુનિયા ભરાયલી છે, એ વાત મારૂં ખાસ ધ્યાન ખેંચે છે. એથી ઉલટું મારી સ્વારીના ઘોડા ઉપરથી કપડાં, ગાદીઓ, પટા, અને બીજાં બન્ધનો જે મેં તેની ઉપર બાંધ્યાં છે તે છોડી લેઉં તો પછી તે ઉમદા પ્રાણી પોતાનો જ કાંતનાર, વણનાર અને શીવનાર બની રહે છે; એટલુંજ નહિ પણ પોતાનોજ મોચી, સોની કે ઝવેરી અને શણગાર સજાવનાર થઇ ખીણો મેદાનો ઉપર કુદતો સ્વતંત્ર રીતે વિચરે છે; અને ઇશ્વરે તેને બરાબર બંધબેસતો વર્ષાથી રક્ષણ કરનારો, ચિરસ્થાયી ડગલો ( Rainproof coat. ) આપેલો છે તેથી પૂર્ણ સંતોષ અનુભવે છે. કારણ કે તેનાથી ગરમાવો અને સગવડ ઉપરાંત સુંદરતાના સર્વ અંશો પરાકાષ્ટાએ પહોંચેલા હોય છે. એથી ઉલટું હે પ્રભુ ! જ્યારે હું મારી તરફ નજર કરૂં છું ત્યારે ઘેટાના વાળ, વનસ્પતિની છાલ, કીડાના તાર, પ્રાણિઓનાં ચામડાં, કેટલાંક જનાવરની રૂંવાટી, ઇત્યાદિ ઇત્યાદિનાં બનાવેલાં નાનાં મોટાં થીંગડાં વડે મારૂં અંગ ઢાંકીને હું એક ચિથરાના પડદા કે કપડાં ભેરવવાની ચાલતી ઘોડીની માફક જ્યાં ત્યાં ફરૂં છું. દિનપ્રતિદિન ઉપર કહ્યાં તેવાં થીંગડાં મારે નવાં નવાં મેળવવાં કરવાં પડે છે, કારણ કે હરરોજ કે હરઘડી તે ઘસાતાંજ જાય છે અને તેમાંથી થુથા અને

---

patent rag-grinder, get new material to grind down. O subter-brutish! vile! most vile! For have not I too a compact, all-enclosing skin, whiter or dingier? And I a botched mass of tailors' and cobblers' shreds, then; or a tightly articulated, homogeneous little figure, automatic, nay, alive?"

—*Thomas Carlyle.*

કચરો-રજોટી બનેજ જાય છે. આવી રીતે કચરો બનાવનાર અને ચિથરાં ઘસી નાંખનાર પેટન્ટ સંચા રૂપ જે હું તેને જોવું ત્યાં સુધી ઘસી નાંખવા માટે નવાં નવાં ચિંથરાં મળેજ જાય છે. ઓ હો પશુથી પણ અધમતર! લજ્જાસ્કર અને જઘન્યતમ! જ્યારે જાડાં કપડાં અગર તો વધારે કપડાં, ખાસ કરીને કાળા રંગનાં કપડાં, પહેરેલાં હોય છે તો સૂર્યનાં કિરણો તદ્દન અગર મોટે ભાગે શરીરને પહોંચતા પહેલાંજ શોષાઇ જાય છે. તેથી જીવનબલવર્ધક એક પ્રબળ સાધનની શરીરને ખોટ પડે છે. આવી રીતે કપડાંના અધિક ઉપયોગથી બળ અને આરોગ્યને હાનિ પહોંચે છે. એ વાતના વધારે પુરાવામાં એટલું જ યાદ દેવરાવવાની જરૂર છે કે જે મનુષ્યની જાતો અતિ જુજ અગર તદ્દન નહિ જેવાં કપડાં પહેરીનેજ હવા પ્રકાશમાં ફરતી હોય છે તેમનાં શરીરો અધિક દૃઢતર અને નીરોગ હોય છે. સૂર્ય પ્રકાશના શક્તિ, સૌંદર્ય અને બુદ્ધિ વધારવાના ગુણ વિષે ઘણી જાણવાજોગ બાબતો ડૉક્ટર બેબિટે પોતાના ( Philosophy of Cure ) ચિકિત્સા વિષેનું તત્વજ્ઞાન નામના પુસ્તકમાં આપેલી છે.

બોર્નિઓ ટાપુમાં વસતા ડયાક ( Dyaks ) નામના લોકો સાધારણ રીતે માત્ર એકલી લંગોટીજ પહેરીને ફરે છે. તેઓ કોઇ પણ યુરોપિયન કરતાં ચાલવાની કસરતમાં જીતી જાય છે; એટલુંજ નહિ પણ જ્યારે તેનો યુરોપિયન હરીફ સાથે ચાલવામાં થાકી જાય છે ત્યારે તેને પોતાની પીઠપર ઉંચકીને કેટલાક માઇલો સુધી લઈ જઇ શકે છે, અને છતાં જરાએ થાકેલા જણાતા નથી. બંગાલના અખાતમાં આવેલા ટાપુઓમાં વસતા મિંકોપી ( Mincopies ) લોકો અને આંદામાન ટાપુઓના વતનીઓ તો કાંઇ પણ વસ્ત્રો પહેર્યા વગર હંમેશાં દિગંબરજ રહે છે છતાં તેઓ શરીરે ઘણાજ બળવાન હોય છે.

વાંકુવર ટાપુના વતની આહત લોકો (The Ahts of Vancouver's Island) સાધારણ રીતે ઠિંગુજી હોય છે છતાં* તેમના વિષે એમ કહેવાય છે કે જ્યારે તેમાંનો કોઇ માણસ એકાદ ગોરાને પકડે છે તો પછી તે પકડનારના હાથને કાપી નાંખવામાં આવે ત્યારેજ છોડે છે. એક ગોરા આદમીથી બે હાથે પણ ઉચકી ન શકાય તેટલો ભાર એક સાધારણ જેવો દેખાતો દેશી માણસ પોતાની સીધી કરેલી આંગળી વડે સહેલાઇથી ઉંચકી શકે છે. વળી તે કોઇ ચીજ પકડે છે તો એટલા બધા જોરથી પકડે છે કે તેને યંત્રની પકડ કે દબાણનીજ ઉપમા ઘટી શકે. આફ્રિકાના નાગા કાફીર લોકોના બાંધા અદ્દભૂત રીતે વિકાસને પામેલા હોય છે, અને એકીવખતે એક સો ગાઉ સુધી દોડતા જઇ શકે છે, અગર તો પંદર મણ કે તેથી વધારે બોજો માથાપર ઉંચકીને સહેલાઇથી ઘણે દુર લઇ જઇ શકે છે. અરબ લોકો શરીરે ઝીણું સફેદ સુતરાઉ કપડાં પહેરે છે, ને અશ્વ

---

* It is said that "When one of them gets a grip on a white man the latter has no power to remove it except by cutting his tendons. A slight looking native can carry with ease on his extended fingers a weight which a white man scarcely lift. Their power of grasp is more like the grip of a machine than the grasp of a man. The nude Kaffirs of Africa are superbly developed; can run a hundred miles at a stretch; or carry with ease on their head bags weighing six hundred pounds or more. The Arabs, who wear but a thin white fabric, can out-speed a horse, lift enormous weight, and endure herculean toil.

કરતાં પણ અધિક વેગે દોડી શકે છે અને અસાધારણ મોટાં વજનો ઉંચકી શકે છે અને રાક્ષસી પરિશ્રમ સહન કરી શકે છે.

જ્યારે સૂર્યનાં કિરણો સહેલાઇથી વગર અટકાવે શરીરના સંબંધમાં આવી શકે છે ત્યારે શરીરપોષક ક્રિયાઓ બહુ જોરમાં ચાલવા લાગે છે, છતાં રૂધિરપ્રવાહ પણ એવી સતેજ રીતે વહેતો હોય છે કે જરૂર કરતાં વધારે મેદ કે ચરબીનો શરીરના કોઇ પણ ભાગમાં જમાવ થવા પામતો નથી. આવી રીતે અતિમાંસલતા તેમજ અતિકૃશતા એ બંનેનો સૂર્યપ્રકાશ અટકાવ કરે છે અને શરીરને ઘાટિલું તથા બલવાન બનાવે છે. ઠંડા મુલ્કના ગોરા લોકોના જેટલાં કપડાં આપણા ગરમ દેશમાં પહેરવાથી શારીરિક માનસિક બળની ક્ષીણતા અને સામાન્ય અસ્વસ્થતા મળ્યા વગર રહેતી નથી. તેમ છતાં નિયમિત રીતે સૂર્યપ્રકાશનાં સ્નાન લેવાની ટેવ રાખવામાં આવે તો આ નુકસાનો ઘણા પ્રમાણમાં ઓછાં કરી શકાય છે. અંદરની બાજુએ પહેરવાનાં કપડાં સુતરનાં, ઉનનાં કે રેશમનાં હોવાં જોઇએ તે વિષે ઘણોક મતભેદ જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે પ્રકૃતિભેદે કરીને અમુક મનુષ્યોને એક જાતનાં અને બીજાઓને બીજી જાતનાં કપડાં અનુકૂલ આવે છે છતા એટલી વાત તો ચોકસજ છે કે અંદરની બાજુ પહેરવાનાં કપડાં ખુલ્લી ગુંથણીનાં કે ઝીણી જાળીવાળાં હોવાં જોઇએ. સારી જાતનાં કપડાં સુખ, સગવડ, શોભા અને હરવા ફરવાની સમ્પૂર્ણ છુટ આપનાર હોવાં જોઇએ. કપડાંવડે પેટ, છાતી, ગળું કે અન્ય કોઇ પણ ભાગ બહુ દબાવો ન જોઇએ. તેમજ કપડાં વડે શરીરના સર્વ ભાગને ગરમાવા અને વજનનો એક સરખો હિસ્સો મળવો જોઇએ. ગરમ ઋતુમાં કપડાં સફેદ રંગનાંજ પહેરવાં જોઇએ જેથી બહુ બફારો વળતો નથી, શરીરને ઠંડક રહે છે, અને સૂર્યપ્રકા-

શમાં રહેલ પ્રાણબળ શરીરને મળે છે. પરંતુ શિયાળામાં બહારનાં કપડાં કાળા રંગનાં અને તેની અંદરનાં કપડાં સફેદ રંગનાં રાખવાથી શરીરની ગરમી સચવાઇ રહે છે અને બહારથી આવતી ગરમી કાળાં કપડાં ચુસી લેઇ શરીરને ગરમ રાખે છે.

રાતો રંગ પગને માટે બહુ લાભકારક છે. રૂધિરાભિસરણ બહુ મંદ ચાલતું હોય અગર સંધીવા કે નજલાની અસર શરીરમાં રહ્યા કરતી હોય ત્યારે અંદરની બાજુએ પહેરવાનાં કપડાં રાતા રંગનાં રાખવાથી લાભ થાય છે. પરન્તુ જ્ઞાનતંતુ ઉશ્કેરાયલા રહેતા હોય તો લાલ કપડાં વાપરવાં નહિ. ફીક્કાં પડી ગયેલાં અને પાંડુરોગી મનુષ્યોને માટે લાલ કપડાં ગુણકારી છે, પરંતુ માંસલ અને ઉષ્ણપ્રધાન પ્રકૃતિવાળાં મનુષ્યોને માટે લાલ કપડાં હાનિકારક છે. જેનું રક્તાશય સહજમાં ઉશ્કેરાઈ જતું હોય તેણે કદી અંદરની બાજુએ લાલ પહેરણ પહેરવું નહિ.

પીળા રંગનાં પહેરણ અને અંદરના કબજા જ્ઞાનતંતુઓને સતેજ બનાવી બંધકોશ અને પક્ષાઘાતને શમાવે છે. આસમાની રાખોડીઆ રંગનાં અંદરનાં કપડાં પહેરવાથી રતવા અને સોજાવાળા દરદીઓને સુખ થાય છે. ટોપી અને પાઘડીમાં અસ્તર કે ઓતાનું આસ્માની રંગનું રાખવું એ સારૂં છે.

પ્રત્યેક રંગ પોતાના વિરોધી અથવા અનુપૂરક રંગને બહાર ખેંચી લાવે છે, એ નિયમને અનુસરીને રસજ્ઞતાની દષ્ટિએ પિંગલાંગીઓએ જાંબલી રંગનાં કપડાં પહેરવાં ન જોઇએ કારણ કે તેથી પીળો રંગ કે પિત્ત ઉપર તરી આવે છે. પરન્તુ દેખાવમાં તો પિંગલાંગીને કાળાશ પડતા ઘેરા રંગનાં કપડાંજ વધારે શોભે છે. પોતાની જોડમાં રહેલા રંગોને સફેદ ખીલવે છે, અને કાળો છાયામાં નાંખે છે. જો

ચેહરો બહુ લાલ રહેતો હોય અને તેથી સૌંદર્યમાં ખામી આવતી હોય તો લાલ નેકટાઈ કે ગલપટો પહેરવાથી તેની ચકચકીત લાલાશને લીધે ચેહરાની લાલાશ બહુ ધ્યાન ખેંચશે નહિ. એથી ઉલટું ફીક્કા કે પિંડરોગીના જેવા ચેહરાવાળા મનુષ્યે લીલા રંગનો ઉપયોગ કરવો જોઇએ. એટલે વિરોધી કે અનુપૂરક સિદ્ધાન્તને અનુસરી જણાતી ખોટ પુરાઇ રહેશે.

ઘણાં વરસો પૂર્વે ફ્રેંકલિન નામના શોધકે જુદા જુદા રંગનાં કપડાં પ્રકાશની મારફત આવતી શક્તિ ગ્રહણ કરી લેવાનો ગુણ કેટલા પ્રમાણમાં ધરાવે છે તે નક્કી કરવા માટે એકજ જાતનાં પણ જુદા જુદા રંગનાં કપડાં નીચે બરફના એક સરખા કટકા મુકી જોતાં જણાયું હતું કે કાળો રંગ વધારેમાં વધારે ગરમી ચુસી લેવાનો અને વહન કરવાનો ગુણ ધરાવે છે. તેથી કરીને ઠંડી ઋતુઓમાં કાળા રંગનાં કપડાં વધારે અનુકૂલ આવે છે. પરંતુ હમેશાં કાળાંજ કપડાં પહેર્યા કરવાથી ત્વચા નિસ્તેજ અને કરમાઇ ગયેલી જણાય છે. રાતા રંગનાં મોજાં પહેરવાથી જેના પગ ઠંડા રહેતા હોય તેને ગુણકારક નિવડે છે. કરોડરજ્જુમાં ને શરીરના અન્ય કોઇ અવયવમાં બહુ ગરમી વધી ગઈ હોય તો ચામડીને અડકે તેવી રીતે પીળું કપડું, અગર આસમાની પ્રકાશમાં કેટલોક વખત રાખેલો વાદળી રંગનો કાગળ, કપડાની અંદર શીવી લેઈ પહેરવો જોઇએ.

"માણસના શરીરમાં રૂપ તન્માત્રા એટલે આંખ છે. એ રૂપ તન્માત્રા અગ્નિતત્વનું કાર્ય છે. તે અગ્નિતત્વને શાંત રાખવા આંખમાં ભુરા રંગનો સુરમો કે કાળા રંગનું કાજળ આંજીએ છીએ. તે સુરમો કે કાજળને આંખ ગ્રહણ કરતી નથી, પરંતુ આંખની પાંપણમાં તે વળગી રહે છે. તે પાંપણમાંથી સૂર્યનાં કિરણો રંગવાળાં થઇને આંખ-

માં પ્રવેશ કરે છે, તેથી આંખમાં ઠંડક રહે છે એટલુજ નહિ, પણ ઘણા રોગો મટે છે. એ વિદ્યા આ દેશની સાધારણ સ્ત્રીઓ પણ જાણે છે અને આંખમાં કાજળ આંજવું એ એક પોતાનો ધર્મ સમજે છે. તેથી મોટા મરણાદિ શોકના સમયમાં કાળાં અથવા ગળીનાં રંગેલાં કપડાં પહેરવાની સાધારણ રૂઢી છે. કારણ કે ઘણા શોકથી મગજ ઉપર ભારે અસર થતી વખતે માણસને ઉન્માદ થઈ જાય છે, તેથી કાળા અથવા વાદળી રંગનાં કપડાં પહેરવાથી મગજ અને શરીરને ઠંડક રહે છે. ઠંડકથી મગજ બગડતું નથી અને મન શાંત થાય છે જેથી લોહી ઉકળતું નથી. તેવીજ રીતે શીતળાની મોસમમાં શીતળાના દરદીની આસપાસ અને બારણે કે બારીયે લીમડાનાં પાત્રાંનો ઉપયોગ કરવામાં આવે છે, અને તેનાં તોરણ બાંધવાં કે લીમડાની ડાળીથી શીતળાને પવન નાંખવો એ એક ફરજીઆત મનાયલું છે; પણ ખરી વાત એવી છે કે, શીતળાને વૈદકશાસ્ત્રમાં "મસુરીકા" નામનો રોગ લખેલો છે. મસુરીકા પણ એક જાતનો વિસ્ફોટક છે અને વિસ્ફોટકને લીલો રંગ ઘણી ઝડપથી શાંત કરે છે, એવા હેતુથીજ લીમડાનાં પાત્રાં રૂઢીરૂપ ફરજીઆત થઈ પડયાં છે. વળી વસંત ઋતુમાં પીળાં કપડાં પેહેરવાનો ઘણે સ્થળે ચાલ છે, વર્ષા ઋતુમાં કસુંબી રંગ વધારે વપરાય છે, અને શીયાળાની ટાઢમાં રાતાં ગોદડાં તળાઈ વાપરવાથી અને રાતી શાલ ઓઢવાથી ગરમાવો શરીરમાં રહે છે. આવી રીતના ઘણા દાખલા વિચાર કરતાં જણાઈ આવે છે. મતલબ કહેવાની એટલીજ છે કે રંગ-રસાયનવિદ્યામાં આપણા લોકો દેશ, કાળ, ઋતુ, પ્રકૃતિ, વાતાવરણ વગેરેને અનુસરતા અનેક વિચારો કરી આહારમાં, વિહારમાં, ખાનમાં, પાનમાં, પહેરવામાં, ઓઢવામાં, સુવામાં અને ઘર બાંધવામાં કે રહેવામાં પોતાની પ્રકૃતિને કયાં કિરણો માફક છે, અને કેવા આહારનાં

તથા વિહારનાં ઉપકિરણો રાખવાથી જેવાં જોઇએ તેવાં કિરણો મળશે કે આરોગ્ય રહેવાશે, તેનો વિચાર કરતા હતા અને તે પ્રમાણે વર્તતા હતા. તેનો દુરૂપયોગ થવાથી આજે આર્યો ઈન્ડીયન અથવા હીંદુ પદને પામ્યા છે. પરદેશીઓ જ્યારે એક લાખ ઘોડાના વેગવાળા ઇંજીનથી ઉંચે ચઢે છે ત્યારે આપણે તેટલાજ બળથી બલકે તેથી અધિક બળથી નીચેના નીચેજ ચાલ્યા જઇએ છીએ ! ! ! અને એવી અધોગતિમાં પોતાનું ભાન ભૂલી પારકાનું જોઇ આશ્ચર્ય પામીએ એમાં કાંઇ નવાઇ નથી."

## પ્રકરણ ૩૭ મું:—નિવાસસ્થાનને લગતા વર્ણચિકિત્સાશાસ્ત્રના સિદ્ધાન્તો.

સર્વ સુધરેલા દેશોના ઉન્નતિના જમાનાઓમાં શિલ્પશાસ્ત્રીઓ પોતાના કલાપ્રદર્શનમાં રંગને યોગ્ય સ્થાન આપતા હતા. ભારતવર્ષમાં પણ પૂર્વે તેમજ હતું. પરંતુ અફસોસની વાત છે કે હાલમાં તેમ થતું જોવામાં આવતું નથી. વર્તમાન કાળમાં જાપાનદેશ પોતાની અતિ ત્વરિત ઉન્નતિથી સભ્ય જગતનું ધ્યાન આકર્ષી રહ્યો છે. તે દેશમાં જનાર દરેક મુસાફર ત્યાંના અંદર અને બહારથી સુંદર બનાવવાના અપૂર્વ શોખ, કુશળતા અને રસજ્ઞતાથી આશ્ચર્યચકિત થઇ જાય છે. નિવાસસ્થાનોમાં ઘટતા રંગ અને પુરતા પ્રકાશની વ્યવસ્થા રાખવાથી આરોગ્ય અને આનંદમાં અતિ અભિવૃદ્ધિ થાય છે.

આપણા દેશમાં પહેલાં દરેક ઘરની વચમાં ચોક અને બની શકે તો ઘરની આગળ કે પાછળ વાડો યા વાડી રાખવાનો રિવાજ હતો, તે ગમે તે કારણોથી હાલમાં નાશ પામવા લાગ્યો છે એ અતિ

શોચનીય છે. બની શકે ત્યાં સુધી ઘર પૂર્વ પશ્ચિમ મુખવાળું બાંધવું જોઇએ અને ઘરનો કોઈ પણ ઓરડો એવો ન જોઇએ કે જેમાં થોડો વખત પણ સૂર્યનાં કિરણ દાખલ થઈ શકતાં ન હોય. બારીઓ પણ જેમ બને તેમ વધારે સંખ્યામાં અને મોટા કદની મુકવી જોઇએ. જો કોઇ ઓરડામાં જરૂર કરતાં જ્યાદે તડકો આવતો હોય તો પડદા વડે સહેલાઇથી તેનો અટકાવ થઇ શકે છે; પરંતુ યોગ્ય બારી બારણાંને અભાવે પડતી સૂર્યપ્રકાશની ખોટ અન્ય કોઇપણ રીતે પૂરી પાડી શકાતી નથી. પાશ્ચુર નામના એક ફ્રેન્ચ વિજ્ઞાનવિદે સિદ્ધ કરી બતાવ્યું છે કે જેમાં તડકો દાખલ થઇ શકતો નહોય તેવા ઓરડાઓ રોગજનક સૂક્ષ્મ જન્તુઓથી ભરાઈ જાય છે. તેવીજ રીતે જાહેર દવાખાનાં કે હોસ્પિતાલોમાં પણ માલૂમ પડ્યું છે કે બરાબર હવા ઉજાસવાળા ઓરડાઓમાં રાખવામાં આવતા દરદીઓ વધારે પ્રમાણમાં સાજા થાય છે. હવા અને પ્રકાશની ખૂબ અવરજવરવાળાં મકાનોમાં નિવાસ કરવાથી આયુષ્ય, ઉત્સાહ અને આનંદની વૃદ્ધિ થાય છે. ઇંગ્રેજીમાં એક કહેવત છે કે (Where the sun does not enter the doctor does.) " જ્યાં સૂર્યનો પ્રકાશ દાખલ થઇ શકતો નથી ત્યાં વૈદ્ય ડાક્તરોને વારે ઘડીએ જવું પડે છે." એટલે કે તેવાં સ્થાનોમાં રહેનાર મનુષ્યો માંદાં પડી વૈદ્ય ડાકટરની તેમને વારે ઘડીએ જરૂર પડે છે.

મકાનની બારીઓ ઉપર અને નીચેથી સીધી રાખવાને બદલે ઢળતી એટલે કે અંદરની બાજુએ વધારે પહોળી થતી રાખવી જોઇએ કે જેથી પ્રકાશ વધારે પ્રમાણમાં અને વધારે વખત સુધી મકાનમાં આવી શકશે. રોમન લોકો પોતાનાં મકાનોને મથાળે સૌર્યાવાસ અથવા સૂર્યસ્નાન સારી રીતે લઈ શકાય તેવી ગોઠવણ રાખતા હતા. આપણા

દેશમાં પણ મકાનની ઉપર છાપરાને બદલે અગાસી કે ધાબાં રાખવાનો રિવાજ હતો તે બહુ પસંદ કરવા જેવો હતો. છાપરાં કરવાથી મકાનની ઉપરનો બહુ ઉપયોગી ભાગ ઉપયોગમાં લેવાયા વગરનોજ રહે છે.

હાલમાં મકાનોને અંદર કે બહારથી રંગતી વખત કોઈ પણ શાસ્ત્રીય સિદ્ધાન્તને અનુસરવામાં આવતું નથી, તેથી શોભા કે લાભને બદલે ઉલટુંજ પરિણામ આવે છે. સાધારણ રીતે જો ઘરના મુખ્ય ભાગને બહારથી ખુલતા પીળા-રાખોડીઆ રંગે રંગવામાં આવે તો તેમાંથી બહાર નીકળી આવતા નક્શીદાર ગોખ, વરંડા વગેરેને વધારે ઘેરાશ પડતા પીળા રાખોડીઆ રંગના અથવા જાંબલી રાખોડીઆ રંગના કરવાથી ચિત્તાકર્ષક દેખાશે. ઘરની આસપાસ લીલાં ઝાડ કે વેલીઓ હોય તો તેવા ઘરને ખુલતા રક્ત-રાખોડીઆ રંગે રંગવું જોઇએ. સાધારણ રીતે ઘરને રંગવા માટે રાખોડીઆ કે બદામી રંગની કોઈ એક જાતની પસંદગી કરવી એ સારૂં છે. ઘરની અંદરના સુવાના બેસવાના ઓરડાઓનો રંગ તેમાં રહેનાર મનુષ્યોની પ્રકૃતિને અનુકૂલ હોવો જોઇએ. દાખલા તરીકે જ્ઞાનતન્તુના ક્ષોભ કે ઉશ્કેરાયલી સ્થિતિ જેમની પ્રકૃતિની હોય તેવાં કુટુંબોને રહેવાના ઓરડાની ભીંતો વાદળી અગર જાંબલી કે નીલલોહિત રંગની બનાવવી જોઇએ. એથી ઉલટું જેમનાં શરીરોમાં રૂધિરાભિસરણ મંદ રીતે ચાલતું હોય, જેઓ બહુધા ઉદાસીન રહ્યા કરતાં હોય, તેઓને વસવાના ઓરડા ગુલાબી અગર રતાશ પડતા અથવા રક્ત નારંગી રંગે રંગવા જોઇએ. વળી જેઓને પક્ષાઘાત કે લકવાની બીમારી થવાનો સંભવ હોય, અથવા જેઓ પોતાના જ્ઞાનતન્તુઓને ઉત્તેજવાની ઇચ્છા રાખતા હોય, તેઓએ પીળા કે પીળાશ પડતા નારંગી કે પાંડુ વર્ણે પોતાના ઓરડા રંગવા જોઇએ. ઉષ્ણ પ્રદેશોમાં પીળા અગર નારંગી રંગને લીધે નાજુક

પ્રકૃતિનાં મનુષ્યો અગર બાળકોને બેચેની જણાતી હોય તો તેવા ઓરડામાં આસમાની રંગનો બારીનો પોણો ભાગ રોકે તેવડો કાચ બારીમાં લટકાવવાથી આખા ઓરડામાં શાન્તિપ્રદ અસર પથરાય છે. આસમાની રંગનો ગાલીચો કે શેતરંજ જમીનપર પાથરવાથી અગર તેવા રંગના કાગળો ભીંતપર ચોડવાથી પણ તેવોજ લાભ થાય છે.

તેવીજ રીતે ઘર બાંધતી વખત સુવાના ઓરડાઓની બનાવટ એવી રીતની રાખવી કે જેથી હમેશાં દક્ષિણ અગર પશ્ચિમ દિશા તરફજ માથું રાખીને સુવાની સગવડ હોય. તેવીજ રીતે દિવસે કામ (ખાસ કરીને માનસિક પરિશ્રમ) કરતી વખતે પણ પૂર્વ અગર ઉત્તરાભિ મુખે બેસવાની ગોઠવણ રાખવી જોઇએ. આમ કરવાથી પૃથ્વીના વિદ્યુન્મય અને ચુંબકીય પ્રવાહો તથા પૃથ્વીની પોતાની ધરી ઉપરની હમેશની ગતિ એ સર્વેને લીધે થતી એકત્ર અસરો શાન્તિદાયક અને આરોગ્ય-બલ-વર્ધક નિવડે છે બહુ તંદુરસ્ત અગર બલિષ્ટ મનુષ્યોને આ નિયમોની ઉપેક્ષા કરવાથી કાંઇ દેખીતી હાનિ થયેલી જણાતી નથી. પરંતુ જેઓની પ્રકૃતિ નાજુક અને લાગણીવાળી હોય, અગર જેઓને મગજનું કામ અધિક કરવાનું હોય, તેમને ઉપર લખેલા નિયમો પાળવાની ખાસ જરૂર રહે છે. બૅરન રાઇકનબાક (Baron Reichenbach) એમણે વૈજ્ઞાનિક શોધોને આધારે નક્કી કરી બતાવ્યું છે કે સુવા બેસવાના ઉપર લખેલા નિયમોના ઉલ્લંઘનથી દરદીઓને આપવામાં આવતાં ઔષધોનો ઘણીવાર બરાબર થઇ શકતો નથી.

# પ્રકરણ ૩૮ મું:-ચિત્તભ્રમ કે ઉન્માદ અને વર્ણચિકિત્સાશાસ્ત્ર.

ડૉક્ટર ઇ. એમ. હેલ, એમ. ડી. ( Dr. Hale ) એમણે કેટલાંક વર્ષો પૂર્વે ચિકાગો ટ્રિબ્યુન નામના વર્તમાનપત્રમાં એક લેખ લખ્યો હતો જેમાં નીચેની બીના પણ જણાવેલી હતી:—ફ્રાન્સદેશના એક ઉન્માદારોગ્યભવન ( ગાંડાની હૉસ્પિતાલ ) માં જુદા જુદા રંગનાં પ્રકાશનાં કિરણોની અસર તપાસી જોવામાં આવી હતી, જે ઘણીજ અગત્યની અને ધ્યાન ખેંચનારી હતી. રાતો પ્રકાશ ક્ષોભક અને ધ્યાન ખેંચનારી હતી. રાતો પ્રકાશ ક્ષોભક અને ઉત્તેજક છે એવી જનસમાજની માન્યતા વાસ્તવિક છે, એવું સાબીત કરનારાં પરિણામો નોંધવામાં આવ્યા હતાં. જ્યારે તોફાની અને ઉન્મત્ત દરદીઓને રાતા પ્રકાશવાળા ઓરડામાં દાખલ કરવામાં આવ્યા ત્યારે તેઓનું તોફાન અને ઉન્માદ ઘણાં વધી ગયાં હતાં. આજ દરદીઓને જ્યારે વાદળી પ્રકાશવાળા ઓરડામાં લઇ જવામાં આવ્યા ત્યારે તેઓ શાંત મૌન બન્યા હતા. વળી એવું પણ જણાવવામાં આવ્યું છે કે એક ગાંડી સ્ત્રી જેનાં બકવાદ અને તોફાન રાતા રંગથી વધી જતાં હતાં તેને આસમાની ઓરડામાં લઇ જવામાં આવી ત્યારે તે તરતજ બોલી ઉઠી હતી કે " અહો ! આ કેવો શાન્તિ અને સુખદાયક ઓરડો છે !" અને આમ કહ્યા પછી એકલી પડતાં થોડીજવારમાં તે શાન્ત પ્રગાઢ નિદ્રામાં પડી ગઇ હતી.

આવી આવી સત્ય વાતોએ સાબીત કરી બતાવ્યું છે કે સપ્તવર્ણના એકીકરણ રૂપ શ્વેત પ્રકાશજ નહિ પણ તેના કેટલાક અંશો પણ મગજ અને મન ઉપર પ્રબળ અસર ઉપજાવે છે, અને તેથી ઉન્માદ

અને ગાંડપણુ કે ચિત્તભ્રમના અન્ય ઉપચારોમાં વર્ણોપચારને પણ અગત્યનું સ્થાન મળવું જોઇએ.

હાલમાં તો ચિત્તભ્રમ અને માનસિક વિકારોનાં કારણો પૂર્વજો તરફના વારસામાં અગર જન્મ પછી થતી હાનિકારક અસરોમાં શોધવામાં આવે છે. જન્મ પછીની અસરો જેને ઇંગ્રેજી વૈદ્યકીય પરિભાષામાં Stresses એટલે પ્રતિકૂલ દબાણ કહેવામાં આવે છે તે ચાર પ્રકારની–૧ સીધી, ૨ આડકતરી, ૩ અંદરની અને ૪ બહારની–હોય છે. ડૉક્ટર મર્સીઅર (Dr. Mercier) એમણે આ બધી અસરોનું વર્ગીકરણ કરતાં સીધી અસરો નીચે પ્રમાણે ગણાવી છે. માથા ઉપર તમાચા મુક્કી કે બીજા કોઈ પ્રકારનો આઘાત, મગજનો સોજો, ખોપરીના અનમ્યખાનામાં લોહીનું આવીને ભરાવું, કોઇ નવી ગ્રંથિ બંધાઇને તેનું મગજ ઉપર દબાણ થવું, ઇત્યાદિ ઇત્યાદિ. આડકતરી અંદરની અસરોમાં યૌવન, સગર્ભાવસ્થા, જઠરનું ક્ષત, ક્ષયરોગ વગેરેનો સમાવેશ થાય છે. તેવીજ રીતે બહારની પ્રતિકૂલ અસરો તરીકે કૌટુંબિક કે આર્થિક વિપત્તિઓ, ઉંડી ફિકરચિન્તાઓ, અને અન્ય આધિદૈવિક કે આધ્યાત્મિક કલેશોને ગણાવવામાં આવે છે. એ ઉપરાંત વળી શારીરિક માનસિક વિકાસની અપૂર્ણતાને લીધે પણ મનની નબળાઇ, અક્ષમતા, બુદ્ધિની જડતા, અગર તો વિકાર ને વિપથગામીપણા અને અવનતિ વગેરે સ્વરૂપે પ્રથમ દેખાવ દે છે; અને પછી ઉન્માદાલયોમાં ઉન્માદ, વિષાદ, ચિત્તભ્રમ અને બુદ્ધિનાશ તરીકે પૂર્ણ સ્વરૂપે પ્રકટે છે. ગાંડપણનું સૌથી વધારે બલવાન કારણ પૂર્વજ તરફનો વારસો ગણવામાં આવે છે, અને તેનાથી બીજે નંબરે દારૂ અને અન્ય માદક વ્યસનો આવે છે.

ગાંડપણથી પીડાતા દરદીઓમાંથી ઘણા મોટા ભાગને અન્ન

પચન અને શરીરપોષણ સંબંધી અનેક પ્રકારની ખામીઓ કે વિકારો થયેલાં હોય છે, અને તેથી તેઓ ફીક્કાં અને લોહી વગરનાં હોય છે. આવાં મનુષ્યોને જો લાભ થવાનો કાંઈ પણ સંભવ હોય તો તે આતપસ્નાન (સૂર્યસ્નાન), સારો ખોરાક, પસંદ પડે તેવો ઉદ્યોગ અને આનન્દવર્દ્ધક પરિસ્થિતિ ઇત્યાદિ વડેજ છે. તેજ પ્રમાણે અતત્વાભિનિવેશ કે બહુવ્યાપી ઘેલછા (General paresis) વાળાં દરદીઓનો જ્ઞાનતન્તુવ્યુહનો સાર્વત્રિક ક્ષય કે નાશ થતો જો કોઇ રીતે અટકી શકે તેમ હોય તો તે માત્ર આતપસ્નાન (Solar bath) વડેજ છે. કારણ કે શરીરસ્થ જીવનાવશ્યક જ્ઞાનતન્તુનાં કેન્દ્રને પહોંચવાની અને સુધારવાની અદ્‌ભુત શક્તિ તેમાં રહેલી છે, અને તેથી તેના ઉપયોગ વડે પ્રકૃતિ સુધરવાની વધારેમાં વધારે આશા રાખી શકાય છે. અલબત્ત, કોઈ ગ્રન્થિના મગજ પરના દબાણને લીધે અગર મગજમાં કોઇ પ્રકારના આઘાત કે ક્ષતિને લીધે ઘેલછા પરિણમી હોય તો શસ્ત્રક્રિયા વડે અધિક લાભ થવાનો સંભવ રહે છે.

ડીમેંશીયા અથવા બુદ્ધિનાશ જેના સ્વરૂપ વિષે એક લેખક લખે છે કે:-"Dementia is marked by a mental enfeeblement; the dement is stupid, apathetic, helpless. મગજનું પોચું પડી જવું એ આ રોગનું ખાસ ધ્યાન ખેંચનારૂં લક્ષણ હોય છે; આવો રોગી મૂઢ, વિરક્ત અને નિરાધાર હોય છે." આ રોગમાં પણ આખા શરીરે આતપસ્નાન આપતી વખતે કપાળ ઉપર પીળો પ્રકાશ પાડવો જોઇએ કે જેથી બુદ્ધિનો નાશ થતો અટકશે અને મગજ સતેજ બનશે.

મગજની વિવિધ શક્તિઓને જાગૃત કરવાનો સૂર્યપ્રકાશનો સાક્ષાત્ ગુણ બરાબર લોકોના જાણવામાં હોય એમ જણાતું નથી.

પરંતુ આર્ય ઋષિઓ અતિ પ્રાચીન કાળથી આ વાત જાણતા હતા તેનાં અનેક પ્રમાણોમાં એક પ્રમાણ એ છે કે, સૂર્યની ઉપાસનામાં વપરાતા ગાયત્રી મંત્રમાં પણ **धी महि धीयो योनः प्रचोदयात्।** એટલે અમારી બુદ્ધિને સતેજ બનાવી સદ્‌માર્ગે પ્રેરે એવી પ્રાર્થના પ્રતિદિન ત્રિકાળ કરવામાં આવે છે. આવા ઉત્તમ નિર્દોષ સાધન (પ્રકાશ) ને બદલે મધ અને દારૂ જેવા, અન્ય રીતે અતિ હાનિકારક, માદક, પદાર્થોનો ઉપયોગ બુદ્ધિ અને કલ્પનાના અસ્વાભાવિક ઉત્તેજનાર્થે કરવો એ ઘણુંજ નિંદ્ય છે. સ્વીટઝરલૅન્ડમાં આવેલી કેટલીક ઊંડી ખીણોના પ્રદેશમાં વસતા લોકોને સૂર્યપ્રકાશ ભાગ્યેજ મળે છે તેને લીધે ગાંડપણ કે ઉન્માદનું પ્રમાણ બહુ ચોંકાવે તેટલું વધારે હોય છે. ત્યાંના વતનીઓમાંથી ઘણાક તો મૂગાં, બહેરાં, આંધળાં, અષ્ટાવક્ર અને અન્ય ખોડખાંપણવાળાં હોય છે. એથી ઉલટું હિન્દુસ્તાન, ઇજીપ્ત, પેલેસ્ટાઇન, સીરીઆ, અલજીરીઆ, મરોક્કો વગેરે સૂર્યપ્રકાશ સારી રીતે મેળવનાર દેશોમાં વસતા લોકોની બુદ્ધિ પ્રમાણમાં ઘણીજ વધારે તીવ્ર અને સતેજ હોય છે એમ એક જાણીતા ગ્રન્થકારના નીચેના શબ્દો ઉપરથી જોઈ શકાશે: "The sun-exposed Hindu children take an educational course in two years less time than in England". Dr. Simms reports that "the children of the Arab families in Egypt, Palestine, Syria, Algeria and Morocco learn twice as rapidly as white children of the same age......One class of twelve Arab boys of ten to thirteen years, taught by an American teacher in Cairo, in four years had learned four languages, and could translate

verses from Arabic to French, from French to German, and from German to English, and then to Arabic, as rapidly as an American boy of ten or twelve can real in English. Not one of these boys knew a letter of any language four years before. I also gave them one of the knottiest theorems of Euclid, which they worked out with skill and swiftness".

મેલેન્કોલીઆ (ઉદાસીનતા યુક્ત ગાંડછા)માં માનસિક શક્તિઓ બહુ મંદ પડી ગઇ હોય છે. આ રોગવાળો દર્દી જડ, નિષ્ક્રિય, નિરૂત્સાહી, કામ કરવાને અશક્ત અને પોતાનાં દુઃખોના વિચારમાં ડુબેલો હોય છે. ઘણીવાર આમાંથી ઘેનયુક્ત ઘેલછા પરિણમે છે. આવા દર્દીને ઘણીવાર એવો ભ્રમ કે વહેમ પેશી જાય છે કે તેની આસપાસનાં લોકો તેનાપર જાણી જોઇને જુલમ ગુજારે છે. આગળ આપણે જોઇ ગયા છીએ કે એવી જાતનાં ઉષ્ણ કિરણો સ્ફૂર્તિ લાવનાર, ચેતનાપ્રેરક અને જીવનવર્ધક હોય છે. તેથી આવા રોગીના ઉપર લાલ, નારંગી અને પીળા રંગની સારી અસર થવી જોઇએ એ દેખીતું છે. રાતાં કિરણો વિશુદ્ધ લોહીને ચંચલ બનાવી નસો ને સ્નાયુઓમાં આનન્દ અને વેગપૂર્વક વહેવરાવે છે; અને તેથી હૃદય તરફથી ઉંચે આવેલા આવા ઉષ્ણ વિશુદ્ધ રક્તવડે મગજ પણ પોષાય છે. પીળો રંગ જે સર્વ ઉષ્ણરંગોમાં ઘણોજ ચંચલ છે તે શરીરના અણુઓ અને રેષાઓમાં ઉંડો ઉતરી જ્ઞાનતંતુઓનાં કેન્દ્રોને આંદોલિત કરી નવીન જાગૃતિ આપે છે. આવા દર્દીઓને ખોરાક ઉપર રૂચિ બહુજ ઓછી હોય છે, રૂધિરાભિસરણ ખામીવાળું હોય છે, હાથપગ ઠંડા અને

આસમાની રંગના હોય છે, શરીરની રસોત્પાદક ક્રિયા મંદ પડી ગઈ હોય છે, અને અન્ય જીવનાવશ્યક ક્રિયાઓ દોષયુક્ત બનેલી હોય છે; તેમજ નાડી મંદ અને નબળી ચાલતી હોય છે. આ સર્વે લક્ષણો ઉપર લખેલા રંગોનાં કિરણોથી દૂર થાય એ દેખીતું છે. સાધારણ નિયમ તરીકે રાતા રંગનાં (અગર કોઈ દાખલામાં બેજની–જાંબલી રંગનાં) કિરણો દર્દીના ઉપર પાડવાં, અને પીળા રંગનું પાણી તેને પીવા આપવું, એ વધારે ઠીક થઇ પડે છે.

મૅનિઆ (ઉન્માદ અથવા તોફાની ગાંડપણ) ના રોગીઓ ઉશ્કેરાયેલા, અજંપાવાળા, વાચાલ, અને ઉત્સાહી હોય છે. આવા રોગીઓ ઘણુંજ ચીડાઉ અને ક્રોધી હોય છે. કલ્પિત વ્યક્તિઓ સાથે, અગર તો પોતાની આસપાસના મનુષ્યો સાથે, વિનાકારણ અથવા સહજ નિમિત્ત મળતાં તેઓ ચીડાઇને મહા ભયંકર ક્રોધમાં આવી જાય છે અને મોટી ચીસો, બૂમો, ગર્જના, ધમપછાડા, ભાંગફોડ, અને મારફાડ કરી મુકે છે. પ્રસંગે પ્રસંગે નાશ અને નુક્સાન કરવાની અવિચારી તીવ્ર ઇચ્છા તેમને થઇ આવે છે, અને અન્ય સાધન પ્રાપ્ત ન હોય ત્યારે પોતાનાં પહેરેલાં કપડાં ચીરીને ટુકડે ટુકડા કરી નાંખે છે. આવા રોગમાં સર્વે લક્ષણો ઠંડા, શાન્તિદાયક ગુણવાળાં ઘેરા આસમાની અને લીલાં કિરણો વાપરવાનું સરસ છે. આવા દર્દીને છાપરા અને બારીમાં આસમાની કાચવાળા, અને દીવાલો તથા જમીન આસમાની રંગે રંગેલી હોય તેવા, ઓરડામાં રાખવાથી બહુજ લાભ જલદી જોવામાં આવે છે. પં. જ્વાલાપ્રસાદ આ સંબંધમાં લખે છે કે "આસમાની કિરણો એટલા થોડા વખતમાં ફાયદો કરે છે કે કેટલીક્વાર અદ્ભુત ચમત્કાર રૂપજ જણાય. મેરઠની એક ઉન્માદરોગી સ્ત્રીના ચહેરા ઉપર આસમાની રંગનો પ્રકાશ જોરમાં ફેંકવાથી માત્ર

એક મિનિટ કરતાં પણ ઓછા વખતમાં તે તદ્દન સાજી થઇ ગઈ હતી." આસમાની પ્રકાશ અને આસમાની પાણી જ્વર અને સોજા સર્વ પ્રકારનાં મટાડે છે. તે ઉપરાંત આંખની મારફત મગજ ઉપર પણ સબળ અસર ઉપજાવે છે, તેમજ શરીરની આસપાસ વાતાવરણની માફક અદૃશ્ય રીતે રહેલા ઓજસપિંડ (ઓરા) ઉપર પણ સબળ અસર નિપજાવે છે. એ સર્વ ઉપરથી સમજી શકાશે કે ગમે તેવા તોફાની ચિત્તભ્રમ વાયુવાળા દર્દીને આસમાની રંગ કેવો લાભકારક નિવડવો જોઇએ.

ઇટાલી દેશમાં એલેકૂઝન્ડ્રિઆ, પીડમાન્ટમાં આવેલા એક ઉન્માદારોગ્યભવન (ગાંડાની ઇસ્પીતાલ) ના મુખ્યાધિષ્ઠાતા અને વ્યવસ્થાપક ડૉ. પૉન્ઝા (Dr. Ponza) એ રોમના એક ધર્મગુરૂ ફાધર સેકી (Father Secchi) ની સૂચના પ્રમાણે એક ઓરડો આસમાની રંગનો અને બીજો ઓરડો લાલ રંગનો એવી રીતે બનાવ્યો કે જેમાં આખો વખત જોઇએ તેટલો પ્રકાશ આવ્યા કરે તેવી રંગીન કાચની બારીઓ ચોપાસ મુકેલી હતી, અને દીવાલો તથા જમીન વગેરે સર્વ એકજ રંગથી રંગેલી હતી. દિવસે સૂર્યપ્રકાશ અને રાત્રે વિજળીના પ્રકાશનો ઉપયોગ કરવામાં આવતો હતો. વિષાદ વાયુવાળા એક દર્દીને આવા રાતા ઓરડામાં ફક્ત ત્રણ કલાકજ રાખવાથી તે આનંદી અને મળતાવડા સ્વભાવનો બની ગયો હતો. તેવીજ રીતે બીજો એક ગાંડો માણુસ જે હંમેશા ખોરાક લેવાની ચોકૂખી ના પાડયા કરતો હતો, તેને ચોવીસ કલાક આ લાલ ઓરડામાં રાખવાથી તેણે પોતાની મેળે ખાવાનું માગ્યું હતું. વળી એક ઉન્માદરોગી જે અતિશય તોફાન કરતો હતો અને હાથપગ બાંધી રાખવા છતાં પણ કબજે રહેતો નહોતો તેને આસમાની ઓરડામાં એક કલાક

રાખ્યા પછી તે ઘણોજ શાન્ત બની ગયેલો જણાયો હતો. આસ્માની પ્રકાશની અસર ખાસ કરીને ઑપ્ટિક નર્વ્ડ ( આંખના મુખ્ય જ્ઞાનતંતુ ) ઉપર બહુ પ્રબળ રીતે થાય છે, તેથી તેવા પ્રકાશથી કેટલાકોને બેચેની અને દબાણની લાગણી જણાય છે. બીજા એક દર્દીને આખી રાત જામલી રંગના ઓરડામાં રાખવામાં આવ્યો હતો તેથી સવારમાં તેણે ડૉ. પૉન્ઝાને વિનંતી કરી કે હું તદ્દન સાજો થઇ ગયો માટે ઘેર જવા મને રજા આપો. અને ખરેખર તેને જવા દેવામાં આવ્યો હતો અને હજુ સુધી તે સાજોજ રહ્યો છે.

---

## પ્રકરણ ૩૯ મું:—ચક્ષુ–દૃષ્ટિના રોગો અને તેના ઉપચારો.

---

આંખની અંદરનો પડદો જેને નેત્રદર્પણ ( Retina ) કહે છે સપાટી ઉપર ગોળ લાકડીના કટકા જેવા અને શંકુ આકારના પુટ અથવા ગોલક અણુઓ પથરાયલા હોય છે, અને તે દરેક એક એક જ્ઞાનતંતુના રેષાવડે મગજ સાથે જોડાયલો હોય છે. આવા ૨,૫૦,૦૦૦ ( અઢીલાખ ) જ્ઞાનતંતુના રેષાઓના ઝુડાનો ઑપ્ટિ નર્વ્ડ બનેલો છે, અને જો આપણે એમ માની લઇએ કે તેમાંના કેટલાક એક પ્રકારના રંગથી ઉશ્કેરાય છે, અને બીજા કેટલાક બીજા રંગની અસર ગ્રહણ કરી શકે છે, અને તેવી રીતે લાલથી આરંભીને જામલીરંગ પર્યન્તના સર્વ વિવિધ વર્ણોને માટે અલગ અલગ પુટ અને જ્ઞાનતંતુના રેષાઓ નિર્માણ થયેલા હોય છે, તો રાસાયણિક આકર્ષણના ઉપર જણાવેલા સિદ્ધાન્તોના આધારે એમ બનવાનું સંભરે

છે કે દરેક નળાકાર અને શંકુઆકાર પુટ પોતાથી વિજાતીય રંગની અસર ગ્રહણ કરીને મગજ તરફ મોકલે. આવી રીતે એક રાતો પુટ વાદળી નારંગી કિરણ, અને નારંગી પુટ ગળીયલ કિરણ, તથા પીળો પુટ જાંબલી કિરણને આકર્ષશે. જોવાની ક્રિયાના આવા પ્રકારના ખુલાસાની સત્યતા બીજી ઘણી વાતોથી સાબિત થાય છે. અને વળી આ સિદ્ધાન્તને આધારે વર્ણાન્ધતાનો ઉપચાર કરવાનો માર્ગ પણ જડે છે. દાખલા તરીકે જો કોઇ એક મનુષ્યને રાતો રંગ દેખાતો જ ન હોય તો તે ઉપરથી એમ સાબિત થાય છે કે તેની આંખની અંદરના આસમાની પુટને ચેતન આપવાની જરૂર છે. અને વિજાતીય પરસ્પરને આકર્ષે અને ઉશ્કેરે છે તેથી એક આસમાની કાચની મારફત બહુ તેજસ્વી પ્રકાશ સામે દૃષ્ટિએ જોઇ રહેવું જોઇએ. અને તેમ કરવાથી લાલ રંગ જોવાની તેની શક્તિ સુધરશે એમ માનવાને સબળ કારણો છે. બીજા રંગોની બાબતમાં પણ આજ નિયમ લાગુ પડે છે. દાખલા તરીકે જો કોઈ મનુષ્યને બધી ચીજો કોઇ એકજ ખાસ રંગની હોય એવું દેખાવાનો રોગ થયો હોય તો તેના અનુપૂરક પ્રતિસ્પર્ધી રંગ ( Affinitive contrasting colour ) નો ઉપયોગ થવાથી તે વધેલો રંગ દબાશે અને ખુટેલા રંગની ખોટ પુરાશે. એક ગૃહસ્થને બધી ચીજો હંમેશાં આસમાની રંગનીજ દેખાતી હતી અને ઔષધોપચારથી તે વિક્રિયા દૂર થઇ શકી નહોતી. તેને દરેક વખત લાગલાગટ દશ મિનિટ સુધી લાલ કાચની મારફત સૂર્ય સામે જોવરાવવાથી ફક્ત ત્રણ દિવસમાંજ તેનો વિકાર દૂર થઈ ગયો હતો. આસમાની રંગ ન દેખાવાનો વ્યાધિ તો ભાગ્યેજ કોઇને થાય છે. પરંતુ લાલ અને લીલો રંગ ન દેખાવાનો રોગ તો પ્રમાણમાં વધારે જોવામાં આવે છે.

સંપૂર્ણ અગર અપૂર્ણ અંધત્વ મટાડવા માટે કેરબા કે શુદ્ધ પીળા રંગના કાચની મારફત, અગર નારંગી પીળા રંગના કાચની મારફત, સૂર્ય સામે જોવાથી લાભ થાય છે. આવી રીતે જોતાં જો બેચેની કે પીડા થવા લાગે તો થોડી મિનિટ જોવાનું બંધ રાખી પુનઃ તેમ કરવા માંડવું. જ્ઞાનતંતુના નિશ્ચેષ્ટપણા ( લકવા ) ના સર્વે વ્યાધિઓમાં પીળો પ્રકાશ ગુણકારી નિવડે છે.

આંખના મોતીઆ મટાડવા માટે ધૂમસ અથવા નીલલોહિત ( Purple ) પ્રકાશનો ઉપયોગ કરવો જેથી શોષણ અને રૂધિરાભિસરણની ક્રિયા ઉત્તેજીત થશે. સાથે સાથે શરીરને વિશુદ્ધ અને બલવાન બનાવવાના આરોગ્યશાસ્ત્રના નિયમોનું પણ યથાવિધિ પાલન કરતાં રહેવું જોઇએ.

દુઃખવા આવેલી આંખને મટાડવા માટે આસમાની—વાદળી પ્રકાશ અને તેવાજ રંગનું પાણી દુઃખતી આંખ ધોવા માટે વાપરવું જોઇએ. આસમાની પ્રકાશવડે તૈયાર કરેલા પાણીમાં સ્વચ્છ મલમલના કે રૂના પેલને ભિંજવીને તેને દુઃખતી આંખપર રાત્રે બાંધી રાખવું, અને જ્યાં આંજી નાંખે તેવો પ્રકાશ હોય ત્યાં આગળ વાદળી રંગના કાચનાં ચશમાં પહેરી રાખવાં જોઇએ. અતિ શીતળ કે અતિ ઉષ્ણ જલ આંખમાં ક્ષોભ ઉત્પન્ન કરે છે, પણ સાધારણ ઉષ્ણતાવાળું આસમાની બાટલીમાં તૈયાર કરેલું જળ દુઃખવા આવેલી આંખને ધોવાના સાધન (લોશન) તરીકે સારામાં સારૂં છે.

દિવસના કરતાં રાત્રે કૃત્રિમ પ્રકાશવડે વાંચવાથી આંખો અધિક શ્રમિત થાય છે અને દુઃખવા આવે છે. તેનું કારણ એ છે કે કૃત્રિમ પ્રકાશમાં લાલ અને પીળાં કારણોનું પ્રમાણ જોઇએ તે કરતાં અધિક

હોય છે. આ હરકત દૂર કરવા માટે કૃત્રિમ પ્રકાશની આસપાસ લીલા, અગર અંદરની બાજુથી આસમાની, કાચનું ઢાંકણુ મુકવું જોઇએ. સમુળગું ન હોય તેના કરતાં લીલા રંગનું ઢાંકણુ સારૂં, પણ આસમાની રંગનું ઢાંકણુ તો સર્વોત્તમ છે. વિજળીના પ્રકાશને નમ્ર અને સુખકર બનાવવા માટે તેને છોલેલા કાચ અથવા આછા આસમાની કાચમાંથી પસાર કરવો જોઈએ. બહુ ઠંડીવાળી શિયાળાની રાત્રિએ રાતા કાચવાળો લેંપ લાગે તો ઠીક પરંતુ આંખને તે બહુ હાનિ કરે છે.

પુસ્તકો અને સામયિક પત્રોના કાગળો તદ્દન ચકચકીત સફેદ રંગના હોવાને બદલે જો જરા વાદળી કે જરા લીલા રંગની છાયાવાળા હોય તો નબળી આંખોવાળાને તે શાન્તિદાયક થઇ પડે છે, અને તેવા કાગળપર છપાયલાં પુસ્તકો લાંબા વખત સુધી સતત વાંચવા છતાં પણ આંખો બહુ શ્રમિત થતી નથી.

# રંગના ઉપચારથી સાજા થયેલા દરદીઓના દાખલા.

## પ્રકરણ ૪૦ મું:—લાલ રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા.

### ઉરૂસ્તંભ કે કલાયખંજ એટલે બન્ને પગનો લકવો.

"માસ્ટર એફ. નામનો એક છોકરો કંઠરોહિણી (Diphtheria) ના દરદથી સખ્ત રીતે બીમાર રહ્યા પછી ધીરેધીરે સાજો થતો હતો તેવામાં એકાએક તેના બન્ને પગ લકવાના દરદથી તદ્દન જુઠા પડી ગયા. તેનાથી મુદ્દલ ચલાતું નહિ અને ટેબલ કે ખુરશી ઝાલીને ઘણી મુશીબતે તે ઉભો રહી શકતો હતો. આ દર્દ મટાડવા માટે અમે તેને આછા સફેદ રંગનાંજ કપડાં પહેરાવીને દરેક વખતે એકથી બે કલાક સુધી લાગલાગટ સખ્ત લાલ પ્રકાશમાં બેસાડતા હતા. આ પ્રમાણે પ્રકાશમાં બેસાડ્યા પછી તે તરતજ ઉંઘી જતો એટલે તેના શરીરમાંથી એટલો બધો પરસેવો નિકળવા લાગતો કે તેનાં કપડાં ભિંજાઇ જતાં. આ ઉપાય ચાલુ રાખવાથી ત્રણ અઠવાડીઆમાં તે બરાબર ચાલતો થયો અને બે મહિનામાં તો તે તદ્દન સાજો થઈ ગયો. આવી રીતે સાજા થયા પછી બે વર્ષ થઈ ગયાં છે છતાં તેની તન્દુરસ્તી કાયમ રહી છે."

### ત્રીજી સ્થિતિનો ક્ષયરોગ.

"મિસીસ એચ. નામની મડમ ૩૫ વર્ષની વયની હતી. તેનાં બન્ને ફેફસાં ક્ષયના પંજામાં સપડાયાં હતાં, અને તે બાઇ ક્ષયની ત્રીજી અવસ્થાએ પહોંચી હતી. ડાબા ફેફસાનો ઉપલો પોણો ભાગ કફથી

પુરાઈ ગયેલો હતો અને જમણા ફેફસાનો ઉપલો ભાગ ખવાઇ ગયો હતો. દર ૨૪ કલાકમાં પોણોશેરથી શેરને આશરે બલગમ પડતું હતું. બલગમનો રંગ પીળો હતો અને તે ઘણુંજ ચીકણું ફીણવાળું પરૂના મિશ્રણવાળું હતું, અને તેમાંનો કેટલોક ભાગ પાણીમાં ડુબી જાય તેટલો ભારે હતો. રાત્રે તેને પરસેવાના ઝેબેઝેબ વળતા હતા અને દરરોજ સવારે ૧૧ વાગે ટાઢની ધ્રુજારી આવી જોરમાં તાવ ચડતો ત્યારે તેના ગાલ લાલલાલ થઇ જતા. તેનાં માતાપિતા અને કુટુંબનાં બીજાં ઘણાંખરાં માણસ ક્ષય રોગથીજ મરી ગયાં હતાં. આ દરદીને મેં લાલ પ્રકાશનાં સ્નાન નિયમિત રીતે આપીને તેનાં પરિણામો બારીકાઇથી અવલોકવા માંડયાં. બે અઠવાડીઆંમાં તેનાં સર્વ ચિન્હોમાં સુધારો થવા લાગ્યો. તેનાં ફેફસાંને સ્વરનલિકા ( Stethoscope ) વડે તપાસતાં જે અવાજ સંભળાતા તેમાં અનુક્રમે નીચે પ્રમાણે ફેરફાર જણાયો. પ્રથમ “મ્યુકસ” નો અવાજ સંભળાતો થયો, તે પછી “સબ મ્યુકસ” તે પછી “ક્રેપીટંટ” અને આખરે “બ્રોંકીયલ” થયો હતો. થોડા વખતમાંજ આખા ફેફસાથી તે બાઈ શ્વાસ લેઇ શકવા લાગી અને તેથી જમણા ફેફસાની ટોચ ઉપરનું “ક્રેપીટેશન” જતું રહ્યું. બલગમમાં પણ સુધારો થયો અને ખાંસી ઓછા પ્રમાણમાં અને ઓછી હેરાન કરનારી આવવા લાગી. આ પ્રમાણે બીજાં ચિન્હોમાં ફેરફાર થવા સાથે ટાઢની ધ્રુજારીઓ, તાવ, અને શ્વાસ લેવામાં નડતી અડચણ અને છાતીની ગભરામણ એ સર્વ બંધ થયું. અને શરીરમાં ઝપાટાબંધ બળ આવવા લાગ્યું. અઢી મહિના આ પ્રમાણે ચાલ્યા પછી માત્ર ગળામાં સળવળાટ આવી ઉધરસ આવતી પણ તેને બીજી બધી રીતે આરામ થઇ ગયો હતો. ત્રીસ વર્ષના બહુ બહોળા અને વ્યવસાયી ડૉક્ટરી ધંધામાં ક્ષય રોગનો આટલો આગળ

વધેલો કેસ આટલી ફતેહમંદી સાથે સાજો થયેલો મારા અનુભવમાં આવ્યો નથી. તેનો રોગ સંપૂર્ણ રીતે મટી ગયો હતો. ”

ઉપરના કેસ વિષે ટીકા કરતાં ડૉ. બેબીટ લખે છે કે જો આખા શરીરપર લાલ પ્રકાશ પાડવાને બદલે તે બાઇના માથાપર ઘેરો વાદળી, તેની નીચે થોડો લાલ, તે પછી પીળો, અને હાથપગ ઉપર પાછો લાલ પ્રકાશ પાડવામાં આવ્યો હોત તો ઉપર વર્ણવ્યાં છે તેના કરતાં પણ વધારે સારાં પરિણામ પ્રાપ્ત થઇ શક્યાં હોત.

## સંપૂર્ણ શારીરિક નિર્બળતા.

“ મિસ્ટર આર. નામનો એક ૪૫ વર્ષની વયનો ગૃહસ્થ વેપાર રોજગારના સખ્ત પરિશ્રમને લીધે અકાળે વૃદ્ધ જેવો બની ગયો હતો, અને તેનું શરીર ઘસાઇ ગયું હતું, તેવામાં વળી દૈવવશાત્ તે પૈસાની તાણમાં આવી પડ્યો; તેને લીધે તેની ભૂખ અને ઉંઘ જતાં રહ્યાં અને તેથી તેનું શરીર અને મન બન્ને તદન નિર્બળ બની ગયાં. આરંભમાં તેના મગજના પાછલા ભાગમાં સખ્ત દુઃખાવો થવા લાગ્યો, તે પછી તેનો શ્વાસ અદ્દરને અદ્દર રહેવા લાગ્યો, તેનું હૃદય ફફડવા લાગ્યું, નાડી દબાવવાથી વહેતી બંધ થઇ જતી જણાતી, ખોરાકની રૂચિ તો મળેજ નહિ, સાથે બંધકોશ રહેવા લાગ્યો અને પેશાબમાં ફોસ્ફોરસ મોટા પ્રમાણમાં જતો હતો. આ સર્વ છતાં તેનો સ્વભાવ અસ્વભાવિક પ્રમાણમાં ચિડીઓ બન્યો નહતો, અને તે ઉશ્કેરાયેલો પણ રહેતો નહોતો, તેથી લાલ પ્રકાશ તેને અનુકૂલ આવશે એમ અમને લાગ્યું. અને અમને જણાવવાને આનન્દ થાય છે કે ડાક્તરી ધધાના અમારા બધા અનુભવમાં કોઇ પણ દર્દીને એવો સારો લાભ એટલી ટુંક મુદતમાં થયેલો અમે જોયો નહોતો કે જેવો

લાભ લાલ પ્રકાશથી આ ગૃહસ્થને થયો. લાલ પ્રકાશના પહેલાંજ સ્નાનથી બહુજ આશાજનક અને ઉત્સાહ વધારે તેવું પરિણામ આવ્યું. તેનાં મન અને શરીર બન્નેને ઘણીજ પુષ્ટિ અને બળ મળેલાં જણાયાં, તેના નિરૂત્સાહ ગમગીની ભરેલા વિચારો જતા રહ્યા, અને તે બળવાન બનેલો દેખાયો. આ દર્દીને થોડાક પ્રમાણમાં લાલ કાચની મારફત, અને બાકીનો ભાગ સાદા સફેદ કાચની મારફત, પ્રકાશનું સ્નાન થોડો થોડો વખત આરંભમાં આપતા હતા. અને પાછળથી લાલ કાચનું કદ અને સ્નાનનો સમય એ બન્નેમાં ધીરે ધીરે વધારો કરતા ગયા, અને અનુભવથી જ્યારે બરાબર પ્રમાણ હાથ લાગેલું જણાયું ત્યારેજ તેમાં વધારો કરતાં અટક્યા હતા. આ દર્દીને પોતાના વેપાર રોજગારપર સતત્ ધ્યાન આપ્યા કરવું પડતું હતું છતાંયે તેની તબીયત ઝપાટાબંધ સુધરતી ગઇ. શરૂવાતથીજ શાન્તિ અને તાજગી બક્ષનારી નિંદ્રા તેને રોજ આવવા લાગી. રૂચિ પૂર્વક તે ખોરાક લેવા લાગ્યો. નિયમિત રીતે તેને દસ્ત થવા માંડ્યો, અને પેસાબ સાજા માણસના જેવો બની ગયો. ત્રણ અઠવાડીઆંની આ પ્રકારની સારવાર તેને માટે તદ્દન પુરતી થઇ પડી હતી, અને તેના દર્દે પાછળથી કદી ઉથલો માર્યો નથી.”

## જીર્ણ સન્નિવાત.

ડાકટર બેબીટ પોતાના અનુભવના કેટલાક કેસ નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

અમેરિકાના સીનસીનેટી શહેરની રહેનાર મિસીસ સી. ડબલ્યુ. હંટ નામની મહાના ડીમણ સન્નિવાતથી સુજીને ગંઠાઇ ગયા હતા, અને સારામાં સારા ડૉક્ટરોની આઠ મહિના સુધી સારવાર નીચે

રહેવા છતાં કંઇજ લાભ અનુભવ્યો નહોતો. તે બાઇને થર્મોલ્યુમ નામના યંત્રની અંદર બેસાડીને પ્રકાશનું પ્રસ્વેદ લાવનારૂ સ્નાન આપવા માંડ્યું. તેનો ઢીંચણ મુડદાના જેવો ઠંડો હતો તેથી તેના પર પરસેવો આવ્યોજ નહિ ત્યારે છેવટે લાલ પ્રકાશ તે ભાગપર જોરથી પાડવામાં આવ્યો. એટલે લગભગ તરતજ આખા શરીરનું લોહી સ્ફુર્તિમાન બનેલું દેખાયું. ફરીથી બીજી વખત આવું સ્નાન આપવાથી તેનો પગ સીધો થયો અને વગર અડચણે હાલવા વળવા લાગ્યો અને તેનું દરદ દૂર થઇ ગયું. આ લાલ પ્રકાશના અદ્‌ભુત ગુણોનો એક જાણવા જેવો દાખલો છે.

અમેરિકાના ન્યૂજર્સી સ્ટેટમાં આવેલા વાઇનલૅન્ડ શહેરના રહેનાર મિસ્ટર ઇ. નો હાથ ખભામાંથી સન્ધિવાને લીધે બન્ધાઇ અને ગંઠાઇ ગયો હતો. તેને બે ત્રણ અઠવાડીઆં સુધી લાલ પ્રકાશ અને ચોળવા મસળવાના ઉપાય કરવાથી તદ્દન આરામ થઇ ગયો હતો.

જો સન્ધિવાને લીધે સાંધા બહુ સુણી આવ્યા હોય અને તેમાં ઘણી તીવ્ર વેદના થતી હોય તો શરૂવાતમાં એક બે વખત વાદળી રંગનો પ્રકાશ પાડી શાન્તિ ઉપજાવવી જોઇએ, અને તે પછીજ નીલ લોહીત કાચનો ઉપયોગ કરવો જોઇએ.

લાલ રંગના લાંબા વખત સુધીના ઉપયોગથી સોજો આવે અગર બહુ ઉષ્ણુતા વધી ગયેલી જણાય તો થોડા વખત માટે ઠંડક આપનારા રંગોનો ઉપયોગ કરવો સલાહકારક છે.

## લાલ રંગ ક્યારે નુકશાનકારક નિવડે છે ?

જ્યારે દર્દીના શરીરની સોજાવાળી સ્થિતિ હોય, અથવા લાલ રંગના વાળ, બહુ લાલાશવાળો ચહેરો, તાવ, અને શરીર અને મનની

ઉશ્કેરાયેલી સ્થિતિ, એ સર્વ લાલ રંગ શરીરમાં બહુ વધી ગયો છે એમ સૂચવતાં હોય, ત્યારે લાલ રંગનો ઉપયોગ કરવો તે નુકસાનકારક છે, એ સહજ સમજી શકાય તેવી વાત છે. ઔષધોમાં પણ આજ નિયમ પ્રવર્તે છે એ બતાવવા માટે એકજ દૃષ્ટાન્ત આપવું બસ થઈ પડશે. લોહુ કે જેની બનાવટોમાં લાલ રંગ મોટા પ્રમાણમાં હોય છે તેના વિષે યુનાઈટેડ સ્ટેટ્સ ડિસ્પેન્સેટરી નામનો વૈદકીય ગ્રંથમાં લખે છે કેઃ—

"ગરમી અને સોજાવાળાં દરદોમાં આ ઔષધો આપવાનું ઇચ્છવા જોગ નથી, અને જો અવિચારીપણે તેનો ઉપયોગ કરવામાં આવે છે તો શરીરમાં ઉષ્ણતા, તૃષા, શિરોવેદના, શ્વાસાવરોધ અને ઉશ્કેરાયેલા રૂધિરાભિસરણનાં અન્ય ચિન્હો પેદા થાય છે. બહુ લોહીવાળાં પુષ્ટ પ્રકૃતિવાળાં મનુષ્યોને સાધારણ રીતે આ ઉપાય માફક આવતો નથી."

## પ્રકરણ ૪૧ મું:—વાદળી રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા.

### રાંઝણ (Sciatica), સોજો ઇત્યાદિ.

"પ્રોવીડન્સ પ્રેસ" નામના પ્રસિદ્ધ અમેરિકન દૈનિક પત્રના તા. ૧૪ મી ફેબ્રુઆરી સન ૧૮૭૭ ના અંકમાં નીચેની બીના પ્રકટ થઈ હતીઃ—

"લૉકવૂડ સ્ટ્રીટ તરફ આવેલી હૉસ્પીટલ પ્લેસમાં એક વૃદ્ધ બાઇ આત ૧૧ વર્ષથી રાંઝણના રોગથી પીડાતી આવી છે, અને તેટલાં બધાં

વર્ષની લાંબી મુદતમાં એક પણ દિવસ પીડા વગરનો તે પસાર કરી શકી નથી. આ બાઇની ખરી ઉંમર જોકે ૫૯ વર્ષની છે, છતાં ઘણાં વર્ષની દુઃખદ બીમારીને લીધે તે ૭૦ વર્ષની હોય તેવી દેખાય છે. આ દરદને લીધે ડાબા પગની ઘુંટી અને ઢીંચણુ સ્વાભાવિક કદ કરતાં સુજીને બેવડાં મોટાં થઇ જતાં હતાં. ત્રણ અઠવાડીયાં ઉપર તેના સુવાના ઓરડાની પશ્ચિમ તરફની બારીમાં ત્રણ વાદળી રંગના કાચ જડવામાં આવ્યા હતા. અને તેમાંથી આવતો રંગીન તડકો પગની ઘુંટી જે બહુજ સુજી ગઈ હતી અને ઘણીજ વેદનાવાળી હતી તેનાપર જ પાડવામાં આવ્યો હતો. લાગલાગટ ત્રણ કલાક રંગીન પ્રકાશ પાડવાથી મરઘીનાં મોટાં ઇંડા જેવડી જાંબલી રંગની એક ગાંઠ તદ્દન ઓગળીને અદૃસ્ય થઈ ગઇ અને તેજ પ્રમાણે તે ભાગમાં થતા સણકા, અને હલનચલન વખતે થતું દુઃખ, મટી ગયાં. પરંતુ બીજી રાતે પાછી પગના પંજામાં અને ઘુંટીમાં પીડા થવા લાગી, અને તેજ અરસામાં આકાશમાં વાદળાં વારેઘડીએ આવતાં હોવાથી પ્રકાશનો ઉપચાર એ ત્રણ દિવસ સુધી બરાબર થઈ શક્યો નહિ; પણ તે પછી સારા પ્રકાશનો લાભ મળવાથી શાંતિ અને સુખનો નાશ કરનાર આ દરદને તરતજ હાંકી કાઢવામાં આવ્યું. પરંતુ વાદળી કાચની મારફત સૂર્યપ્રકાશના સ્નાનની બહુજ આશ્ચર્યકારક અસર તો રવિવારના રોજ જોવામાં આવી હતી. શનિવારની રાત્રે દરદીના ઢીંચણ ઉપર દરદનો સખ્ત હુમલો થઇ આવ્યો જેને લીધે તેને અસહ્ય વેદના થવા લાગી. રવિવારે સવારમાં ઢીંચણ ઘણો જ સુજી આવ્યો હતો અને ત્યાં જરાપણ દાબવાથી તે ખેંચાઈ જતી હતી, તેથી કરીને જેમ બને તેમ જલ્દી આસમાની રંગનો પ્રકાશ પાડવાની તજવીજ કરવામાં આવી. તેને પરિણામે માત્ર પોણા કલાકથી પણ ઓછા વખતમાં દરદ જતું

રહ્યું, સોજો અને દુઃખાવો અદૃશ્ય થઇ ગયાં, અને આખો પગ તદ્દન તન્દુરસ્ત થઇ ગયેલો દેખાયો. ગઈ કાલે પોતાના ઘરની આસપાસ આ બાઇ એક સોળ વરસની જુવાન છોકરીની માફક આનન્દથી હરીફરી શકી હતી. આ સંબંધમાં એક વધુ જાણવા જેવી બાબત એ છે કે આ દરદીના ડાબા પગની બધી આંગળીઓ બહેર મારી જઇને તદ્દન નકામી થઈ પડી હતી પરંતુ વાદળી રંગના તડકાના સ્નાનના ઉપ-ચારથી તે પણ તદ્દન તન્દુરસ્ત બની ગઇ હતી."

## ઉરઃક્ષત અને ફેફસાંમાંથી લોહી પડવું.

ચિકાગો ટ્રિબ્યુન નામના સુપ્રસિદ્ધ અમેરિકન નિક પત્રમાં ન્યુયોર્કના એક ડકનની સહીથી નીચેની બીના તા. ૧૨ મી જાન્યુઆરી સન ૧૮૭૭ માં પ્રકટ થઈ હતી.

"આશરે ૭ અઠવાડીયાં ઉપર મારા કુટુંબની એક સ્ત્રીનાં ફેફસામાંથી મોટા પ્રમાણમાં લોહી પડવા લાગ્યું હતું, અને લાગલા-ગટ દશ દિવસ સુધી થોડું વધારે લોહી નિયમિત રીતે પડયા કર્યું હતું. આ પ્રમાણે લોહીની ઉલટીઓથી તે ઘણીજ અશક્ત બની ગઇ હતી અને પોતાની જીંદગી માટે ઘણી ભય પામતી હતી. મેં કેટ-લાક આસમાની રંગના કાચ લાવીને જે બારી નજીક ઘણીખરી તે સતી બેસતી હતી તે બારીમાં તે કાચ જડી દીધા. આની રીતે આવતો આસમાની રંગનો તડકો દરદી બાઇની બોચી કે ગરદનના પાછલા ભાગપર, અને સફેદ કાચમાંથી આવતો પ્રકાશ શરીરના બીજા ભાગપર, આશરે કલાક સુધી પાડવામાં આવતો. બીજે દિવસે સૂર્ય અસાધારણ ગરમીથી પ્રકાશતો હોવાથી દરદીને જોઇએ તે કરતાં વ-ધારે આસમાની પ્રકાશ મળ્યો હતો તેને લીધે રાત્રે દરદીને ગરદનના પાછલા ભાગમાં કોઇ ખાસ જાતની લાગણીઓ અને બેચેની ઉપજાવે

તેવો ભાર મગજમાં જણાયાં હતાં. પણ બીજે દિવસે આ પ્રકારની તકલીફ આપોઆપ જતી રહી હતી, અને તે પછી કોઇ દિવસ એટલો લાંબો વખત આસમાની પ્રકાશમાં તે બેઠી નથી. શરૂઆતથીજ તેના શરીરમાં તાકત આવવા લાગી હતી, તેનો ચહેરો પૂર્વેના જેવો સ્વાભાવિક ભરાવદાર બન્યો હતો, અને એક અઠવાડીઆમાં તો પ્રથમના જેવી તદ્દન નીરોગ બની ગયેલી તે દેખાતી હતી. જો કે એ વાત ખરી છે કે એટલા થોડા વખતમાં ફેફસાનું દરદ પુરેપુરૂં મટી ગયું નહોતું તો પણ તેનો છાતીનો દુઃખાવો તો જતો રહ્યો હતો અને દરદી પોતે સાજા થયાની લાગણી અનુભવે છે. એક અઠવાડીઆ સુધી લાગલાગટ પ્રકાશમાં બેઠા પછી તેની ગરદન અને ખભાએ ઉપર સંખ્યાબંધ લાલ મોટી ફોલ્લિઓ થઈ આવી હતી. લોહીમાંનો બીગાડ શરીરની સપાટીપર ખેંચાઈ આવવાનું આ એક નિશાન હોવું જોઇએ એમ હું માનું છું."

ઉપરના લખાણમાં 'દરદીને જોઇએ તે કરતાં વધારે આસમાની પ્રકાશ મળ્યો હશે' એ શબ્દો વાજબી નથી. એ શબ્દોને બદલે ખરી રીતે તો 'જોઇએ તે કરતાં વધારે આસમાની અને પારદર્શક કાચ' એમ લખવું જોઇએ. કારણકે તે દરદીને સફેદ કિરણોની ક્ષોભક ઉત્તેજક અસર માફક આવે તેવી નહોતી. આ દરદીને માટે વપરાયલા આસમાની કાચનું પ્રમાણ બહુ થોડું હતું. અને વળી સારામાં સારા મેઝેરીન વાદળી કાચ ( Mazarine blue glass ) માંથી પણ એટલાં ઉષ્ણ કિરણો આરપાર જઇ શકે છે કે, જે દરદીનું મગજ અને જ્ઞાનતંતુઓ ચંચળ અને લાગણીવાળાં હોય તેમને લાગલાગટ એક કલાક સુધી મગજ કે ગરદન ઉપર તેનો પ્રકાશ આપી શકાય નહિ

## મગજ અને કરોડરજ્જુના પડનો વરમ.
## ( Meningitis )

ન્યૂયૉર્ક વર્લ્ડ નામના પ્રસિદ્ધ દૈનિક પત્રમાં એવી બીના પ્રકટ થઇ હતી કે ઇલીનૉઇસ સ્ટેટમાં આવેલા કેઇરો શહેરમાં રહેનારી એક બાઇને કરોડ અને મગજના પડનો સખ્ત વરમ થઈ આવ્યો હતો જેને લીધે ચાર વર્ષો સુધી તે બીમાર રહી હતી, પણ છેવટે વાદળી પ્રકાશના ઉપચારથી તે સાજી થઇ હતી, અને પોતાની હકીકત જનરલ પ્લેઝેંટનને તેણે લખી મોકલી હતી.

## જ્ઞાનતંતુની નબળાઇને લીધે થતી શિરોવેદના.

ડૉ. બેબિટ એમ. ડી., એલ. એલ. ડી. ની પાસે અમેરિકાના બ્રોડવેના રહીશ એક વ્યાપારીએ આવીને એમ જાહેર કર્યું હતું કે, એક દિવસ રવિવારે દેવળમાંથી ઘેર આવ્યા પછી મને માથામાં સખ્ત દુઃખાવો અને સણકા આવવા લાગ્યા હતા; અને તે વખતે આસમાની પ્રકાશના લાભ વિષે મને ખાસ વિશ્વાસ નહોતો તોપણ તેની અજમાયશ લેઇ જોવાનો મેં વિચાર કર્યો; અને મેઝેરીન જાતના વાદળી કાચમાંથી આવતા પ્રકાશ નીચે માત્ર ત્રીસ મિનિટ બેસવાથીજ મારૂં બધું દુઃખ જતું રહ્યું હતું.

## જ્ઞાનતંતુની સામાન્ય નિર્બળતા.

અમેરિકાના ન્યૂજર્સી સ્ટેટમાં આવેલા વાઇનલેંડ શહેરની એક પરોપકારી સ્ત્રીડૉકટરે ડૉ. બેબિટ એમ. ડી. ને પોતાનો અનુભવ નીચે પ્રમાણે જણાવ્યો હતોઃ—મેં એક મોટા વાદળી રંગનો કાચ મારી બારીમાં જડીને ત્યાં આગળ એક આરામખુરશી મુકી હતી, અને જે મહેમાનો મને મળવા આવતા તેમને તે ખુરશીમાંજ હું બેસાડતી

હતી. એક અશક્ત નર્વ્હસ, વૃદ્ધ બાઇ મને વારંવાર મળવા આવતી હતી તેને પણ હું પેલા આસમાની પ્રકાશમાં મુકેલી ખુરશીમાંજ બેસાડતી. આને લીધે તે જલ્દી સાજી થવા લાગી અને તે વાત તરફ તે બાઇનું પોતાનું ધ્યાન પણ એટલા પ્રમાણમાં ખેંચાયું કે મારી બારીમાં મોટો વાદળી કાચ શા માટે જડેલો છે તે વિષે સવાલ કરવાનો તેણે નિશ્ચય કર્યો. અને જ્યારે મેં તેને ખરૂં કારણ સમજાવ્યું ત્યારે તે દરદી બાઇએ પણ કબુલ કર્યું કે તે આસમાની પ્રકાશમાં બેસવા માંડયા પછી કોઇ ખાસ પ્રકારની લાગણી અને સુધારો મને જણાવવા લાગ્યો છે, પરંતુ તેનું કારણ હું સમજી શકતી નહોતી.

## સન્ધિવાત.

બ્રાવર હાઉસના માલીક એક મિ. ડબલ્યુ. ડબલ્યુ. લેરાબી વિષેની હકીકત હાર્ટફોર્ડ પોસ્ટ નામના પત્રે પ્રકટ કરી જણાવ્યું હતું કે આ સદ્‌ગૃહસ્થ સખ્ત સન્ધિવાતને લીધે ખાટલાવશ થઇ પડયા હતા. પણ થોડાક દિવસ આસમાની પ્રકાશનાં સ્નાન લેવાથી બહુ આશ્ચર્ય ઉપજે તેવી તન્દુરસ્તી અને તાકત પ્રાપ્ત કરી પોતાના કામપર જવા લાગી શકયા હતા.

## સન્ધિવાતનો બીજો દાખલો.

ન્યૂયાર્કના ડૉ. રૉબર્ટ રોહલેંડ જનરલ પ્લેઝેંટનને એક પત્રમાં લખે છે કે “ સખ્ત સન્ધિવાતથી પીડાતા એક શખ્સને એ આસમાની કાચની મારફત પડતા પ્રકાશ નીચે બે વર્ષ ઉપર મેં બેસાડી જોયો હતો. પંદર મિનિટ બેસાડયા પછી તેનું દરદ ઓછું થયેલું જણાયું હતું અને વિના હરકતે તે હરવા ફરવા લાગ્યો હતો; પરંતુ તેજ વખતે પોતાની જીભ ઉપર ધાતુનો બેસ્વાદ જણાવવાની તે દરદીએ ફરીઆદ કરી હતી. ”

ડૉ. રોહલેંડ બ્રુકલીનના ડૉ. ફ્રિંકના એક દરદી ગૃહસ્થના વિષે એમ જણાવે છે કે જ્યારે તેનો હાથ વાદળી પ્રકાશમાં મુકવામાં આવતો ત્યારે તેની જીભ ઉપર તાંબાના કાટ કે જંગાલનો સ્વાદ તેને જણાતો હતો. આ સંબંધમાં ડૉ. બેબિટ એવો ખુલાસો કરે છે કે વાદળી પ્રકાશમાં તામ્ર, જસત અને બીજી ધાતુઓ રહેલી હોય છે; અને પોતાની લાભકારક અસરો ઉપજાવવા છતાં ઝેરી કે નુકસાનકારક અસર નિપજાવતી નથી.

## એક બાળકને થયેલી ગાંઠ.

"સૂર્યના તડકા અને વાદળી પ્રકાશ" ((Blue and Sun-Lights) નામના પુસ્તકમાં **જનરલ પ્લેઝેંટન** પોતાના ઉપર આવેલા **ડૉ. વિલીયમ એમ. મેકલૉરીનો** લખેલો એક પત્ર નીચે પ્રમાણે પ્રકટ કરે છેઃ—"એક માસની એક નાની છોકરીના નીચલા જડબાની ડાબી બાજુએ એક કબૂતરના ઇંડા જેવડી કઠણ ગાંઠ માલૂમ પડી હતી. આને માટે દરરોજ ઓછામાં ઓછા એક કલાક સુધી આસમાની પ્રકાશ તે ગાંઠ ઉપર પડયા કરે તેવી રીતે તેને સુવાડવાની મેં તજવીજ કરી. તેને પરિણામે ૪૦ દિવસમાં તે ગાંઠ તદ્દન ઓગળીને અદૃશ્ય થઇ ગઇ. આ બાળકનું બદન આશ્ચર્યકારક રીતે ખીલ્યું છે અને હાલમાં સાત માસનું તે થયું છે. તે બહુ તેજસ્વી અને આનન્દી છે અને કોઇપણ વખત એક કલાકનીયે માંદગી કે બેચેની તેણે વેઠી નથી. આ પ્રકારની તેની બાળરોગોમાંથી વિમુક્તિ કેટલાક પ્રમાણમાં આસમાની પ્રકાશને લીધે છે, એમ હું માનું છું."

જો ઉપરના કેસમાં રાતા નીલલોહીત રંગનો કેન્દ્રિત કરેલો પ્રકાશ ગાંઠ ઉપર પાડવામાં આવ્યો હોત તો તેને ઘણોજ વહેલો

આરામ થયો હોત એ નિઃસંશય છે. કારણ કે કઠણ ગ્રન્થિઓ અને ગંઠાઈ ગયેલ લોહી એ એવા મંદ અને છીછરા વિકારો છે કે તેના ઉપર લાલ અગર લાલ નીલલોહીત રંગની ઉત્તેજનક અસર વધારે લાભકર્તા થઈ પડે છે.

## લૂ લાગવી.

ડૉ. બેબ્બિટ લખે છે કે 'ન્યુયાર્ક ઇવનીંગ પોસ્ટ' નામના દૈનિકપત્રમાં પ્રસિદ્ધ થયેલા એક બહુ જાણવાજેવા કેસ તરફ ડૉ. રોહર્લે મારૂં ધ્યાન ખેંચ્યું હતું. એંજલવુડના વતની અને ન્યૂયૉર્ક શહેરમાં ધંધો કરતા મિ. ઇ. લૂની અસર ( Effects of a sun-stroke)થી બે વર્ષથી સખ્ત માંદગી ભોગવતા હતા. પણ આખરે પોતાની ટોપીની અંદર આસમાની કપડાંનું અસ્તર રાખવાથી તદ્દન સાજા થઇ ગયા હતા. કેટલાક લોકો ભૂલથી એમ માને છે કે રંગની ચીજો ઉપર પ્રકાશ પડતો ન હોય ત્યાં સુધી તેમાં કાંઇજ ગુણ હોતો નથી, તે વાતની અસત્યતાનો પુરાવો ઉપરનો દાખલો પુરો પાડે છે. જો કે એ વાત ખરી છે કે તડકો દરેક ચીજના રંગોની અસર વધારે પ્રબળ બનાવે છે, છતાં પ્રકાશથી સ્વતંત્ર શક્તિ પણ દરેક રંગમાં રહેલીજ હોય છે.

## રાંઝણ વગેરે.

ડૉ. પૅનકોસ્ટ પોતાના "વાદળી અને લાલ રંગ"નામના પુસ્તકના પૃષ્ઠ ૨૭૪ ઉપર એક જાણવા જેવો દાખલો નીચેના શબ્દોમાં લખે છેઃ—

"ત્રીસ વર્ષની એક વિધવા બાઇ કેટલાંક વર્ષોથી રાંઝણના દરદ અને કેડના સખ્ત દુખાવાને લીધે અતિશય કષ્ટ ભોગવતી હતી. આખા શરીર ઉપર રંગીન પ્રકાશ પડી રહે તેવી રીતે આસમાની કાચ

જડીને તે તરફ બરડો ખુલ્લો કરીને આશરે બે કલાક સુધી દરરોજ બેસવાની અમે આ બાઇને ભલામણ કરી, અને તે પ્રમાણે ત્રણ વખતજ કરવાથી તેનો પીઠનો દુઃખાવો તદ્દન જતો રહ્યો અને પગની પીડા પણ કેટલાક પ્રમાણમાં ઓછી થઇ. એકંદરે ઉપર જણાવેલી સારવાર દશ દિવસ સુધી ચાલુ રાખવાથી રોગનાં બધાં ચિન્હો અદૃશ્ય થઈ ગયાં હતાં.”

## બાળકને થતો કૉલેરા અને એક જાતનો ક્ષય.

“ **વાદળી અને લાલરંગનો પ્રકાશ** ” એ નામના પુસ્તકમાં **ડૉ. પૅનકોસ્ટ** નીચેનો દાખલો પણ જણાવે છે:–“ માસ્ટર એચ. નામનો અઢાર માસનો એક છોકરો હતો તેને સખ્ત ગરમી વાળી આબોહવામાં દાંત ફુટવા સાથે સખ્ત ઝાડા અને શરીર બેહદ ગળી જવાનો રોગ લાગુ પડ્યો હતો. કેટલાક વખત સુધી એક અતિ કુશળ ડૉકટરની સારવાર નીચે રહેવા છતાં એક સરખી રીતે તે ક્ષીણ થતો જ ચાલ્યો. તેથી છેલ્લા પ્રયત્ન તરીકે તેનાપર આસમાની પ્રકાશનો ઉપચાર અજમાવી જોવાનો અમે નિર્ણય કર્યો. ઉપાય શરૂ કરતી વખતે આ બાળક બહુજ બેચેન અને ચિડિયા સ્વભાવનું હતું, પણ વાદળી પ્રકાશમાં મુકયા પછી તરતજ તેને શાન્તિ વળી અને આછી સુખદ નિદ્રામાં તે પડયું અને પ્રકાશ સ્નાન જ્યારે પુરૂં થયું ત્યારે તે શાંત અને તાજગીવાળું જણાયું. આ ઉપચાર બે મહિના સુધી ચાલુ રાખવાથી તે બહુ સુંદર, તન્દુરસ્ત દેખાવનું અને ભરાયલા ગુલાબી ગાલ તથા આનંદી સ્વભાવનું બની ગયું હતું. મારી ખાત્રી છે કે બીજા કોઇ પણ જાતના ઉપચાર આ બાળકની જીંદગી બચાવી શકત નહિ, અને આસમાની પ્રકાશના ઉપચાર વગર તે ખરેખર મરી ગયું હોત. ”

## જ્ઞાનતંતુની વિકારી ઉશ્કેરાયલી સ્થિતિ.

ડૉ. પૅનકોસ્ટ પોતાના વાદળી અને લાલ પ્રકાશ વિષેના પુસ્તકમાં લખે છે કેઃ—" ૩૫ વર્ષની વયના મિસ્ટર ટી. શારીરિક અને માનસિક લાંબા કાળના હદ ઉપરાંત પરિશ્રમથી છેકજ નિર્બળ બની ગયા હતા. પરિણામે તેમની પ્રકૃતિ સહજ કારણ મળતાં ગભરાટ થઇ જાય તેવી, અને સહજમાં ઉત્તેજીત થઈ જાય તેવી, બની ગઈ હતી. રાત્રે તેને નિદ્રા આવી શકતી નહિ, અને જો થોડી ઉંઘ આવતી તો ભયંકર સ્વપ્નમાંથી તે તરત જાગૃત થઇ જતા. ખોરાક ઉપરની રૂચિ અનિયમિત હોવાથી કોઇવાર અતિશય ખોરાક ખાવો પડતો, અને વળી કેટલીકવાર અનાજનું દર્શન પણ કંટાળો આપતું. શૌચની ક્રિયા પણ બહુ અનિયમિત રીતે ચાલતી; એટલે કે, કોઈ કોઇવાર બહુ ઝાડા થઈ જતા, તો બીજી કેટલીકવાર સખ્ત બંધકોશજ રહ્યા કરતો. મગજમાં વારંવાર વેદના થઈ આવતી, અને ઉશ્કેરાવા જેવું જરા સરખું કારણ મળતાં તે બેહોશ અને હતાશ બની જતા હતા. તેમની આવી ચંચળ અવસ્થાને લીધે લાલ પ્રકાશનો ઉપયોગ કરવાનો અને પીવામાં લાલ પાણી વાપરવાનો અમે ઠરાવ કર્યો. આ પ્રમાણે કરવાથી શુભ પરિણામો તરતજ જણાવા લાગ્યાં, તેનું આખું શરીર બહુ ત્વરિત રીતે તન્દુરસ્ત બનવા લાગ્યું, પાંચજ વખત વાદળી પ્રકાશમાં સ્નાન લેવાથી તેના શરીરનો સમગ્ર જ્ઞાનતંતુવ્યુહ નિરામય સ્થિતિમાં આવી ગયો, અને જો કે શારીરિક અને માનસિક સતત્ પરિશ્રમશીલ જીવન તેમને હજુ ગાળ્યાજ કરવું પડે છે તો પણ તે પછી આજદિન સુધી જ્ઞાનતંતુના કાંઇ પણ વિકારનો દુઃખદ અનુભવ કરવાનો પ્રસંગ કદી પણ તેમને પ્રાપ્ત થયો નથી."

# પ્રકરણ ૪૨ મું:—વાદળી અને શ્વેત રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા.

---

## અધસી અથવા રાંઝણ.

જનરલ પ્લેઝેંટનના વાદળી અને શ્વેત પ્રકાશ વિષેના પુસ્તકનાં ચાદમા પૃષ્ઠ ઉપર નીચેનો દાખલો આપેલો છે:—"સન ૧૮૭૧ ના સપ્ટેંબર માસમાં ૨૨ વર્ષની વયનો મારો એક પુત્ર જેના શરીરના સ્નાયુઓ આશ્ચર્ય ઉપજાવે તેટલા ખીલેલા અને બળવાન હતા. તેને રાંઝણ અથવા પગના મોટામાં મોટા જ્ઞાનતંતુનો સોજો કે વાતવ્યાધિ અતિશય સખ્તરૂપમાં થયો હતો. આ દરદને લીધે તેની ડાબી બાજુની કુહેડમાં અને ડાબા પગમાં એટલી બધી અસહ્ય વેદના થતી હતી કે મહા મુસીબતે લંગડાતે લંગડાતે તે થોડું ચાલતો તો પણ પીડા થયા વગર રહેતી નહિ. સારામાં સારા ઔષધોપચાર અને વિજળીના પ્રયોગો કરીને થાકયા પછી મેં તેને વાદળી અને શ્વેતરંગના સૂર્યપ્રકાશનો બેગો ઉપયોગ કરવા સૂચવ્યું. આ પ્રકાશ ખુલ્લી કરેલી બરડાની કરોડ અને ડાબા નિતંબ ઉપર પાડવાનું મેં સૂચવ્યું હતું. આ પ્રમાણે ઉપચાર શરૂ કર્યા પછી ત્રણ અઠવાડીઆની અંદર વ્યાધિનું એકે એક દુઃખદ લક્ષણ અદૃસ્ય થઇ ગયું. અને દરદ મટી ગયાને હાલ ત્રણ વર્ષ જેટલી મુદત થયા છતાં દરદે મુદલ ઉથલો માર્યો નથી."

## સન્નિપાતના બે કેસ.

વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશ નામના પુસ્તકના ૧૫ મા પૃષ્ઠ ઉપર નીચે પ્રમાણે લખેલું છે:—"મેજોર જનરલ એસ. અને મેજોર

જનરલ ડી. જેઓ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના જાથુના લશ્કરના આગેવાન સરદારો હતા, તેઓ મારા મિત્રો હોવાથી તેમને મળવા માટે હું જ્યારે ગયો, ત્યારે તેમના ઉતારાના સરકારી મકાનની બારીમાં વાદળી રંગનો મોટો કાચ પણ સફેદ કાચની જોડે મેં જડેલો જોયો. થોડીક આડી અવળી વાતચીત ચાલ્યા પછી જનરલ ડી. એ મને પુછ્યું કે બારીમાં જડેલો વાદળી કાચ તમે જોયો? અને તે શા માટે હશે તે તમે સમજી શકો છો? મેં જવાબ આપ્યો કે તે કાચે મારૂં ધ્યાન તો ખેંચ્યું હતું, પરંતુ તે શાને માટે હશે તે હું સમજી શકયો નહોતો. આ ઉપરથી તે સરદારે ખુલાસો કર્યો કે મારા મિત્ર જનરલ એસ. અને હું બન્ને એકજ દરદથી પીડાઇએ છીએ; એટલે કે, કોણીથી નીચેનો બધો હાથ અમારા બન્નેનો સંધિવાતને લીધે બહુજ પીડા કરે છે. અમારી આંગળીઓના સાંધા પણ કેટલીકવાર એટલા બધા અકડાઇ જાય છે કે કલમ સુધાં પકડતાં અમને ઘણીજ વેદના થાય છે. અમારા જાણવા કે સાંભળવામાં આવેલા સર્વે ઉપાયો અમે કરી ચુકયા છીએ, પણ તેથી કાંઇજ કામ સર્યું નથી. આખરે મેં મારા મિત્ર જનરલ એસ. ને કહ્યું કે જનરલ પ્લેઝેંટનના બતાવેલા વાદળી પ્રકાશનો અનુભવ આપણે લેઇ જોઇએ તો કેમ? આ બાબતમાં મારા મિત્ર પણ એકમત થવાથી આ વાદળી કાચ લાવીને બારીમાં અમે જડયો, અને દશ વાગ્યા પછી તડકો તે કાચની મારફત અમારા ઓરડામાં આવવા લાગ્યો કે તરતજ અમે પહેરેલાં કપડાંની બાંહો ઉંચી ચઢાવીને અમારા હાથ તે પ્રકાશમાં દરરોજ અરધો કલાક ધરી રાખવા લાગ્યા, જેને પરિણામે માત્ર ત્રણ દિવસમાંજ અમારૂં દરદ તદ્દન મટી ગયું.

"આ બે લશ્કરી અમલદારોને ઉપર વર્ણવેલા પ્રસંગે મળ્યાને

આજ બે વર્ષ કરતાં પણ વધારે મુદ્દત થઈ ગઈ છે, છતાં પણ તે બન્નેમાંથી એકેને સંધિવાનું દરદ કદી પણ ફરીથી કિંચિત અંશે પણ જણાયું નથી. તેમાં પણ ખાસ જાણવા જેવું તો એ છે કે બન્નેને વખતો વખત લાંબા કાળ સુધી બહુ ઠંડા અને ક્વચિત ભેજવાળા પ્રદેશોમાં પણ રહેવું પડયું હતું. છતાં એ રંગના ઉપચારથી મટી ગયેલું સંધિવાતનું દરદ ફરીથી દેખાયું નથી."

## જ્ઞાનતંતુની બેહદ ક્ષીણતા.

વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશ નામના પુસ્તકના પૃષ્ઠ ૨૫ મા ઉપર ન્યૂયૉર્કના ડૉ. ફીશરની સંમુખ એક સ્ત્રી દરદીએ જે હકીકત નોંધાવી હતી તેનો સાર નીચે પ્રમાણે છેઃ—" હું ત્રણ વર્ષથી માંદી હતી અને તેમાં દોઢ વર્ષથી તો પુરેપુરી ખાટલા વશજ હતી. કસરતના અભાવ અને અન્ય કારણોને લીધે મારૂં શરીર તદ્દન ક્ષીણ થઇ ગયું હતું, જ્ઞાનતંતુઓ બેહદ નિર્બળ થઈ ગયા હતા, રાત્રે ઉંઘ આવતી નહોતી, ખોરાક ઉપર તો મુદ્દલ રૂચિજ નહિ, અને પૌષ્ટિક, ઉત્તેજક કે નિદ્રા લાવનાર દવાઓ મોટા પ્રમાણમાં લેવા છતાં કાંઈ પણ સારીજેવી અસર થતી નહિ, શરીર તો લોહી વગર તદ્દન ફીકકું પડી ગયું હતું; છેવટના ઇલાજ તરીકે સન ૧૮૭૪ ના જાન્યુઆરીની ૧૯ મી તારીખે મારી બારીમાં વાદળી રંગના ૩૬×૧૬ ઇંચ કદના બે કાચ જડીને તેની મારફત આવતા પ્રકાશને ખુલ્લી પીઠની કરોડ ઉપર સવાર સાંજ દિવસમાં બે વખત વીસ અથવા ત્રીસ ત્રીસ મિનિટ સુધી ડૉ. ફીશરની ભલામણ પ્રમાણે પાડવાનું મેં શરૂ કર્યું, અને શરીરના બાકીના ભાગપર સૂર્યનો શ્વેતપ્રકાશ પાડવા માંડયો. આ પ્રમાણે કરવા માંડયા પછી થોડાક દિવસમાં પ્રકાશના આ પ્રકારના ઉપચારની અસર

બહુ સખ્ત લાગવાથી ખુલ્લા શરીરને બદલે ઝીણાં આછાં કપડાં પહેરીને હું પ્રકાશ સ્નાન લેવા લાગી, જેને પરિણામે, એકંદરે બે ત્રણ અઠવાડીઆં પછી ભૂખ, ઉંઘ, શક્તિ ઇત્યાદિમાં સારો સુધારો થતો મારા જોવામાં આવ્યો. અને આશરે સાડાત્રણ કે ચાર માસની આખરે હું એટલી બધી તન્દુરસ્ત બની ગઇ કે મને કોઇ ઓળખી પણ શકે નહિ. મારા દરદનું કોઇ નામ નિશાન પણ પાછળ રહ્યું નહિ. વધારેમાં એ પણ જણાવવાની જરૂર છે કે, જ્યારથી આ પ્રકાશના ઉપચાર કરવા માંડ્યા ત્યારથીજ સર્વે જાતની દવાઓ વાપરવાનું મેં બંધ કરી દીધું હતું; તેથી મેં જે લાભ પ્રાપ્ત કર્યા હતા તે ફક્ત પ્રકાશના ઉપચારનુંજ શુભ પરિણામ હતું, તે નિઃસંશય વાત છે." ઉપર લખેલા કેસ વિષે ટીકા કરતાં ડૉ. બૅબિટ લખે છે કે, લગભગ આખા શરીર ઉપર વાદળી પ્રકાશજ પડી શકે તેવડા મોટા કાચ વાપરવામાં આવ્યા હતા તે બહુ યોગ્ય હતું. કારણ કે શ્વેત પ્રકાશ જો વધારે પ્રમાણમાં વાપરવામાં આવત તો આ બાઇની બહુ નાજુક અને લાગણી વાળી પ્રકૃતિને બહુ અસ્વસ્થતા ઉપજાવનાર થઇ પડત. વળી જો સારી જાતના વાદળી કાચ પસંદ કરવામાં આવ્યા હોત તો ખુલ્લા શરીરે પણ તે પ્રકાશ વિના હરકતે લેઇ શકાત.

## ચસકા, શૂળ, આમવાત તથા જ્ઞાનતંતુની ક્ષીણતા

અમેરિકાના ફીલાડેલ્ફિઆ શહેરમાં નં. ૧૨૨૦ વૉલનટ સ્ટ્રીટમાં આવેલા ઇલેક્ટ્રીકલ ઇન્સ્ટીટ્યુટવાળા ડૉક્ટર એસ. ડબલ્યુ. બેકવીથનાં પત્ની જે મરણપથારીએ પડયાં હતાં તેને વાદળી પ્રકાશથી અતિ આશ્ચર્યકારક લાભ થવાનો જાણવા જેવો દાખલો 'વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશ' નામના પુસ્તકના ૧૦ મા પૃષ્ઠ ઉપર જનરલ પ્લેઝંટને જે

આપેલો છે તેનો સાર આ પ્રમાણે છેઃ—સન ૧૮૭૧ ના ઑગસ્ટ માસમાં મારા મિત્ર ડૉ. બેકવીથને હું મળવા ગયો ત્યારે તે બેહદ ગમગીનીમાં ડુબેલા માલૂમ પડયા, કારણ કે પોતાની પત્નીના બચવાની સર્વ આશા તેમણે મુકી દીધી હતી. આ બાઇને માથામાં, ગરદનમાં અને પગમાં અસહ્ય વેદના રાત દિવસ થયા કરતી હતી, ભૂખ મુદ્દલ હતીજ નહિં, શરીર ધીરે ધીરે ગળી જઇને તદ્દન ક્ષીણ થઈ ગયું હતું, અને શરીરની સપ્ત ધાતુઓ અને એકે એક રસોત્પાદનની ક્રિયા વિકારી બની ગઈ હતી. બીજા સર્વે ઉપચારો નિષ્ફલ નિવડવાથી આખરે વર્ણોપચાર શરૂ કરવામાં આવ્યો. વાદળી અને શ્વેત કાચ વારાફરતી જોડેજોડે ગોઠવીને તેની મારફત આવતો શ્વેત પ્રકાશ આ બાઇના શરીર પર પાડવાનો આરંભ કર્યો. છ દિવસ પછી જ્યારે આ દરદીને જોવા માટે હું જાતે ગયો ત્યારે તે પતિપત્નીએ ઘણા આભાર અને આનન્દના પ્રદર્શન પૂર્વક મને જણાવ્યું કે, અન્ય રીતે થોડો થોડો લાભ અનુભવવા ઉપરાંત બહુ આશ્ચર્યકારક વાત તો એ બની છે કે, પ્રકાશના ઉપચારને લીધે માથાના વાળ બહુ લાંબા વધવા માંડયા છે, એટલું જ નહિ પણ ટાલ પડેલી જગાએ નવા વાળ મોટા જથામાં ઉગવા માંડયા છે. દરદી બાઇએ વળી જાતે જણાવ્યું કે, જ્યારે જ્યારે હું મારો ખુલ્લો પગ વાદળી પ્રકાશમાં મુકું છું ત્યારે ત્યારે પગમાંનું દરદ તરતજ બંધ પડે છે. તેવીજ રીતે પ્રકાશના ઉપચારથી મારા બરડામાં થતી વેદના પણ ઓછી થઈ ગઇ છે. ફરીથી ત્રણ અઠવાડીઆં પછી હું જ્યારે પુનઃ આ દરદીને જોવા ગયો ત્યારે મને સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું કે દરદીને થતી સર્વે પ્રકારની વેદના તદ્દન નિર્મૂળ થઇ ગઈ છે, ઉંઘ શાંત અને પુસ્તી આવે છે, ભૂખ સારી રીતે લાગવાથી શરીરમાં લોહી અને માંસનો સારો

વધારો થયો છે, અને શરીરમાં શક્તિ પણ સારી રીતે આવી છે. વધારામાં આ દરદીના પતિ ડૉ. એસ. ડબલ્યુ. બેક્વીથ ( Dr. S. W. Beckwith ) એમણે નીચેનો સ્પષ્ટ અને જાણવા જેવો અભિપ્રાય પોતાના સ્વાનુભવને આધારે દર્શાવ્યો હતો. " From my observation of the effects of blue and sun lights upon my wife, I regard it as the greatest stimulent and the most powerful tonic that I know of in medicine. It will be invaluable in typhoid cases, cases of debility, nervous depression and the like." ("મારી પત્ની ઉપર વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશની થયેલી શુભ અસરોના જાતીય અવલોકન ઉપરથી તેને હું વૈદ્યકશાસ્ત્રમાં જણાયલાં સર્વ દીપન અને પૌષ્ટિક સાધનોમાં સર્વોત્તમ લેખું છું. ટાઇફૉઇડ એટલે કાળજ્વર, અશક્તિ અને જ્ઞાનતંતુની ક્ષીણતાનાં દરદોમાં પ્રકાશનો ઉપચાર અમૂલ્ય થઇ પડશે." )

## વનસ્પતિ, પ્રાણી અને બાળકોની વાદળી પ્રકાશને લીધે થતી અદ્ભુત વૃદ્ધિ.

વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશ એ નામના પુસ્તકના ૭ મા પૃષ્ઠ ઉપર અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના દરીયાઇ કાફલાના એક અમલદાર કોમોડોર જે. આર. ગોલ્ડઝબરોએ ઇલીનૉઇસ સ્ટેટમાં આવેલા માઉંડ સીટીમાંથી તારીખ ૩૧ મી મે સન ૧૮૭૨ ના રોજ જે એક પત્ર લખેલો તે છાપવામાં આવેલો છે, તેનો ટુંક સાર આ પ્રમાણે છેઃ— વાદળીરંગના અને સાદા સફેદ કાચની મારફત આવતા પ્રકાશ નીચે ઉછેરવામાં આવતી વનસ્પતિ અને છોડવાઓની અસાધારણ વૃદ્ધિ વિષે

વિવેચન ક્યાં પછી એમ જણાવવામાં આવ્યું છે કે, એકજ સ્થળે અને એકજ સમયે જન્મેલાં કેટલાંક મરઘીનાં બચ્ચાંના બે વિભાગ કરી એક સમૂહને વાદળી અને શ્વેત કાચ જડેલા એક વિશાળ પાંજરામાં ઉછેરવાની ગોઠવણુ કરવામાં આવી, અને બીજા વિભાગને સાધારણ રીતે ઉછરવા દેવામાં આવ્યાં. બન્ને વિભાગનાં મરઘીનાં બચ્ચાંઓને એકજ વખતે એકજ જાતનો એમ એકસરખા પ્રમાણમાં ખોરાક પાણી વગેરે આપવામાં આવતું હતું, છતાં આરંભથીજ વાદળી અને શ્વેત કાચ નીચે ઉછરતાં બચ્ચાં ઘણાંજ વધારે ચંચળ, પુષ્ટ અને અધિક શારીરિક વિકાસવાળાં થતાં જોવામાં આવ્યાં હતાં. અને આ પ્રમાણેનો તફાવત જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ અધિકાધિક પ્રત્યક્ષ થતો ગયો. આ પછી કોમોડોર ગોલ્ડઝબરો એક બાળકનો દાખલો પણ વર્ણવતાં કહે છે કે, તેમના ઓળખાણના એક ગૃહસ્થની સ્ત્રીને પેટે એક બાળક અધુરે અવતર્યું હતું. આ રીતે નવ સાડાનવ માસ સુધીના ગર્ભવાસને લીધે શારીરિક પૂર્ણ વિકાસનો લાભ આ બાળકને મળ્યો નહોતો તેથી તે અતિશય નાનું, નાજુક અને નિર્બળ દેખાતું હતું. જન્મસમયે તેના શરીરનું વજન માત્ર ૩½ રતલ હતું. તેની માતાની પ્રકૃતિ પણ જોઇએ તેવી સારી નહોતી, પરંતુ સદ્‌ભાગ્યે આ માતા અને તેનું બાળક દિવસનો ઘણોખરો વખત ઝીણા વાદળી રંગનાં કપડાંના પડદાઓવાળા એક ઓરડામાં ગાળતાં હતાં, તેથી બહારથી આવતો પુષ્કળ પ્રકાશ આસમાની રંગનો બનીને તેમના ઉપર પડતો હતો. આને પરિણામે તે માતાને પૂર્વેના કોઇપણ સમય કરતાં ઘણુંજ વધારે અને સારી જાતનું ધાવણ આવવા લાગ્યું, અને તે બાળકનો જઠરાગ્નિ પણ એટલો પ્રદીપ્ત થયો કે ખૂબ ધાવવા છતાં પણ તેને પુરે-પુરો સંતોષ થતો જણાતો નહિ. આવી રીતે ચાલવાથી તે બાળક

ચાર મહિનાનું થયું ત્યારે તેના શરીરનું વજન ૨૨ રતલ અને તન્દુરસ્તી આશ્ચર્ય ઉપજાવે તેવી થઇ રહી.

## બાળકનો પક્ષાઘાત.

વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશ નામના પુસ્તકના ૨૨ મા પૃષ્ઠ ઉપર એક દાખલો લખેલો છે, જેનો સાર નીચે પ્રમાણે છેઃ—અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના સ્થાયી લશ્કરના મોટા સરદાર મેજર જનરલ સી. નો એક પૌત્ર જન્મથી પોતાના પગ વાપરી શકતો નહોતો, કારણ કે બન્ને પગ જાણે કે પક્ષાઘાત કે લકવાથી રહી ગયા હોય તેમ ઘણા નિર્બળ હતા. આવી અશક્તિ અને ખોડ દુર કરવા માટે મકાનના ત્રીજા માળપર આવેલા એક ખૂબ હવા પ્રકાશવાળા ઓરડાની બારીઓમાં વાદળી અને સફેદ કાચ સરખા પ્રમાણમાં જડીને ત્યાં તે બાળકને રમતુ મુકવામાં આવ્યું, તેને પરિણામે થોડાકજ દિવસમાં પગમાં બળ આવતું દેખાયું; અને ખુરશી ઝાલી ઉભા થવા, ટેકાની મદદથી ટગુમગુ ચાલવા, અને બીજી રીતે સશક્ત બનવા માંડ્યું અને આખરે સંપૂર્ણ તનદુરસ્ત બની ગયું હતું.

જે બાળકો બેચેન, અશક્ત અને સુકાયલાં રહેતાં હોય તેમનાં માબાપોએ ઉપરના દાખલા ઉપરથી બોધ લેઈ બાળકને રહેવાના ઓરડામાં સગવડ હોય તો વાદળી પ્રકાશ મળે તેવી ગોઠવણ કરવી જોઇએ.

## કરોડરજ્જુના આવરણનો વરમ, અને માથાની ટાલ.

જનરલ પ્લેઝેંટન પોતાના પુસ્તકમાં બહુ જાણવા જેવો અને ખુશી ઉપજાવે તેવો એક દાખલો વર્ણવે છે, જેનો સાર આ પ્રમાણે છેઃ—ન્યૂયોર્ક સ્ટેટમાં આવેલા કૉરનિંગ શહેરથી એક સારા કુટુંબની બાઇ અને તેની યુવાન દીકરી જનરલ પ્લેઝેંટનનો રૂબરૂમાં ઉપકાર

માનવા માટે ખાસ ફીલાડેલ્ફીઆ આવ્યાં હતાં. તે બાઇએ જણાવ્યું કે; આ મારી દીકરીને ચાર વર્ષ ઉપર કરોડરજ્જુના આવરણના વરમનું દરદ બહુજ સખ્તરૂપમાં લાગું પડયું હતું. તેને જે દુઃખ થતું હતું તે સ્પષ્ટ શબ્દોમાં વર્ણવી શકાય તેવું નહોતું, પરંતુ તે રાત દિવસ સતત થયા કરતું હતું, તે વાત નક્કી છે. આ ચાર વર્ષોમાં કલ્પનામાં પણ આવી શકે તેવા સર્વે ઉપાય અજમાવી જોવામાં આવ્યા હતા, છતાં કાંઇજ લાભ થયો નહોતો. છેવટે તેની એવી સ્થિતિ થઇ પડી કે જરા સરખોયે અવાજ અગર પવનનો મૃદુમાં મૃદુ સંચાર કે લહરી તેને અસહ્ય કંટાળો અને દુઃખ આપતાં. તેનું શરીર છેકજ ગળી જઇને ક્ષીણ થઈ ગયું હતું, રાત્રે નિદ્રા આવતી નહોતી, તેમજ દિવસે ભૂખ પણ લાગતી નહિ. બધી રીતે વિચારતાં તેના જીવવાની જરાએ આશા નહોતી, તેવામાં જનરલ પ્લૅઝેંટનનો શોધી કાઢેલા વાદળી અને શ્વેત પ્રકાશના સંયુક્ત ઉપયોગ વાળા ઉપચાર વિષે અમારા સાંભળવામાં આવ્યું, અને તે બરાબર રીતે અજમાવી જોવાનો અમે નિશ્ચય કર્યો. તે વખતે દવાઓના હીમાયતી ડૉક્ટરોએ જે વલણ દર્શાવ્યું હતું તે વિષે નીચેના શબ્દો વાપરવામાં આવેલા છેઃ- " Her physicians, of course, laughed at the idea, pronounced the whole thing a humbug, etc., as is the habit of professional gentlemen whenever any new idea is broached. The physician was dismissed, and the young lady relied wholly upon the blue glass treatment for her restoration to health." આ દરદીના ડૉક્ટરો પ્રકાશના ઉપચાર તરફ ખરેખર હસવા લાગ્યા અને તે સઘળું ધતીંગ છે એમ અભિપ્રાય દર્શાવ્યો. કારણ કે જ્યારે

જ્યારે કોઇ નવો વિચાર તેમના આગળ દર્શાવવામાં આવે છે ત્યારે આ વૈદ્યકધંધાના ગૃહસ્થો આવોજ વિરોધ જણાવતા આવેલા છે. ઉપર કહેલી દરદી બાઇએ તો ડૉક્ટરને રજા આપીને આરોગ્યની પુનઃ પ્રાપ્તિ માટે વાદળી પ્રકાશના ઉપરજ સંપૂર્ણ આધાર રાખ્યો."

જ્યારે જ્યારે વાદળી પ્રકાશવાળા ઓરડામાં આ દરદી દાખલ થતી ત્યારે ત્યારે તરતજ તેનું દુઃખ મટી જતું, પણ તેમાંથી બહાર ગયા પછી પાછું થઈ આવતું. પરંતુ કેટલાક દિવસો સુધી આ ઉપચાર ચાલુ રહેવાથી ધીરે ધીરે તેની સ્થિતિ સુધરતી ચાલી. તેને ભૂખ લાગવા માંડી, રાત્રે ઉંઘ આવવા લાગી, શરીરમાં માંસ અને લોહીનો ભરાવો થતો ગયો, અને શક્તિ પણ વધવા લાગી, અને આખરે દરદ સંપૂર્ણ રીતે મટી જઈ તે કેવળ નિરામય બની ગઇ. આ દરદી વિષે એક બહુ જાણવા જેવી વાત એ પણ બની હતી કે દરદને લીધે તેના માથાના વાળ એકેએક ખરી પડી તેનું આખું માથું ઇંડાના જેવું વાળ વગરનું નિર્લોમ બની રહ્યું હતું, અને કુશળ ખાસ ડૉક્ટરોને બતાવતાં તેઓએ બળવાન સૂક્ષ્મદર્શક યંત્રો વડે તપાસીને એવો અભિપ્રાય આપ્યો હતો કે વાળનાં મૂળ પણ નાશ પામી ગયાં છે, તેથી મરણ પર્યન્ત કદી કુદરતી વાળ ત્યાં ઉગી શકશે નહિ. આ અભિપ્રાય તે યુવતિને મરણ કરતાં પણ અધિક અનિષ્ટપ્રદ જણાયો હતો. પરંતુ ઉપર કહ્યું તેવી રીતે પ્રકાશનો ઉપચાર કરવાથી તેનાં બીજાં દરદો મટી ગયાં એટલુંજ નહિ પણ સુંદર લાંબા પુષ્કળ વાળથી તેનું આખું માથું ભરાઈ ગયું હતું, જે તે બાઇએ રૂબરૂમાં જનરલ પ્લૅઝેંટનને બતાવ્યું હતું; અને આ રીતે આરોગ્ય ને સૌંદર્ય પુનઃ પ્રાપ્ત કરવામાં આવો અપૂર્વ માર્ગ બતાવવા માટે જનરલ પ્લૅઝેંટનનો બેહદ ઉપકાર તે માતા અને પુત્રીએ માન્યો હતો. ઉપરનો દાખલો તા. ૧૨ મી

જાન્યુઆરી સન ૧૮૭૭ ના ચિકાગો ટ્રિબ્યુન નામના પ્રસિદ્ધ દૈનિક પત્રમાં પ્રસિદ્ધ થયો હતો. અને તેવીજ રીતે ન્યૂયૉર્ક ટ્રિબ્યુન નામના પત્રે પણ તે છાપ્યો હતો.

## શરીર પછડાઇને કચ્ચર વાગવું અને તેને લીધે આવતો સોજો.

ચાલતી ઘોડાગાડીમાંથી એકદમ ઉતરવા જતાં જનરલ પ્લૅઝેંટ-નને જમણા ખભા, પીઠની જમણી બાજુ, અને જમણી બાજુની કહેડમાં ઘણોજ સખ્ત આઘાત થયો હતો, અને તેને લીધે પેદા થયેલ સખ્ત દરદ પોતે કેવી રીતે મટાડયું હતું તે વિષે એક મહત્વનો પત્ર જનસમાજની જાણ માટે તેમણે પ્રસિદ્ધ કરાવ્યો હતો, જે તારીખ ૨૪ મી જાન્યુઆરી સન ૧૮૭૭ ના ચિકાગો ટ્રિબ્યુન નામના પ્રસિદ્ધ દૈનિક પત્રમાં પ્રકટ થયો હતો, તેનો ટુંક સાર નીચે પ્રમાણે છેઃ—

ચાલતી ગાડીમાંથી એકદમ ઉતરવા જતાં જમણી તરફના ખભા, પીઠ અને કહેડમાં મને એવું તો સખ્ત અને કચ્ચર વાગ્યું કે તે આઘાતથી ક્ષણભર તો મારો શ્વાસ ચાલતો પણ અટકી પડયો. કેટ-લાક દયાળુ પુરૂષોએ મને ઉચકી લઇને સુરક્ષિત સ્થાનમાં મુક્યો. તે પછી મારા કુટુંબના અનુભવી ડૉકટરને બોલાવવામાં આવ્યો, તેણે મને બરાબર તપાસીને કહ્યું કે કોઇપણ હાડકું તો ભાગ્યું નથી પણ શરીર એટલું બધું કચરાયું છે કે ઘણા દિવસ સુધી ખાટલાવશ રહી વેદના સહન કર્યા કરવી પડે એવા સર્વ સંભવ જણાય છે. ઉપચાર તરીકે ઢીલા સાબુમાંથી બનાવેલી ચોળવાની દવા (Soap liniment) દુખતા ભાગપર ચોળવાનું બતાવ્યું, પણ તેનાથી વેદના અસહ્ય થતી અટકી નહિ. તેવામાં વળી ઉધરસ આવવા લાગતાં જમણા ફૈફસામાં

પીઠ તરફના ભાગમાં ઘણીજ વેદના મને જણાવા લાગી; તેથી મને લાગ્યું કે ફેફસાંના તે ભાગમાં સોજો આવી પરિણામે તે ભાગ નજીકની પાંસળી સાથે ચોટી જઈ બહુ દુઃખદ સ્થિતિ પેદા કરશે. આવી મુંઝવણમાં ડૉક્ટરને ફરીથી સલાહ માટે બોલાવ્યા. તેમણે ઉધરસ, છીંક વગેરે સ્વાભાવિક ક્રિયાઓ કરતી વખતે છાતી વગેરેના સ્નાયુઓ બહુ હાલી શકે નહિ તેવા પ્રકારે એક "પોરસ પ્લાસ્ટર" મારવા સલાહ આપી, પણ તે ઉપાયથી દરદનું મૂળ નષ્ટ થવાની ચાવી તેઓ આપી શક્યા નહિ, અને તેના ઉપયોગથી મને કાંઇજ સંતોષકારક લાભ થતો દેખાયો નહિ, અને વેદના અને ચિંતામાં હું નિરાધારપણે ડુબવા લાગ્યો. તેવામાં બીજે દિવસે બહુ ઝગઝગાટ તડકો નિકળ્યો તેથી પ્રકાશનો ઉપચાર મારી પોતાની જાત ઉપર પણ અજમાવી જોવાના નિર્ણય ઉપર હું આવ્યો. મારા એક ઓરડાની બારીઓમાં વાદળી અને સાદા શ્વેત કાચ મેં પહેલેથી જડાવી રાખેલા તો હતાજ તેથી તરતજ ત્યાં જઇને ખભો, પીઠ અને કટિનો ભાગ ખુલ્લો કરીને તે કાચ મારફત આવતા પ્રકાશમાં મેં ધર્યો તેથી થોડીજ વારમાં વેદના ઓછી થવા લાગી, અને અડધો કલાક પુરો થતામાં તો તે તદ્દન મટી ગઇ. પરંતુ સૂર્યાસ્ત પછી પાછી વેદના થવા લાગી છતાં પ્રકાશનો ઉપચાર કરવા માંડયા પૂર્વે જેટલી વેદના થતી હતી તેટલી વેદના તો હવે રહીજ નહોતી. બીજે દિવસે પણ આકાશ વાદળ વિનાનું સ્વચ્છ અને હવા સુકી ધુમસ વિનાની હોવાથી તે દિવસે પણ વર્ણોપચાર કરવાની મને ઈચ્છા થઇ, અને આવા ઉત્તમ ઉપાયનો પ્રત્યક્ષ અનુભવનો લાભ મારા કુટુંબના ડૉક્ટરને આપવાના હેતુથી મેં તેમને બોલાવ્યા. આ ડૉક્ટર અન્ય કોઈજ નહિ પણ પેંસિલવેનિયા યુનિવરસિટીના શારીરવિજ્ઞાન અને શસ્ત્રક્રિયાના પ્રોફેસર અને એક આગેવાન સર્જન ડૉક્ટર ડી.

હેઇસ એગ્ન્યુ ( Dr. D. Hayes Agnew ) હતા. તેઓ આવ્યા ત્યારે હું ઉપર કહેલું પ્રકાશસ્નાન લેતો હતો તે જોઇને ડૉક્ટરે તે ઉપચારના ઉપયોગીપણા વિષે કેવલ અશ્રદ્ધા સૂચવનારૂ હાસ્ય કર્યું. આના જવાબમાં મેં તેમને બારીમાં જડેલા વાદળી અને સાદા સફેદ કાચ એ દરેક ઉપર એકએક હાથ મુકવા કહ્યું. અને જો કે તે બન્ને રંગના કાચ ઉપર તડકો એકસરખી રીતે પડતો હતો, અને તે બન્ને કાચની જાડાઇ પણ સરખીજ હતી, છતાં એ વાદળી કાચ અપેક્ષયા અધિક ઉષ્ણ સ્પષ્ટ રીતે લાગતો હતો. આ જોઈ ડૉક્ટરને ઘણી નવાઇ લાગી. તે પછી રંગીન પ્રકાશના વ્યાધિવિદારક ગુણો વિષેનો મારો પોતાનો અને બીજાઓનો અનુભવ મેં તેમને કહી સંભળાવ્યો. અધિક લંબાણ નહિ કરતાં ટુંકામાં એટલુંજ કહેવાનું કે ઉપર જણાવેલા પ્રકારના ઉપચારથી અલ્પ સમયમાં હું સંપૂર્ણ રીતે સાજો થઈ ગયો હતો.

## જીર્ણ સન્ધિવાત કે આમવાત.

ન્યૂયૉર્ક શહેરમાં પૂર્વ તરફના બેંતાલીસમા સ્ટ્રીટ ઉપર નં. ૨૦ વાળા મકાનમાં રહેતી એક મિસીસ વિલીયમ ટોએસેલ નામની સ્ત્રીના જાણવા જેવા કેસ તરફ ડૉ. રૉબર્ટ રોહલેંડ એમણે ડૉ. બૅબિટનું ખાસ ધ્યાન ખેંચ્યું; તેથી તેમણે તે બાઇની પાસે જઇને ખાસ જાતી તપાસ કરી તે ઉપરથી તેમને માલૂમ પડ્યું કે, આઠવર્ષથી તે બાઇ બહુ વિકટ જાતના સંધિવાતથી પીડાતી હતી. તેના ઢીંચણ બહુજ સુજી ગયા હતા અને સાંધાઓ ગંઠાઇ ગયા હતા. તેનીજ રીતે તેનાં બીજાં અંગઉપાંગો વિકૃત થઇ ગયાં હતાં, આંગળીઓના સાંધા સુજી ગયા હતા, અને હાથેલી તરફના સ્નાયુઓ ખેંચાઇ જવાથી આંગળીઓ હમેશાં વળેલીજ રહેતી, અને પુરેપુરી સીધી થઈ શકતી નહોતી. ડાબો હાથ અને ખભો અર્ધાંગવાયુથી જાણે જુદા પડી ગયા હોય તેવા

દેખાતા હતા. આ રીતે એકંદરે તે એવી તો પરવશ થઇ ગઇ હતી કે બીજાએ તેને ઉચકીને લેઈ જાય ત્યારેજ તે એક સ્થળેથી બીજે સ્થળે ખસી શકતી હતી. તેનાં આ દરદો ગર્ભાશય અને મૂત્ર સંબંધીના દોષોને લીધે થયાનું અનુમાન થતું હતું. હરેક પ્રકારનો ઉપચાર તેણે અજમાવી જોયો હતો પણ કંઈ લાભ નહિ થવાથી આખરે તેણે વાદળી અને શ્વેત સૂર્યપ્રકાશનો ઉપચાર અજમાવવા માંડયો. વાદળી અને સાદા શ્વેતરંગના કાચની સરખા કદની કાચની પટીઓ બારીમાં જડાવીને તેની મારફત આવતો પ્રકાશ પોતાના ઢીંચણ, ખભા અને કરોડપર તેણે પાડવા માંડયો, અને તે વખતે શિયાળાની સખ્ત ઠંડીની તે મોસમ હતી છતાં પણ શરીરના ભાગને તદ્દન ખુલ્લા કરીનેજ તે પર પ્રકાશ પાડવા માંડયો. વાદળી પ્રકાશ શરીરને અડકતાંજ પ્રથમ તો બહુજ ઠંડકની લાગણી જણાતી પણ તે પછી થોડી વારમાં શરીરમાં ગરમાવો આવતો જણાતો. વળી શરીરપર જ્યાં જ્યાં વાદળી અને શ્વેતરંગની સન્ધિ થતી ત્યાં આગળ જાણે માખીઓ ફરતી હોય તેવી લાગણીનો દરદીને અનુભવ થતો. ઇસ્વી સન ૧૮૭૬ ની પાનખર ઋતુના આરંભથી ઉપર લખ્યા પ્રમાણેના ઉપચારો શરૂ કરી તેણે આઠ નવ માસ સુધી તે ચાલુ રાખ્યા, તેથી તેના સાંધાઓ ઉપરનો સોજો જતો રહ્યો, શરીરનો ઘાટ તન્દુરસ્ત મનુષ્યના જેવો થયો, વિકૃતિ જતી રહી, હાથની આંગળીઓ પુરેપુરી સીધી થવા લાગી; અને જોકે ઉપર લખેલી મુદતમાં તે પુરેપુરી સશક્ત અને તન્દુરસ્ત થઈ ગઇ નહોતી તોપણ સહેલાઇથી ગામમાં ફરી શકતી હતી, અને તે વખતે તે જરા સરખીજ ખોડંગાતી હતી.

ડૉ. બૅબિટ આ સંબંધમાં લખે છે કે આવા જીર્ણ દરદીઓને એકલો વાદળીરંગ બરાબર માફક આવતો નથી. એટલુંજ નહિ પણ

તેની સાથે જો શ્વેત પ્રકાશનો ઉપયોગ કરવામાં ન આવતો હોય તો ઘણીવાર ખાસ નુકશાન થવાનો સંભવ રહે છે. આવા દાખલામાં યોગ્ય પ્રમાણમાં લાલ પ્રકાશના ઉપયોગથી અધિક અને સત્વર લાભ થાય છે. લાલ પ્રકાશની સાથે દુઃખતા ભાગને ચોળવા, ચાંપવા અને થાબડવાથી વધારે સારી અસર થાય છે. આ પ્રકારના ઉપચારથી શરૂઆતમાં એક બે દિવસ દરદ વધતું અગર તેનું મૂળનું તીવ્ર સ્વરૂપ ધારણ કરતું જણાય તો તેથી ભડકવાનું નથી. લાલ પ્રકાશવડે આરંભમાં શરીરના બળ અને રૂધિરાભિસરણને ઉત્તેજીત કર્યા પછી વાદળી જાંબલી રંગનો ઉપયોગ કરવો. વળી જો લાલ રંગની અસર બહુ થયેલી જણાય તો એકલા વાદળી પ્રકાશનો ઉપયોગ કરવાથી જોઈતી શાન્તિ અને સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે.

કરોડરજ્જુના આવરણના વરમ ઉપર ડૉ. બૅબિટ દરદીની બોચી કે માથાના પાછલા ભાગથી આરંભીને પોણા ભાગની કરોડ ઉપર વાદળી અગર વાદળી જાંબલીરંગનો પ્રકાશ, અને તેથી નીચેના કરોડના ભાગ ઉપર લીલારંગનો પ્રકાશ, પાડવાની ભલામણ કરે છે.

---

## પ્રકરણ ૪૩:—પીળા અને નારંગી રંગથી સાજા થયેલા દરદીઓના દાખલા.

---

### પીળા પ્રકાશની મદદમાં જરા લાલ અને નારંગી રંગના પ્રકાશથી રેચક અને બળવર્ધક અસરના દાખલા.

**બંધકોશ.**

ડૉકટર બૅબબીટ, એમ. ડી., એલ. એલ. ડી., કહે છે કે જુન માસમાં એક બંધકોશનો દરદી મારી પાસે આવ્યો, જેને પ્રકાશના

ઉપચારથી માત્ર ૧૮ મિનિટમાંજ એક સાફ દસ્ત હું નીચેની વિધિથી લાવી શક્યો હતો. દરદીના પેટ અને પેઢુનો ભાગ ખુલ્લો કરી તે બધા ભાગપર રંગીન પ્રકાશ પડે તેવી રીતે એક મોટા પીળો કાચ ગોઠવી તે પ્રકાશને અમુક અમુક ભાગપર ( ખાસ કરીને મોટા આંતરડાના નીચે ઉતરતા છેવટના ભાગ Descending colon પર ) ખાસ કેંદ્રિત કરવા માટે અનુકૂલ આવે તેવો બહિર્ગોલ કાચ lens વાપર્યો હતો. આ પ્રકારના ઉપચાર બપોરના બે વાગ્યે શરૂ કર્યા તે વખતે હવાનું ઉષ્ણતામાન (ટંપરેચર) માત્ર ૭૦ ડીગ્રી ફેરનહીટ હતું તો પણ દરદીના આખા શરીરે પરસેવો આવવા માંડ્યો હતો. પ્રકાશ આપવાનું શરૂ કર્યે પાંચજ મિનિટ થઇ તેટલામાં પેટમાં જુલાબ લીધો હોય તેમ ગડગડાટ થવા માંડ્યો, અને ૧૮ મિનિટ પુરી થતાં એક દસ્ત ખુલાસેથી થયો.આટલી ત્વરિત અસર થવા છતાં તેને પેટમાં ચુંક કે આંકડી મુદ્દલ આવી નહોતી. કેટલાંક મનુષ્યોને ઉપર લખ્યો તેના કરતાં બમણા કે તમણા વખત સુધી પ્રકાશ આપવાની જરૂર પડે છે. કોઇ પણ જાતનો ઘેરો પીળો અથવા પીળો નારંગી રંગનો કાચ આ કામ માટે ચાલી શકે છે.

## શ્વાસનલિકાઓનો વિકાર ને અવરોધ.

એક મનુષ્ય બહુકાળના જીર્ણ પિત્તજન્યકાસ કે સસણીના વ્યાધિથી પીડાતો હતો. તેને પીળા કાચની મારફત કેન્દ્રિત કરેલો પ્રકાશ છાતી ઉપર આપવાથી એક મિનિટમાં તે ભાગની ત્વચા લાલ થઇ હતી. આવી રીતે દરરોજ પંદર વીસ મિનિટ સુધી પ્રકાશ આપવાનું કામ કેટલાક દિવસ સુધી ચાલુ રાખ્યું હતું. આ ઉપાયથી દરદીનો શ્વાસનલિકાનો વિકાર મટી ગયો હતો, એટલુંજ નહિ પણ તેની માનસિક શક્તિઓ બહુ સતેજ બની હતી.

## પીળા પાણીથી મટેલ કબજીયત.

સાધારણ દીવા, ઘાસતેલથી બળતા લૅમ્પ, અને ગૅસના દિવા એ સર્વેના પ્રકાશમાં પીળાં અને નારંગી રંગનાં કિરણ મોટા પ્રમાણમાં હોવાથી પીળા રંગનું પાણી તૈયાર કરવામાં તે ખાસ કામ લાગશે, એમ લાગવાથી ડૉ. એડવિન બી. બૅબિટ એમ. ડી., એલ એલ. ડી. એ પોતાને આગન્તુકરીતે થઇ આવેલ કબજીયત દૂર કરવા માટે અરધા ઔંસની પીળા કાચની એક નાની શીશી સાદા પાણીથી ભરીને ઘાસતેલના લૅમ્પ પાસે સાત મિનિટ ધરી રાખીને સુતી વખતે તે પી ગયા, આથી સવારે તેમને બે સાફ દસ્ત કોઇ પણ પ્રકારની પીડા વગર થયા. અને બે અઠવાડીયાં સુધી ફરીથી બંધકોશ જણાયો નહિ. સૂક્ષ્મ-તત્ત્વોના ચિરકાળ સુધી ટકનારા ગુણનો આ એક સારો દાખલો છે.

## પીળા પાણીની રેચક અને દીપક અસરો વિષેનો એક વધુ પુરાવો.

ન્યુયૉર્ક સ્ટેટમાં આવેલા અલ્બની શહેરના કોલંબિયા સ્ટ્રીટ પર આવેલા ૫૯ નંબરના ઘરમાં રહેતા જાણીતા ચિત્રકાર મિ. ઇ. નૉરીસ નામના ગૃહસ્થે ડૉ. બૅબિટ ઉપર એક પત્ર લખ્યો હતો જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

" ડૉ. બૅબિટ ! મારા વ્હાલા સાહેબ !

પીળા રંગના પ્રકાશનો મેં નવીન અખતરો કરી જોયો છે અને તેથી થતાં પરિણામો જોઇ હું આનંદ આશ્ચર્ય પામ્યો છું. પીળા કાચની મારફત આવતા સૂર્યપ્રકાશવડે તૈયાર કરેલું પાણી નિષ્ફળ ન નિવડે તેવું પૂર્ણાંશે રેચક મને જણાયું છે, અને આ પાણી શરીરમાં જાગૃતિ-

અને સ્ફૂર્તિ પણ આણે છે, આ કરતાં બીજા વધારે કયા ગુણ તેમાં હશે તે હું જાણતો નથી. પરંતુ ઉપર લખેલા ગુણો વિષે તો મારી પુરેપુરી ખાત્રી થઇ છે, અને તે બહુ આશ્ચર્ય ઉપજાવે તેવી છે. આ પ્રકારનું અનુભવજન્ય જ્ઞાન મને એક આશીર્વાદરૂપ થઇ પડયું છે; અને ઉંડા આભારની લાગણીથી હું આપને હમેશા યાદ કરતો રહીશ. હું હાલ તન્દુરસ્ત છું, અને તે તન્દુરસ્તી પીળા પ્રકાશવડે મેળવાયેલી અને સચવાયેલી છે. ”

## પીળા પાણીથી બંધકોશ મટયાનો એક વધારે દાખલો.

પૂર્વ ટેનેસી જે અમેરિકામાં આવેલું છે ત્યાંની વતની એક મડમને ઘણા વર્ષથી બંધકોશ અને શિથિલ પ્રકૃતિને લીધે ઘણી હેરાનગત્તિ ભોગવવી પડતી હતી. આ બાઇને ડૉ. બૅબિટે પીળા પ્રકાશવડે તૈયાર કરેલું પાણી વાપરવાની ભલામણ કરી હતી. તેના પરિણામે તે બાઇએ આભારદર્શક એક પત્ર લખી જણાવ્યું કે, તમારા બતાવેલા ઉપચારથી ગત પાંચ દિવસથી દરરોજ નિયમિત રીતે મને સાફ દસ્ત આવવા લાગ્યો છે. અને આવા સારા લાભથી હું એટલી બધી આનંદિત થઇ છું કે બરાબર પીળા રંગની સારી જાતની આપની પાસેથી મંગાવેલી શીશીઓ આવતા સુધી મારી પાસે સાધારણ શીશીઓમાં તૈયાર કરેલું પાણી વાપરવાની લાલચ હું અટકાવી શકતી નથી.

## બંધકોશ અને અર્શ અથવા મસા.

એક સારા વૈદકીય ગ્રંથ ( Household Treasure and Medical Adviser )ની કર્તા, અને બહોળા વૈદકીય અનુભવવાળી ન્યુયૉર્કની મીસીસ સી. એ. વૉન કૅર્ટે તરફથી ડૉ. બૅબીટ પાસે પીળા—નારંગી પ્રકાશ વડે તૈયાર કરેલી દુધમાંથી કાઢેલી સાકર મંગા-

વવામાં આવી હતી, અને તેનો અજમાયશ દાખલ ઉપયોગ અર્ધે કે મસાની બહુ સખ્ત બિમારીને લીધે રહેતા બંધકોશ ઉપર કરી જોવામાં આવતાં બહુ આશ્ચર્ય ઉપજાવે તેવો લાભ અનુભવવામાં આવ્યો હતો. પ્રકાશમાં તૈયાર કરેલી દુગ્ધશર્કરા એકથી ત્રણ વટાણા પુર દરેક વખતે સાધારણ રીતે અપાય છે, પરંતુ જો વ્યાધિ બહુ જોરમાં હોય તો વધારામાં પીળા પાણીના બે બે કે ચાર ચાર ચમચા ખોરાક લેતા પૂર્વે દરેક વખત અથવા દરેક કલાકે પાવા જોઇએ. પીળા નારંગી પ્રકાશમાં રાખી તૈયાર કરેલી દુગ્ધશર્કરાનો ઉપયોગ મીસીસ વૅાન ક્યુરેનના ઉપર કરવામાં આવ્યો હતો. આ બાઇને અર્ધે અને બંધ-કોશની સખ્ત પીડા હતી, અને તે ઉપર જુલાબની કોઇ પણ દવા વાપરવાથી ઘણી વેદના અને અશક્તિ થતાં. પરંતુ ઉપર કહેલી દુગ્ધ શર્કરાના ઉપયોગથી તેને આશ્ચર્યકારક લાભ થયો હતો, જે વિષેનો આભારદર્શક પત્ર પણ તેણે લખી મોકલેલો પ્રસિદ્ધ થયેલો છે.

ન્યુયૉર્ક શહેરના એક કરોડાધિપતિ શેઠને દવાની મદદ સિવાય કદી દસ્ત થતોજ નહિ, પણ પીળા પાણીના ઉપયોગથી તેને એવો તો લાભ થયો, અને એવી સ્ફુર્તિનું ભાન થયું, કે તેણે પીળા-નારંગી પ્રકાશમાં તૈયાર કરેલા પાણીની કિમત હજારો રૂપીઆ જેટલી છે, એવા ઉદ્ગાર કહાડયા હતા.

કોઇ કોઈ જુજ દાખલામાં પીળા પાણીના ઉપયોગથી પણ સારક-રેચક અસર થતી જોવામાં આવતી નથી. આ થવાનું કારણ એ છે કે તેવા દરદીઓના જઠરમાં થોડો વધારે સોજો રહ્યા કરતો હોય છે, જે પ્રથમ દૂર થવો જોઇએ, અને તે માટે દરરોજ રાત્રે સુતી વખત વાદળી પાણી ઘણા વખત સુધી લેવાવું જોઇએ, અને

યકૃત (લીવર) તેમજ આંતરડાં ઉપર કેન્દ્રિત કરેલો પીળો પ્રકાશ પાડવો જોઇયે.

સર્વ ઔષધો જેમાં નિષ્ફળ નિવડેલાં એવા બંધકોશના સંખ્યાબંધ દરદીઓ રંગીન પ્રકાશ અને તેમાં તૈયાર કરેલા જળ વડે સાજા થયેલા છે. આ સંબંધમાં અમેરિકાના કૅલીફૉર્નિયા રાજ્યમાં આવેલા કોલંબીયા શહેરની મીસીસ ફ્રૅની લીવીંગસ્ટનના લખેલા પત્રના નીચેના શબ્દો ખાસ ધ્યાન ખેંચે તેવા છેઃ—

"પ્રકાશમાં તૈયાર કરેલા પાણીને હું 'અમૃત'નીજ ઉપમા આપી શકું છું............પીળા-નારંગી પ્રકાશમાં તૈયાર કરેલું પાણી વાપરીને અતિ અદ્દ્ભુત લાભનો હું અનુભવ કરી રહી છું; કાચની બહિર્ગોળ ઉપસેલી બે બાજુઓ વાળી રંગીન શીશી મને મળી ત્યારે ત્રણ અઠવાડીયાં સુધી તડકો સુદ્દલ નિકળ્યો નહોતો છતાં શીશીમાં પાણી ભરીને બારીમાં તેને લટકાવી રાખી તેમાં તૈયાર થયેલું પાણી એક બે ઘુંટડા દર કલાકે પીવાથી હવે મને હમેશાં બહુજ નિયમિત રીતે સાફ દસ્ત ઉતરે છે. અને ગત આઠ વર્ષમાં એક પણ દિવસ દવા વગર સ્વાભાવિક રીતે મને દસ્ત ઉતરેલો નહિ એવા સખ્ત બંધકોશનો વ્યાધિ રંગીન પાણીથી આપે મટાડ્યો તે માટે મારા અંતઃકરણમાં કૃતજ્ઞતાની કેટલી લાગણી થતી હશે તેનો આપજ ખ્યાલ કરો."

પીળો-નારંગી જેને ઇંગ્રેજીમાં Amber-ઍમ્બર એટલે કેરબાનો રંગ કહે છે, તે જ્ઞાનતંતુઓને સજીવન કરનાર હોવાથી પક્ષાઘાત, લકવા, અને જ્ઞાનતંતુની નિશ્ચેષ્ટતાવાળા વ્યાધિઓમાં વાપરવા યોગ્ય છે.

# પ્રકરણ ૪૪ મું:—શ્વેત રંગ–સફેદ તડકાથી સાજા થયેલા દરદીઓના દાખલા.

## શરદીને લીધે છાતીમાં થતો દુઃખાવો.

એક સ્ત્રી ઘણાજ નાજુક બાંધાની અને નિસ્તેજ હતી. ખુલ્લા શરીર પર અગર આછાં ઝીણાં લુગડાં પહેર્યા હોય તેવામાં જો ઠંડા પવનનો થોડોક ઝપાટો લાગે તો તે સ્ત્રીને છાતીમાં દુઃખાવો અને શરદી–જુકામ થઇ આવતાં. આખા વર્ષમાં બહુજ થોડા દિવસ આવી હેરાનગતિથી તે વિમુક્ત રહી શકતી હતી. આખરે ડૉ. બૅબીટની સૂચના પ્રમાણે થોડા થોડા તડકા છાતી, ગળા, અને પેટ–પેઢું પર તેણે નિયમિત રીતે લેવા માંડ્યો તેથી તેની પ્રકૃતિ જાથુને માટે સુધરી ગઇ અને ઘણાં વર્ષો થઈ જવા છતાં તેની જુની પીડાએ ફરી કદી દેખાવ દીધો નહિ.

## ચામડીપરના મસા, લાખાં રસોળી ઇત્યાદિ.

મી. ઑગસ્ટસ બારનિસ નામના ગૃહસ્થે ૩૮ વર્ષના જાતિ અનુભવને આધારે પ્રકાશના ઉપયોગી વૈદકીય ગુણો વિષે એક લેખ ન્યૂયૉર્ક શહેરમાં પ્રકટ થતા "હેરલ્ડ ઑફ હેલ્થ" નામના માસિકમાં પ્રસિદ્ધ કર્યો હતો. તેમાં તેઓએ જણાવ્યું હતું કે આરંભનાં વિદ્રધી, માંસાર્બુદ, પાઠાં, જુની ગાંઠો, લાખાં, ત્વચાપરના મસા ઇત્યાદિ સર્વે પ્રકાશની મદદથી હું મટાડી શકું છું. લાલ, કાળાં, જામલી, ભુંખરાં કે ગમે તે રંગનાં લાખાં ગમે તો ચહેરાની આખી એક બાજુ રોકી બેઠાં હોય તોપણ પ્રકાશનાં કિરણોને કેન્દ્રિત કરનાર બહિર્ગોળ કાચ અને તડકાની મદદથી હું કાઢી નાખી શકું છું. વાઢકાપ કરતાં આ

ઉપચાર ઓછો પીડાકાર છે. મુખપરના મોટા મસા, જેના વડે શિકલ બદસુરત દેખાય છે તેવા મસા, સફેદ કેન્દ્રિત કરેલા તડકાવડે નાશ પામે છે, અને ફરી થઈ શકતા નથી, અને જાણે કોઇ પણ વખત તે થયાજ નહોય તેવી સ્વચ્છ સ્વાભાવિક રંગની ત્વચા તે સ્થળે થઈ જાય છે.

---

## પ્રકરણ ૪૫ મું:—વર્ણોપચારવિદ્યા (ક્રોમોપથી)ની અદ્‌ભુત અકસીરતા-અમોઘતા વિષેના જુદા જુદા ગૃહસ્થોના સ્વાનુભવનાં દૃષ્ટાંતો.

---

બહિર્ગોલ કાચની મારફત પ્રકાશનાં કિરણોને કેન્દ્રિત અથવા એકત્ર કરી રોગી ભાગપર પાડવામાં આવે છે તો અસર વધારે સારી અને વહેલી થાય છે. આવી રીતે આસમાની રંગનો પ્રકાશ પાડીને ડૉ. મેકલોરીએ મરઘીના ઇંડા જેવડી એક મોટી ગાંઠ ચાલીસ દિવસમાં પુરેપુરી ઓગાળી નાખી હતી. પં. જ્વાલાપ્રસાદ ઝા. એમણે તાવ, સન્નિપાત અને અતિસારથી હાડપિંજર જેવાં બની ગયેલા એક સત્તર વર્ષના યુવાનને આસમાની રંગના પાણી અને પ્રકાશથી માત્ર એક પખવાડીઆમાંજ નીરોગી બનાવી દીધો હતો. આજ ગૃહસ્થે વળી મેરઠ શહેર નિવાસી એક ઉન્માદરોગી ગાંડી બાઇના ચેહરા પર ઝગઝગતો આસમાની પ્રકાશ ફેંકી માત્ર એક મિનિટમાંજ તેને સાજી કરી હતી. પીડમૉન્ટ એલેકઝેંડરીઆમાં આવેલા ઉન્માદારોગ્યભવન અથવા ગાંડાની ઇસ્પીતાલના મુખ્યાધિષ્ઠાતા ડૉ. પૅન્ઝા એમણે એક

ગાંડા માણસને ઉપર નીચે સર્વે દિશાએ જામલી રંગના કાચવાળા, અને તેજ રંગના પ્રકાશવાળા ઓરડામાં પુરી રાખ્યો તેથી ત્રણજ કલાકમાં તેનો વિકાર દૂર થઇ ગયો હતો. તેવીજ રીતે એક ઘણાજ તોફાની ઉન્મત્ત રોગી જેને તુફાન કરતો અટકાવવા માટે હાથ પગ બાંધ્યા વગર ચાલી શકાતું નહોતું તેવા દર્દીને આસમાની પ્રકાશવાળા ઓરડામાં પુરીને માત્ર એકજ કલાકમાં શાન્ત કરી દીધો હતો. રંગીન પ્રકાશના આવા અદ્દભુત વ્યાધિહારક ગુણોનાં અસંખ્ય સત્ય દૃષ્ટાન્તો આપી શકાય તેમ છે. પરંતુ જે કોઈ સત્યશોધક સખ્સ નિષ્પક્ષપાત રીતે આ વિદ્યાનો અનુભવ લેઈ જોશે તેને ઉપર કહ્યા તેવાજ આશ્ચર્યકારક અને સંતોષજનક પરિણામોનો સ્વાનુભવ મોડો વહેલો થયા વિના રહેશે નહિ.

**માંસાર્બુદ કે પાઠાનો ઉપાય**—ડૉ. કેલોગ, એમ. ડી. ના તંત્રીપણા નીચે પ્રકટ થતા 'ગુડ હેલ્થ' નામના માસિકમાં ઈ. સ. ૧૯૦૭ માં નીચે પ્રમાણેનો લેખ પ્રસિદ્ધ થયો હતો:—"જામલીની પેલીપારનાં અદૃશ્ય કિરણો જેને ઇંગ્રેજીમાં અલ્ટરા વાયોલેટરેઝ કહે છે તેવાં તડકાનાં અંદર રહેલાં કિરણોનો રોગ મટાડવામાં ઉપયોગ ઘણા વખતથી થતો આવ્યો છે, અને માંસાર્બુદને મટાડવામાં તે બહુ સફલ નિવડવાની ઘણી આશા રાખવામાં આવે છે. "Cases of undoubted cancer have been cured, and are being cured by faithful, intelligent application of the blue rays of sun-light. કેટલાક દર્દીઓ જેને માંસાર્બુદ કે પાઠાનોજ રોગ થયો છે એમ નિઃસંશય રીતે સિદ્ધ થઇ ચુક્યું હતું તેવા દર્દીઓને શ્રદ્ધા અને બુદ્ધિપૂર્વક સૂર્યપ્રકાશમાં રહેલાં આસમાની કિરણોના ઉપચાર વડે સાજા કરવામાં આવ્યા હતા અને આવે છે." ખરેખર, આ ઉપચાર

ચાલતા હોય ત્યારે દર્દીનાં ખાનપાન અને રહેણીકરણી એવા પ્રકારનાં રાખવાં જોઇએ કે જેથી લોહીવડે માંસાર્બુદ પોષાય નહિ, અને માદક ક્ષોભક અને ઉત્તેજક ખાનપાન વડે વ્યાધિની વૃદ્ધિને ઉત્તેજન મળે નહિ. માંસાર્બુદના લગભગ સર્વ દાખલાઓમાં માંસાહારનો હદ ઉપરાંત ઉપયોગજ મૂળ કારણ રૂપે રહેલો હોય છે. તેથી કરીને જ્યારે દર્દીને માંસનો ખોરાક અને માદક ક્ષોભક ખાનપાન આપવાનું બંધ કરવામાં આવે છે, ત્યારે તરતજ માંસાર્બુદના અણુઓ ભુખે મરવા લાગે છે, અને તેને પરિણામે તે વ્યાધિ ઓછું વિનાશક સ્વરૂપ ધારણ કરે છે. આ પ્રમાણે થયા પછી એકત્ર અથવા કેન્દ્રિત કરેલાં, રાસાયણિક ગુણવાળાં, જાંબલીની પેલી તરફનાં ( Ultra Violet ) કિરણો યોગ્ય પ્રમાણમાં અને જરૂર પ્રમાણે ઓછા વધતા વખત સુધી માંસાર્બુદ પર પાડવામાં આવે છે. આ પ્રકારના ઉપચાર વડે નિપજતી અસર બરાબર અવલોકીને તે ઉપરથી દિવસમાં કેટલી વખત, અને કેટલાક પ્રમાણમાં, એકત્ર કરેલાં કિરણો કેટલીવાર સુધી આપવાં તેનો નિર્ણય અનુભવી કુશલ ચિકિત્સક કરે છે. આ પ્રકારનાં કિરણો માંસાર્બુદના અણુઓ અને જન્તુઓનો નાશ કરે છે, તેમને પોષણ આપવા માટે લોહીને ત્યાં જતું અટકાવે છે, અને તે દર્દને નાબુદ કરે છે. અત્યાર સુધીમાં સૂચવાયેલી અગર વપરાયેલી અન્ય સર્વ પ્રકારની ચિકિત્સા કે ઉપચાર કરતાં પ્રકાશની આ પ્રકારની ચિકિત્સા સાથે યોગ્ય પથ્ય અને જરૂર જેટલી શસ્ત્રક્રિયાનો ઉપયોગ કરવાથી ઘણુંજ વધારે સારાં પરિણામ નિપજે છે, અને વ્યાધિ મટી જાય છે. આ પ્રકારનો ઉપચાર વધારે ડહાપણ ભરેલો અને આશાજનક છે."

"ગ્રાંટ મેડિકલ કૉલેજ સોસાયટી" નામની મુંબાઇમાં ગ્રાંટ

મેડિકલ કૉલેજમાં એક સંસ્થા છે, ત્યાં તા. ૧૮ મી જુન સન ૧૯૧૫ ના રોજ સુપ્રસિદ્ધ ડૉ. સોરાબજી નરીમાન એમના પ્રમુખપણા નીચે સભા ભરાઇ હતી તે સભા સમક્ષ મુંબઇના નામાંકિત વિદ્વાન ડૉ. જહાંગીરજી ખરશેદજી હાજી એમણે ક્રોમોપથી વિષે આપેલું ભાષણ પ્રસિદ્ધ થયું છે. તેમાં તેમણે પોતાનો અનુભવ કહેલો તે નીચે બતાવેલો છેઃ—" આ શહેરમાં (મુંબઇમાં) ક્રોમોપથી (રંગ રસાયનવિદ્યા) શરૂ કરવાનું પ્રથમ માન મિ. તુકારામ તાત્યાને ઘટે છે. તેઓ એક વ્યાપારી હતા અને પોતે એક ધર્માર્થે દવાખાનું ચલાવતા હતા. તાવ અને કૉલેરા માટે તે આસમાની રંગનું પાણી આપતા હતા.

પીળો, નારંગી, લાલ એ પ્રકાશ તેજોવર્ધક ( Stimulent ) છે. આકાશ સરખો આસમાની રંગ, ગળી સરખો ગાઢો આસમાની રંગ ( Indigo ) શાન્તિજનક છે. આસમાની અને લાલ પ્રકાશ રક્ત ઉપર તત્કાળ અસર કરે છે. આસમાની અને પીળો પ્રકાશ મગજ ઉપર તત્કાળ અસર કરે છે. આસમાની અને પીળો મિશ્ર પ્રકાશ નીચે લખેલા રોગ સારા કરે છેઃ—

૧ પાંડુ રોગ. ( Anaemia ) ૨ કલેજા, ક્રિયા મંદ અથવા સુસ્ત થવી. ૩ અજીર્ણ. ૪ આર્તવદોષ ( Amenorrhea ). ૫ ગાંઠ (Bubo ). ૬ કાસ (Bronchitis) ૭ અર્ધાંગ વાયુ (Paralysis) અને મસ્તકની અશક્તિ. ૮ જલોદર.

ફક્ત ફીક્કો આસમાની પ્રકાશ નીચે આપેલા રોગોમાં ગુણકારી છેઃ—

૧ જ્વર અને સોજો. ૨ લોહી વહેવું. ૩ સહજ બગડનારી માનસિક સ્થિતિ. ૪ બરડાની કરોડની જ્ઞાનરજ્જુમાં થતું દુઃખ ( Spinal Irritation ). ૫ શૂળ અને માથું દુખવું. ૬ રક્ત પ્રદર. Menorrhagia ) ૭ અતિસાર ( Diarrhaea ).

## અનુભવ.

૧ એક બાઈના **દાંતમાં ભયંકર વેદના** હતી. સર્વ પ્રકારના ઉપાય કરી તે નિરાશ થઈ હતી. તેણે આસમાની રંગનું પાણી તૈયાર કરી તેના કોગળા કરવાથી દાંત અને અવાળુમાં થતી પીડા તત્કાળ બંધ થઇ.

૨ એક વિધવા સ્ત્રીની નિદ્રા અનેક દિવસથી ગઈ હતી. કોઇ પણ ઉપાયથી તેને ઉંઘ આવતી નહોતી. માથુ દુખતું હતું. તેના ઉપર આપવોપચાર કરવાને બાઈ ઇનકાર કરતી હતી, કારણ તેનો પતિ મરણ પામ્યા પછી તે હમેશા ઉદાસ અને દુઃખી રહેતી હતી. મને તેનાં સગાં વહાલાં તરફથી સૂચના થઇ કે તે સ્ત્રીને ધીરજ આપવા જઇને હિપ્નાટીઝમ કરીને તેને સારી કરો. આ વિષે મેં ઘણોજ વિચાર કર્યો. હિપ્નાટીઝમ કરવા જેવી બાઈની સ્થિતિ સારી નહોતી. તેથી મસ્તક ઉપર આસમાની પ્રકાશ પાડવા માટે મત આપ્યો. અને આ આસમાની પ્રકાશની સહાયતાથી તેના **માથાનું દુઃખવું બંધ થઇ તેને નિદ્રા આવી હતી.**

૩ થોડા દિવસ પહેલાં **માંસાર્બુદ** ( Cancer )ના દુઃખથી ઘણો ત્રાસ પામેલી એક બાઇને જોવા માટે મને બોલાવ્યો હતો. તેની અરધી જીભ આ રોગને લીધે એક ડૉકટરે કાપી નાંખી હતી. તે પછી થોડા દિવસે કાપેલા ભાગ પાસે એક ગાંઠ દેખાવા લાગી અને તે વધવા લાગી. ભયંકર દુઃખ થવા લાગ્યું. પેલા જીભ કાપનારા સર્જને કહ્યું કે કેનસરનું વિષ સર્વત્ર પ્રસરી ગયું છે તેથી હવે ઑપરેશન થઈ શકશે નહિ. બાઇ મરવાને તૈયાર હતી પરંતુ તે દુઃખથી શાન્તિ મળે એવો ઉપાય બતાવવા મને તેણે આગ્રહ કર્યો. મેં તેને આસ-

માની રંગનો પ્રકાશ તેના ઉપર નાંખવા બતાવ્યું અને તેથી તેની વેદના બંધ થઇ.

૪ જેથી મારો વિશ્વાસ આ ચિકિત્સા ઉપર દઢ થયો તે હકીકત નીચે પ્રમાણે છે. **ગળાની બાજુએ એક ગાંઠ પંદર વર્ષની જુની** હતી. તે ગાંઠ ધીમે ધીમે વધતાં વધતાં નારંગી જેવડી મોટી થઇ હતી. એ ગાંઠ ગળાની મુખ્ય શિરા ઉપર થયેલી હોવાથી ત્યાં શસ્ત્રક્રિયા કરવી જોખમ ભરેલી હતી. જ્યાં સુધી તે દુઃખતી નહોતી ત્યાં સુધી કંઈ પણ જણાયું નહોતું. પણ ગાંઠ જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ દુઃખ થવા લાગ્યું ત્યારે તેનો ઉપાય કરવા મને બોલાવ્યો. મેં "પોટાશ આયોડાઇડ" ઔષધ આપવું શરૂ કર્યું. પોટાશ આયોડાઇડનો એક નાનો ડોઝ આપ્યો તેથી તત્કાલ તાવ, માથુ દુઃખવું અને શરદી એ શરૂ થયું. સળેખમ એટલું બધુ જોરથી થયું કે નાકમાંથી એક સરખુ પાણી વહેવા લાગ્યું તેથી ઔષધ આપવું બંધ કર્યું છતાં પણ તે સ્થિતિ ઘણા દિવસ રહી. તેથી મેં આ સંબંધે પં. જ્વાલાપ્રસાદને એક પત્ર લખ્યો અને તેમાં આ દર્દી માટેનો ઉપાય લખવા સૂચના કરી. કારણ ક્રોમોપથીનો વિશેષ અનુભવ તેમને છે. તેમણે પત્રોત્તરમાં નારંગી રંગનું પાણી પીવા અને ગાંઠ ઉપર નારંગી પ્રકાશ પાડવા સલાહ આપી. આ દેશમાં ક્રોમોપથી શરૂ કરવાનું માન મિ. તુકારામ તાત્યા જેટલુંજ પંડિતજીને આપવું ઘટે છે.

નારંગીરંગનું પાણી અને નારંગીરંગના પ્રકાશથી મારા રોગી ગ્રાહક ઉપર આયોડાઇડ સરખીજ અસર થઈ. થોડા વખત સુધી નારંગી પ્રકાશ ગાંઠ ઉપર પાડતાં શરદી થઇ અને તે શરદી ઘણાજ દિવસ રહી તેથી મેં એ પ્રકાશ આપવો બંધ કરી નારંગીરંગનું પાણી આપવાનું ચાલું કર્યું. આ પાણીથી પણ શરદી થતી હતી પણ એ

શરદી બે ત્રણ દિવસે કમી થતી હતી. હું રોગીને સતત્ બે ત્રણ દિવસ પાણી આપતો અને ફરી બે ત્રણ દિવસ બંધ કરતો હતો. થોડા દિવસ આ પ્રમાણે કરવાથી તેને ગાંઠથી થતું દુઃખ બંધ થયું. પછી હળવે હળવે ગાંઠ પણ વેરાવા લાગી. થોડા દિવસે ગાંઠની જગ્યા બિલકુલ સ્વચ્છ થઇ ગાંઠનું ચિન્હ સુદ્ધાં રહ્યું નહિ. આજ આ વાતને તેર વર્ષ થયાં છે છતાં તે જગોએ ગાંઠનું નામ નથી.

ડૉ. જા. ખ. દાજી એલ. એમ. એન્ડ એસ. કહે છે કેઃ—

**ઝહેરી ઉંદરના વિષ** ઉપર અને આસમાની રંગના પાણીનો અનુભવ છે. ઝહેરી ઉંદરના વિષ માટે એલોપથીએ લક્ષ આપ્યું નથી. પરંતુ આયુર્વેદમાં આ સંબંધે સારો ઉલ્લેખ છે. ઝહેરી ઉંદરના વિષથી મહારોગ [ રક્તપિત્ત ] સરખાં ચિન્હ થાય છે અને રોગી ઘણી દુઃખદાયક દશા ભોગવે છે. એમ છતાં એ સર્વ પ્રકાર ઉંદર મામાના વિષનો હોવો જોઇએ એ વાત તેમના લક્ષમાં પણ આવતી નથી. આ વિષ એટલું વિલક્ષણ અને ત્રાસદાયક હોય છે કે શરીર સુજી જાય છે, અને રોગી દુઃખ ભોગવીને મરે છે. આ વિષ ઉપર આસમાની રંગનું પાણી ઉત્તમ ગુણ આપે છે. અનેક રોગીને મેં આ આસમાની રંગના પાણીથી સારા કર્યાં છે. આજ પાણીમાં પલાળેલા કપડાની ગડી કરડેલી જગા ઉપર મુકી એજ પાણી દિવસમાં ત્રણ વખત પ્રત્યેક વખતે એક એક ઔંસ પીવા આપવું.

આ પ્રમાણે આસમાની રંગના મુખ્ય ગુણધર્મ અનુભવ સિદ્ધ ઉદાહરણ સહ વાંચક આગળ મુકયા છે. આગળ પ્રત્યેક રંગના ગુણ ધર્મ અનુભવ આપવામાં આવી ગયાં છે. આ ક્રોમોપથી ચિકિત્સા ખરેખર એક અપૂર્વ વિદ્યા છે. સિદ્ધ પદાર્થવિદ્યાનો એક સત્ય ચમ-

ત્કાર, ઇશ્વરના અગાધ સામર્થ્યનો એક અનુભવ સિદ્ધ નમૂનો, તત્વ-જ્ઞાનનો પ્રત્યક્ષ પુરાવો, અને મનુષ્યમાત્રને અલ્પ ખર્ચમાં થોડા વખતમાં આરોગ્ય આપનાર એક અમૂલ્ય મિત્ર છે એવી અનુભવથી આપની ખાતરી થયા વિના રહેશે નહિ.

મારો અનુભવ લીલા રંગ માટે ઘણો છે. વ્રણ અને નાસૂરના અનેક રોગીઓ આ રંગનાં તેજ કિરણોથી અને પાણીથી મેં સારા કરેલાં છે. આ રોગો ઉપર એલોપથીમાં કોઇપણ સારૂં ઔષધ નથી, ફક્ત શસ્ત્ર ક્રિયા કરે છે, પરંતુ આ ક્રોમોપથીમાં આ લીલો રંગ અમૂલ્ય અને જલ્દી ગુણ આપે છે. એક તરૂણ સ્ત્રીની છાતીમાં–સ્તનમાં–વ્રણ થયો હતો, છ સાત વર્ષો સતત ઔષધોપચાર કરી તેનાં ઘરનાં બધાં માણસો નિરાશ થયાં હતાં. વ્રણમાંથી દુર્ગન્ધયુક્ત પીપ વહેતું હતું. કેટલાક સર્જનોએ તે ભાગ સર્વ કાપી નાંખવો જોઇએ તે સિવાય આ વ્રણ સારો થનાર નથી, એવો પોતાનો મત આપ્યો હતો. તે બાઇના પિતાએ મને એ ઉપર કોઇ ઉપાય કરી જોવાને પત્ર લખ્યો. તેથી મેં જઇને તે વ્રણ જોયો. પછી લીલારંગનું પાણી તૈયાર કરી તે પાણીથી રોજ વ્રણ ધોવાને માટે કહ્યું. અને રાત્રે તે જગ્યો ઉપર લીલા ફાનસનો પ્રકાશ આપવાનું ચાલુ રાખ્યું. એ ઉપાયથી તે વ્રણ ફક્ત પંદર દિવસમાં સાફ થઈ ભરાઇ ગયો હતો. આ વાતને આજ ત્રણ વર્ષ થયાં, તે જગ્યો ઉપર હમણાં દાગ સુદ્ધાં નથી. ગયા વર્ષે આ બાઇને છોકરો થયો અને તે પૂર્ણ આરોગ્ય સ્થિતિમાં છે.

આ સિવાય લીલા પાણી અને તેજ કિરણોની સહાયતાથી શીતળા થઈ કોહીને કીડા પડેલા એવા ૨૩ રોગીઓને મેં સારા કર્યા છે. તે રોગીઓને શીતળાના વ્રણ સુદ્ધાં રહ્યા નથી. ચાંદાં, વ્રણ, જખમ ભરવાનો આ લીલારંગમાં ઉત્તમ ગુણ છે. અર્શ ઉપર સૂર્યના તેજના

એક મધ્ય બિંદુમાં એકત્ર કરેલાં કિરણોથી બાહેર દેખાતા અર્શ તદ્દન સાફ થાય છે. આવી રીતિથી ફક્ત ચાર દિવસ એક એક કલાક ક્રિયા કરવાથી તે બીલકુલ નિર્જીવ થઈ સુકાઈ જાય છે. સતત આઠ દિવસ આ ક્રિયા કરવાથી અર્શ બિલકુલ નજરે પડતા નથી, એવો મેં આજ આઠ વર્ષોથી અનુભવ કરેલો છે. એક ડૉક્ટરે આ ઉપાયથી આશ્ચર્ય-ચકિત થઈ કહ્યું કે આ તમારો સૂર્યકિરણથી **અર્શ-મસા** કાઢવાનો ઉપાય શસ્ત્રક્રિયા ઉપર દબાણ કરનારો છે. તમે આ જગજાહેર કેમ કરતા નથી? ત્યારે હું સ્વાનુભાવથી કહેતો કે અર્શ-મસા માટે સૂર્ય-કિરણો કરતાં સુલભ અને સ્વસ્ત-બિનખર્ચાળ એવો બીજો ઉપાય નથી. આ કામ માટે ફક્ત જાડા બેવડા કાચની આવશ્યકતા છે.

× × × ×

પ્રૉવિન્શીયલ સિવિલ સર્વિસમાં હોઈ મથુરાં જીલ્લામાં આવેલા મહાવનના મુનસફ તરીકે જેમણે લાંબો વખત કામ કરેલું તે પંડિત જ્વાલાપ્રસાદ ઝા. એમણે દશબાર વર્ષના પોતાના ક્રોમોપથીના અનુ-ભવને આધારે એક પુસ્તક પ્રકટ કર્યું હતું અને તેની કેટલીક આવૃ-ત્તિઓ ઈંગ્રેજીમાં નિકળી હતી, તે પુસ્તકમાંથી કેટલાક જાણવા જેવા દાખલા અમે વાંચકોની જાણ માટે તારવી કાઢી નીચે આપવાની રજા લઈએ છીએઃ—હડકવાના રોગથી પીડાતા ત્રણ દરદીઓ મારા હાથમાં આવ્યા હતા અને તે બધાને ફતેહમંદીથી મેં વાદળી પાણી વાપરીને સારા કર્યા હતા. એ ત્રણમાં એક છોકરૂં હતું, જેને હડકાયલા કુતરાએ કર-ડયું હતું. બીજા બે મોટી ઉમરના પુરૂષો હતા કે જેઓ પોતાના ઘરમાં કામે વળગેલા હતા ત્યારે એક હડકાયલા શિયાળે તેમને કરડયા હતા. મારે જણાવવું જોઈએ કે એ દરદીઓને હડકવાની નિશાની જ-

થાતાંજ મારી પાસે લાવવામાં આવ્યા હતા. તેઓને તાવ આવ્યો હોય એમ લાગતું હતું. ભુખ જતી રહી હતી, અને અજવાળુ તેમને ગમતું નહતું. તેઓને પેટમાં ઘણી આગ બળતી હતી અને તરસ પણ ઘણી લાગતી હતી. મારા રંગના ઇલાજથી આઠ દિવસમાં તેઓ સાજા થયા હતા. બીજા એક દરદીએ વાદળી પાણી ત્રણ દિવસ પીધું તેથી હડકવાની શરૂઆતની નિશાનીઓ જતી રહેલી માલમ પડવાથી તે વધારે વાર લેવાનું તેણે બંધ કર્યું. તેના શરીરમાં પચેલું ઝેર પુરેપુરૂં બહાર નિકળી ગએલું નહિ હોવાથી એક પખવાડીઆમાં તે દરદ પાછું ઉભળી આવ્યું. તેનો જખમ પાછો તાજો થયો અને તેને જરા તાવ પણ ચઢયો પણ આ વખતે તેણે એક અઠવાડીઆ કરતાંયે વધારે વખત વાદળી પાણી લેવાનુ ચાલુ રાખ્યું, તેથી તેને પુરેપુરો આરામ થઈ ગયો હતો.

આ દરદીઓની ઉપર મેં કેવા ઉપાયો લીધા હતા તે મારા વાંચકોની જાણુ માટે હું વિગતવાર જણાવું છું. ઘા ઉપર દરરોજ બેથી ત્રણ કલાક સુધી વાદળી કાચની મારફત વાદળી પ્રકાશ નાખવામાં આવતો અને તે ઘાને વાદળી પાણીથી ધોઈ તેની ઉપર વાદળી પાણીમાં ભીંજવેલી કપડાની ગાદી બાંધી રાખવામાં આવતી હતી. પીવાને માટે પહેલા ૩ દિવસ સુધી દર ૩ કલાકે ૧ ઔંસ વાદળી પાણી આપ્યા કરી જ્યારે રોગની નિશાનીઓ ઓછી થતી ગઈ ત્યારે બીજા ૩ દિવસ સુધી દરરોજ ફક્ત ત્રણ ત્રણ ભાગ આપ્યા, અને તે પછી રોજ સુતી વખતે એક ભાગ પીવા ફરમાવ્યું હતું.

મારા એક કુતરાને કોઇએ ઝેર મૂક્યું હતું, અને તેની અસરથી તે જમીન ઉપર પડેલો હતો અને તેનું શરીર કમાનની માફક વળી

જતું હતું, ત્યારે મને તેની ખબર કાઢવામાં આવી. ઝેરની અસર એટલી વો ઝડપથી થઇ હતી કે દશ મીનીટમાં તે કુતરાનું શરીર જકડાઇને જડ થઇ ગયું હતું. તે પોતાના અવયવો હલાવી શકતો નહતો, એટલુંજ નહિ પણ આંખની પાંપણ સુદ્ધાં હલાવી શકતો નંહતો. તેનો શ્વાસ ઘણો ધીમો ચાલતો હતો. આવી સ્થિતિ જોઈ મને વાદળી પાણીના ગુણ યાદ આવ્યા, અને કેટલાક લોકોએ તે કુતરાને છેલ્લી ઘડીએ હેરાન ન કરવા મને આગ્રહ કર્યો છતાં, વાદળી પાણી ટીપે ટીપે પેલા કુતરાંનાં મ્હોમાં મેં નાંખ્યા કર્યું. જ્યારે એક તોલા જેટલું પાણી તેના ગળામાં ઉતર્યું ત્યારે મારી મોટી અજાયબી વચ્ચે તેનો શ્વાસ સારી રીતે ચાલવા લાગ્યો અને બીજી પાંચ મીનીટમાં તેની આંખનાં પોપચાં તે ઉઘાડમીંચ કરવા લાગ્યો, અને અર્ધા કલાકમાં તો હરવાફરવાને શક્તિવાન થયો. આ પ્રમાણે બહુ ધાસ્તીભરી હાલતમાંથી તે સુધરતો ગયો, તેથી મેં તેને વાદળી બાટલીનું પાણી દૂધમાં ભેળીને આપ્યું આ પ્રમાણે કરવાથી તે પુરેપુરો સાજો થયો.

હું હવે મરડા વિષે મારો અનુભવ લખું છું. વાદળી પાણી એને માટે સૌથી સરસ ઇલાજ છે, એના વડે મેં સેંકડો દરદીઓ સારા કર્યાં છે, બે દિવસના અરસામાં એ દરદને તે મટાડી દે છે. ખરાબમાં ખરાબ લક્ષણવાળા આ રોગનો મને અનુભવ છે. તેથી હું ખાતરીથી કહું છું કે મરડાના કોઈ પણ રોગીને વાદળી પાણી આપ્યું હોય તો તે માણસ કદી પણ મરતો નથી. અગીઆર વરસનો એક છોકરો મરડાથી પીડાતો મારી પાસે આવ્યો હતો જેણે મને એમ કહ્યું કે ૨૪ કલાકમાં તેને ૨૫૦ વખત ઝાડો થતો હતો. એક હોંશિઆર સરજને તેને ઘણીક દવાઓ આપી હતી પણ તેથી કંઇ ફાયદો થયો ન હતો; પણ મેં તેને માત્ર દશ દિવસમાં સારો કર્યો હતો. પહેલેજ

દિવસે તેને અર્ધો અર્ધ ઝાડા ઓછા થયા અને એજ રીતે સુધારો ચાલુ રહેતાં ચાર દિવસમાં રોજના ૨૫ ઝાડાની સંખ્યા થઈ, અને બીજા ચાર દિવસમાં નામનાજ ઝાડા થવા લાગ્યા. તે પછી બે દિવસ સુધી ઘેરા વાદળી એટલે ગળીયલ રંગની બાટલીનું પાણી આપવાથી તેનું દરદ તદ્દન જતું રહ્યું. હું ધારૂં છું કે, અડગરી થઇ હોય ત્યારે પણ વાદળી પાણી તેને મટાડી શકે છે.

મદ્રાસ ઇલાકાના ટીનેવેલી પરગણા માંહેના પલમકોટા શહેરના એક વતનીને નાસૂરનું દરદ થએલું હતું, અને તે કારણથી તેને નોકરી પરથી પેન્શન લેવું પડયું હતું. એકલી લીલા રંગની રોશનીથી તેનું દરદ લગભગ બધું મટી ગયું હતું. લીલા પાણીથી કોઇ પણ પ્રકારનો ચાંદીનો રોગ દફે થાય છે. એ રોગમાં બહારથી લીલા રંગનો પ્રકાશ પણ લાગુ પાડવો જોઇએ.

મારા એક નાના ભાઇને એક વખતે ન્યુમોનીઆ થવા માંડયો હતો, તેને ગળીયલ રંગના પાણી વડે ૨૪ કલાકમાં સાજો કરવામાં આવ્યો હતો.

મીરતમાં એક પૈસાદાર ગૃહસ્થને દારૂ પીવાની ખરાબ લત લાગેલી હતી. કંઇક કામસર તે લાહોર જતો હતો ત્યારે રસ્તામાં તેને તાવ આવ્યો, તેનું કલેજું ખેંચાઇ જઇને તેમાં શૂળ ઉઠવા લાગ્યું. તે અમૃતસરમાં ઉતરી પડયો અને કોઈ ડાકટરની સારવાર હેઠળ ત્યાં રહ્યો; તેથી કંઈ ફેર પડયો નહિ ત્યારે તે મિયાનમીર ગયો અને બીજા કોઇ ડાકટરની દવા કરવા માંડી. અને એ પ્રમાણે એક અઠવાડીયું ગુમાવ્યા છતાં સહેજ પણ ફાયદો નહિ પડવાથી તે મીરત પાછો ફર્યો, અને એક હોંશિયાર ડાકટરની મદદ લીધી. તેણે પોતાની દવા ચાર પાંચ દહાડા અજમાવી છતાં કંઇજ ફરક પડયો નહિ, ત્યારે આખરે મને

બોલાવવામાં આવ્યો, અને દરદીએ પોતાની જીંદગી બચાવવા મને બહુ આજીજી કરી. પહેલો સવાલ મેં તેને એ પુછયો કે તમારે કેટલા દિવસમાં સાજા થવું છે? દરદીએ કહ્યું કે કાલ સુધીમાં, ત્યારે મેં કહ્યું બહુ સારૂં; જો હું કહું તેમ કરશો તો એટલા જલદી પણ સારા થઇ શકશો. પછી મેં એક મોટી વાદળી બાટલી મેળવી અને તેમાં પાણી તૈયાર કરી દર બે કલાકે એક એક ઔંસ પાણી પાવા માંડયું. તે સાથે સાથે રાત દિવસ દરદીના શરીરપર વાદળી પ્રકાશ પાડવો ચાલુ રાખ્યો. આ બેઉ ઉપાય કરવાનું બપોરે બાર વાગે શરૂ થયું. અને બીજે દિવસે સાંજે ચાર વાગે મને દરદી ઘણી સારી હાલતમાં જણાયો. દરદીએ મને કહ્યું કે વાદળી પ્રકાશ મારાપરથી ખસેડી લ્યો. કારણ કે તેથી મને ઠંડી જેવું લાગે છે. દરદીને તપાસી જોતાં તેનો તાવ જતો રહ્યો હતો, શળ મારવાનું બંધ થયું હતું, અને કલેજાનો સોજો ઉતરીને પોતાના અસલ કદનું તે થઇ ગયું હતું. પછી મેં દરદીને ભલામણ કરી કે તમારા આગલા ડાક્ટરોને બોલાવી શરીર તપાસાવી ખાતરી કરી જુવો કે તમને સંપૂર્ણ આરામ થયો છે કે નહિ. તે દરદીએ તે પ્રમાણે કર્યું અને ડાક્ટરોએ ચોખ્ખો અભિપ્રાય આપ્યો કે તેને કંઈ દરદ હોય એવું લાગતું નથી. સત્ય અને પરમેશ્વરનું નામ દેઇ હું કહું છું કે બીજી કોઈ પણ દવાના ઉપાયથી આ દરદી આટલો જલદી સાજો થઇ શકત નહિ. પોતાની ઉપર વીતેલી આ વાત કહેવાને આ ગૃહસ્થ હજુ જીવે છે.

મીરતમાં મારે હાથે એવોજ ચમત્કારિક બીજો કેસ સારો થયો હતો. ૧૭ વરસના એક જુવાનને સખ્ત તાવ સાથે ઝાડા થતા હતા અને બેશુદ્ધિમાં તે ઘણો લવારો બકારો કરતો હતો. એક મહિના સુધી જાતજાતની દવા અજમાવ્યા છતાં કંઇજ ફાયદો થયો નહિ.

ત્યારે તે કેસ હાથમાં લેવાને મને વિનંતી કરવામાં આવી. જ્યારે આ દરદી મારી સારવાર નીચે આવ્યો ત્યારે તે માત્ર હાડપીંજર જેવો બની ગએલો હતો; તેના શરીરમાં કોઈ પણ ભાગપર માંસ તો માલુમ પડતુંજ નહિ. આટલું બધું ગળીને નંખાઇ ગએલું મનુષ્ય મેં પ્રથમ જ જોયું છતાં વાદળી પાણી અને વાદળી પ્રકાશ વડે મેં તેને ૧૫ દિવસમાં સારો કરી દીધો. એક વાદળી રંગની બાટલીમાં દૂધ ભરી દશ મીનીટ સુધી તેને તડકામાં રાખી પછી તે દૂધ તેને ખોરાક તરીકે દિવસમાં ઘણીવાર આપવામાં આવતું તેથી તેની તબીયત સુધરવામાં ઘણી સારી મદદ મળી હતી. આ દરદીના શરીરમાં પુરેપુરૂં માંસ ભરાઇને શરીર પુષ્ટ થતાં લગભગ છ માસ લાગ્યા હતા. વળી તેના જુના વાળ ખરી જઈ નવા વાળ પણ આવ્યા હતા. આ જુવાન હાલમાં કેટલાંક છોકરાંનો બાપ બનેલો છે.

હવે શું કોઇ એમ કહી શકશે કે ઉપર જણાવેલાં દરદો માત્ર શ્રદ્ધા કે યકીનથીજ મટયાં હતાં, અને તેમાં રંગોએ કાંઇ પણ ભાગ ભજવ્યો નહોતો? જો આવું કહેનાર કોઈ હોય તો તેને નીચેનો દાખલો ધ્યાન પર લેવા હું ભલામણ કરૂં છું:—અરાઢ વર્ષના એક જુવાનનું પેટ કબજ રહેતું હતું, તેથી મેં તેને કેરબા રંગની બાટલીમાં પાણી તૈયાર કરીને પીવાની ભલામણ કરી. તેણે મારી સૂચના પ્રમાણે પાણી તૈયાર તો કર્યું પણ તેમાંથી અધોળ અધોળ કે નવટાંક નવટાંક પાણી પીવાને બદલે એકી વખતે એક આખી બાટલી ભરીને તે પાણી પી ગયો. આથી તેને પેટમાં દુઃખવા લાગ્યું, અને વારે વારે દસ્ત થવા લાગ્યા અને પછી મરડો થયો. પણ આ છોકરો ચાલાક હતો તેથી તે સમજી ગયો કે ક્રોમોપથીની રીતે તૈયાર કરેલું પાણી એ ખરેખર એક ઔષધજ છે, અને તેથી તેને પ્રમાણસરજ લેવું જોઇએ.

તેમ નહિ કરતાં આખી બાટલી ભરેલું કેરબા રંગનું પાણી પી જવા-થીજ ઝાડા અને મરડો પેદા થયાં છે, તેથી એક વાદળી બાટલીમાં પણ પાણી તેણે તૈયાર કરી રાખેલું હતું તે બધું એકી વખતે તે પી ગયો, એટલે માત્ર એક કલાકમાંજ તેનું દુઃખ મટી ગયું. જો કોઈ માણસ રંગના આવા ગુણો માનવા ના પાડતો હોય, તો તેણે પોતાની ઉપર અજમાયશ કરી જોવી એટલે પરિણામ એની મેળે દેખાશે. અગીયાર વરસના અરસામાં મને ફક્ત એકજ માણસ એવો મળ્યો છે કે જેની ઉપર રંગના આવા પ્રયોગની અસર થઇ નહિ, અને તેનું કારણ પણ હું સમજી શકયો નહિ. પણ બીજા સેંકડો મનુષ્યોની ઉપર મેં આ પદ્ધતિ અજમાવી છે, અને તેઓની ઉપર રંગની અસર ખુલ્લે ખુલ્લી જોવામાં આવી છે.

બધી જાતનાં રગતપિત્તો કે વાતરક્ત ઉપર પીળો રંગ ઘણોજ ગુણકારી નિવડે છે. એક માણસને રગપિત્તનું આ ખરાબ દરદ લાગુ પડવાથી તેને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. આવા દરદીને મેં પુરેપુરો સારો કર્યો હતો, અને તે પછી અલ્લાહાબાદની સિવિલ સરજનોની કમીટીએ તેને તપાસી જોઇ તે તદ્દન રોગમુક્ત અને તંદુ-રસ્ત બની ગયો છે એમ જાહેર કર્યું હતું. આ દરદીને મેં ક્રોમોપથીના ઉપચાર સાથે કેટલીક સાધારણ વનસ્પતિનો રસ દિવસમાં એકથી બે તોલા જેટલો આપ્યા કર્યો હતો, અને તે રીતે આશરે છ મહિનામાં તેનું ભયંકર દરદ તદ્દન દફે થઈ ગયું હતું.

રગતપિત્તના દરદીને પીળા પાણીનો એક ભાગ સવારે અને બીજો એક ભાગ સૂર્યાસ્ત સમયે અથવા જરા તે પૂર્વે પાવો. પ્રથમ એક અઠવાડીયા સુધી કે દશ દિવસ સુધી આ પ્રમાણે દિવસમાં ફક્ત બે ભાગ આપવા પુરતા થઇ પડે છે, અને તેને લીધે દસ્ત દરરોજ સાફ

આવવા લાગી થોડા થોડા જથ્થામાં ખરાબ પદાર્થો શરીરમાંથી બહાર નિકળી જવા લાગે છે. આના આ ઉપાયો ચાલુ રાખવાથી એક મહિનો થતાં દરદીના શરીરમાં પહેલાંના કરતાં વધારે લોહી પેદા થાય છે; ત્રણેક મહિના પછી શરીરપર પડેલા ચીરા અને ઘામાંથી રસી કે પાણી વહેતું બંધ થઈ તેને બદલે લોહી નિકળવાનું શરૂ થાય છે, અને છ મહિનાના અરસામાં બધા ઘા રૂઝાઈ જાય છે. બીજા બે માસમાં શરીરના બધા ભાગ જાણે નવા થઈ જાય છે, અને તે પછી આ દુઃખદ દરદ પુનઃ કદી ઉભળી આવવાનો સહેજ પણ સંભવ કે ભય રહેતો નથી. આ ઉપચાર દરમ્યાન જ્યારે પણ કોઇ વખતે પેટમાં એકદમ ગરમી વધઘટ થતી દેખાય ત્યારે પીળું પાણી જરૂર પ્રમાણે વધતું કે ઓછું કરવાની હમેશાં સંભાળ રાખવી જોઇએ. દર ચોવીસ કલાકમાં બેથી વધારે ઝાડા થાય નહિ તેની સંભાળ રાખવી જોઇએ. ભાત, દુધ. મચ્છી—મત્સ્ય, દહીં, અને ગોળની પરહેજી બધો વખત પાળવી. અને ચણા સાથે ઘઉંનો ખોરાક તે વખતે રાખવો જોઇએ. શરીરને ફરીથી તંદુરસ્ત બનાવવા માટે અને પુષ્ટિ આપવા માટે દરરોજના ખોરાકમાં ઘી દુધનું સારૂં પ્રમાણ રાખવાની ઘણી જરૂર રહે છે, રગતપિત્તના દરદીને નિમક એટલે મીઠું ઘણું નુકશાન કરે છે અને શરીરમાંના ખરાબ રસોને વધારે છે, માટે તે મુદલ ન આપવું, અગર ના છુટકે બહુજ અલ્પ પ્રમાણમાં આપવું.

લાલ રંગ વડે એક નવાઈ જેવું દરદ મેં સારૂં કર્યું છે. મજબૂત બાંધા અને બળવાન અંગોપાંગવાળો પચીસ વર્ષનો એક યુવાન પુરૂષ એક ગામડામાં રહેતો હતો. તે ગામનાં નાનાં નાનાં ઘર સુકાં ડાળ અને પાંદડાંથી અગર વાંસની ગુંથેલી સાદડી કે સરકટોથી છાયેલાં હતાં. આવાં ઘરોમાં એક વખત આગ લાગી ત્યારે તેવાં છાપરાં તોડી

પાડવામાં, અને અગ્નિના ભડકાથી વિંટળાયલા ગરીબ લોકોના સામાન સરંજામને સુરક્ષિત બહાર કાઢી લાવવામાં, અને એકંદરે આગ બુઝાવવામાં આ યુવાને ઘણોજ પરિશ્રમ ઉઠાવ્યો. આને પરિણામે તેના શરીરમાં ઘણીજ ગરમી પેદા થઈ અને તેનું આ પરોપકારી, મહેનત ભર્યું અને જોખમ ભરેલું કામ પુરૂં થતાં તેને ઘણી તરસ લાગી. તેથી તે એક કુવા ઉપર ગયો અને પેટ ભરીને ખુબ ઠંડુ પાણી તેણે પીધું. એક વખત એકાએક અતિશય ગરમી અને તે પછી તરતજ એકદમ ઘણીજ ઠંડીના આવા ગંભીર ફેરફારો તેના શરીરમાં થવાથી તેના શરીર પર બધે લાલ લાલ ચકામાં ફુટી નિકળ્યાં, અને દિનપરદિન તેનું શરીર સુકાતું ચાલ્યું, અને કોઈપણ વૈદ્ય ડૉકટર બંધ બેસતો એકે ઈલાજ તેને બતાવી શકયો નહિ, તેથી તે દરરોજ લેવાતો ગયો. તેનો આખો જમણો હાથ અને હાથનો પંઝો કંતાઈ ગયો, અને બીજા અવયવોના પ્રમાણમાં ઘણો પાતળો અને નબળો પડી ગયો, અને તે હાથની આંગળીઓ જુઠ્ઠી પડી જઇ ચેતન રહીત બની વાંકી વળી ગઈ અને અકડાઇ ગઇ. તેના ડાબા પગ ઉપર પણ આવીજ પણ પ્રમાણમાં કમતી અસર જણાવા લાગી, તો પણ તે ચાલી શકતો હતો. અગાઉ જણાવ્યા પ્રમાણે આગ લાગીને શરીરને નુકસાન પહોંચ્યાને ચૌદ વર્ષ થઇ ગયા પછી આ શખ્સ મારી પાસે આવ્યો હતો, અને મેં લાલ બાટલીનું પાણી તેના હાથ અને પગ ઉપર લગાડવા ફરમાવ્યું. હું તેને બાટલી ભરીને લાલ પાણી આપતો અને દરરોજ આશરે એકાદ કલાક સુધી તે પાણીમાં પોતાનાં આંગળાં તે બોળી રાખતો, આ ઉપાયથી રફતે રફતે તેનાં આંગળાંમાં સ્પર્શજ્ઞાન આવ્યું અને તવાઈ ગયેલા બીજા ભાગમાં પણ માંસ ભરાવા લાગ્યું. કેટલાક મહિનાઓ સુધી તેણે આ ઉપાયો ચાલુ રાખ્યા તેને પરિણામે પોતાનું

દરદ લગભગ બધું મટી ગયું એમ તેણે મને કહ્યું હતું. આ પછી તેની બદલી બીજે ગામ થઇ અને તે પછી તેના વિષે મને કાંઇ વધુ સમાચાર મળ્યા નથી. મારે જણાવવું જોઇએ કે રંગના આ ઉપચારની સાથે સાથે મેસ્મેરિઝમ એટલે પ્રાણવિનિમયના ઇલાજ પણ મેં તેના ઉપર અજમાવ્યા હતા, અને તે રીતે તેના શરીરપરના લાલ ડાઘા જતા રહી તેના શરીરમાં બધી રીતે સુધારો થયો હતો.

શરૂઆતના લકવાથી પીડાતા ઘણાક દરદીઓ જેમનાથી બરાબર ચલાતું નહોતું કારણ કે તેમને પોતાના પગ ઘણા ભારે ભારે લાગતા હતા તેમને લાલ પાણી આપીને તથા લાલ પ્રકાશ તેમના પગ ઉપર પાડીને મેં સાજા કરી દીધા છે.

* * * *

હવે અમારા મિત્ર વૈદ્ય તિલકચંદ તારાચંદ સુરતવાળાના અનુભવમાં આવેલાં કેટલાંક જાણવા જેવાં દૃષ્ટાંતો નીચે આપી આ વિષય પુરો કરવા ધારીએ છીએ:—

૧. એક દરદીને પ્રથમ વાતજ્વર આવ્યો. તેને નીરામજ્વર કર્યા વગર ઔષધ આપવાથી સન્નિપાત થયો. એ સન્નિપાતને માટે સાત દિવસ સુધી ડાકટરની દવા ચાલુ રહી તોપણ કાંઇ આરામ જણાયો નહિ. આખરે મેં અર્ધું આછું ભુરૂં તથા અર્ધું બીજું સોનેરી પાણી એક દિવસમાં દોઢ બાટલી જેટલું પાયું તેથી તે દરદીને પુષ્કળ પેટ આવ્યાં અને બીજે દિવસે તાવ ઉતરી ગયો. ત્યાર પછી ચાર દિવસ એ પ્રમાણે કરવાથી દરદી તદ્દન સારો થઈ ગયો.

૨. એક સ્ત્રીને આખા દિવસમાં આશરે ૪૦ ૫૦ ઝાડા થતા હતા અને દસ્ત સાથે લોહી પણ પડતું હતું, તાવ આવતો અને ખાંસીનું

જોર વધારે હતું. એકંદરે **આમ સંગ્રહણી** હતી. ઘણા ઘણા ઉપાયો કરી થાકેલી હતી. પછી હમે તેને ખુલ્લું ઘેરૂં પાણી પોણી બાટલી એક દિવસમાં આપ્યું જેથી લોહી તેજ દિવસે બંધ થઇ ગયું. ચાર દિવસમાં ઝાડા સારા થયા, સોજો ઉતરી ગયો, તાવ ખસી ગયો. પછી શક્તિ અને ખાંસી માટે બીજી દવા આપી સારૂં કર્યું.

૩. એક **સ્રીને પાતળા ઝાડા** થતા હતા, ઝીણો તાવ હતો, સોજા હતા અને બહુ અશક્તિ આવી હતી. પ્રથમ તેને આખું ભુરૂં પાણી પાયું. કાંઈ લાભ થયો નહિ. ત્યારે ઘેરૂં પાણી પાયું તેથી પણ ફાયદો જણાયો નહિ. ત્યારે મેં એક ભાગ પીળું અને ત્રણ ભાગ ભુરૂં મેળવીને આપ્યું. તેજ દિવસે દરદીને **તાણ** થઇ અને આખું શરીર ખેંચાઇ ગયું, દરદી તેના મિત્રો અને મને પણ ભય ઉત્પન્ન થયો. પણ હિંમત રાખી રાતું પાણી હાથ પગની નાડી ઉપર ચોપડ્યું, અને ઘેરૂં ભુરૂં પાણી એક એક ઔંસ પાયું, તેથી સર્વ ઉપદ્રવ મટી દરદીને સારૂં થઇ ગયું.

૪. એક મરદને અઠવાડીઆમાં બે વાર પેટમાં ગબડીને એક ઝાડો થાય અને ઝાડામાં એક એવો જીવતો કરમ પડે કે તેની લંબાઈ સાપ જેવી જણાય. આથી દરદી ગભરાય અને જોનારા આશ્ચર્ય પામે. ઘણા ડાકટરો અને વૈદોની દવા કરી. મેં પણ બીજી દવાઓ કરી પણ સર્વ મિથ્યા થઇ. પછી વિચાર કરી તે દરદીને પીળું સોનેરી પાણી આખા દિવસમાં એક બાટલી પાયું. બીજે દિવસે તેને ઉપરા છાપરી ઝાડા થવા માંડ્યા અને દરેક ઝાડામાં એક એક ગુચ્છલું લાંબા કરમનું પડવા માંડ્યું. અમે પણ સોનેરી પાણી આપતાજ રહ્યા. પરિણામ એ આવ્યું કે ચાર દિવસ પછી કરમનું ગુચ્છળું પડતું બંધ થઇ ગયું અને દરદી સારો થયો. પ્રિય વાચકવૃંદ! આપ માનો કે નહિ માનો, પણ

આ એક કરમના ગુંછળાને ઉકેલીએ તો આશરે **પાંચ છ ફીટ લાંબો થાય એવો કરમ** મેં એકજ દરદીને જોયો.

૫. એક બ્રાહ્મણની છ સાત વરસની છોકરીને એવા કરમ થયા કે આખો દિવસ તેની ગુદામાં કરડ કરડ થયા કરે. કરમનું કદ સુખવેલના ચોખા જેટલું લાંબુ, પણ દરેક ઝાડા વખતે એક બે લોચા પડે તેમાં હજારો **ઝીણા કૃમિ** જણાય. તેની ગુદાને જરા મોકળી કરી જોઈએ તો સો પચાસ કીડા આગળ મુખ કરી બહાર નિકળવા પ્રયત્ન કરે. ઘણા જુલાબ આપ્યા, કરમની દવાઓ ખવાડી પણ સર્વે મિથ્યા! આખરે પીળું સોનેરી પાણી દર વખતે બે બે રૂપિયાભાર દિવસમાં છ વાર આપવા માંડયું જેથી કૃમિના ગોળા ને ગોળા ઝાડા વાટે નિકળી પડયા!! પણ તેના શરીરનું માંસ એકદમ ગળી ગયું; માત્ર હાડકાંને ચામડી બેજ રહ્યાં હોય એવું દેખાયું. તે પછી ઘેરૂં ભુરૂં પાણી આપવાથી શરીર પુષ્ટ થઇ તંદુરસ્ત બની ગયું. આ દરદીને એકંદરે ૧૪ દિવસ દવા કરતાં થયા હતા.

૬. એક મરદને નજલો થયો. શરીર, આંખ, ચામડી, નખ, ઝાડો, પેશાબ, સર્વ પીળાં થઈ ગયાં, શકિત બીલકુલ રહી નહિ. **કમળો** ઉંજાવ્યો; મંત્રાવ્યો; હાર પહેર્યા; નાકે નાસ લીધો; અર્થાત પોતાથી બન્યા એટલા ઉપચાર કર્યા. શરીર છેક અશકત થઈ ગયું. છેલ્લે મારા પાણીનો વારો આવ્યો. મેં આખા દિવસમાં એક બાટલી આખું ભુરૂં પાણી પીવા આપ્યું. ચમત્કાર એ થયો કે માત્ર ત્રણ દિવસમાં **પીળીઓ** તદ્દન મટી ગયો. પછીથી થોડા દિવસ સુધી જરા ભુરૂં ઘેરૂં પાણી પાતાં શક્તિ આવી ગઈ.

**૭. એક સ્ત્રીને સ્વરભેદ** [ કંઠ બેસી જવો ] થયો. એટલું બધું ગળુ બેસી ગયું કે; બોલે તે જરા શબ્દ સંભળાય નહિ. મોંમાં

દવા રાખી. ગળે લેપ વળગાડયા. બન્યા એટલા ઉપાય કર્યા પણ કાંઇજ ફાયદો થયો નહિ. આખરે થાકીને આખા દિવસમાં એક બાટલી લીલું પાણી પીવા આપ્યું. બીજે દિવસેજ સારૂં થઇ ગયું !

૮. એક દરદીને **ઉપદંશ–ટાંકી** થઇ. ઘણા મલમ પટા કર્યા પણ સર્વ વ્યર્થ. છેલ્લે લીલું ફલનસ લઇ તેના ઉપર લીલી રોશની મુકી. તેને ભલામણ કરી કે જોજે ભાઇ પેશાબના છિદ્રમાં જરા વાટ મુકજે. હું તો ભલામણ કરી ઘેર આવ્યો. કોઇએ એવી સલાહ બતાવી કે જે વાટ મુકવાનું કહ્યું છે તે લાંબા દિવસ પહોંચાડવાને કહેલું છે, માટે વાટ મુકવી નહિ. દરદીએ વગર વાટે લીલી રોશની મુકવી ચાલુ રાખી. પરિણામ એવું આવ્યું કે ટાંકી–ચાંદી સારી થઈ ગઇ. બીતરનો પાક સારો થઇ ગયો, પણ પેશાબનો છેદ પુરાઇ ગયો. આખરે ડાકટર પાસે ઓપરેશન કરાવ્યું અને મહા મુશીબતે બે ત્રણ મહીને ઠેકાણે પડયો ! માટે તેની સંભાળ રાખવી.

૯ એક મરદને **પરમીઓ** થયો. અનીતિ અને બદપરેજીને લીધે એવું અંતર રૂપ પકડયું કે જાંઘના નીચેના ભાગમાં બે નાસુર પડયાં, અને જ્યારે પેશાબ કરવો હોય ત્યારે બે નાસુર અને મુત્રમાર્ગ એ રીતે ત્રણ ઠેકાણેથી પીશાબ થાય. ઇશ્વરી કોપ થયો, મહાન અપરાધની મોટી સજા થઇ, પરંતુ એ દરદીને લીલું પાણી આખા દિવસમાં એક રતલ જેટલું ૭ વખત મળીને પાવાનું શરૂ કર્યું, પરમેશ્વરની કૃપાથી બે મહીના સુધી દવા કરવાથી તદન સારૂં થઈ ગયું.

૧૦ એક પંદર વરસનો છોકરો **ગાંડો** થવા માંડયો. થોડું થોડું ભાન તો ખરૂં પણ પાસે જાય તેને કરોડ ગાળો દે અને મારે. ઘરમાંની સારી વસ્તુ ફોડી નાંખે અથવા ફેંકી દે. તેને શરૂઆતથીજ મારી

પાસે આણ્યો, હાથ પગના પંજા ઉપર, લમણા ઉપર, ખોચી ઉપર અને તાળવા ઉપર રાતું પાણી ચોપડવા માંડ્યું. માત્ર એટલાથીજ દશ દિવસમાં તેને તદ્દન આરામ થઇ ગયો. ખાવાની દવા આપી નહોતી.

૧૧ એક સાત માસના બાળકને **કાનની પાછળ ગોઠ** નીકળ્યું. ડાકટરને તે દરદ ઉપર ત્રણ વાર ઓપરેશન કરવું પડ્યું પણ રૂઝાયું નહિ. તે દરદમાંથી પરૂ વહેતું હતું અને કાનમાંથી પણ પરૂ વહેતું. મેં તેને લીલું પાણી મુકાવ્યું. દશ દિવસમાં આરામ થઇ ગયો.

૧૨ એક મરદને **દશ વરસથી માથું દુખવાનો રોગ** હતો. દશ વરસમાં તેણે ઘણાએ ઇલાજ કર્યા હશે પણ દરદ ઉપર કંઇજ અસર થઇ નહિ. આખરે રંગરસાયનના ચમત્કાર વિષે વાત થતાં તે દરદી મારી પાસે આવ્યો. લીલું પાણી તૈયાર કરી તેની આંખમાં ટીપાં પાડી જોયાં. તુરતજ માથું દુખતું બંધ થઈ ગયું. તે પછી "આધાશીશી" "સૂર્યાવર્ત" વગેરે માથાના દરદમાં આંખમાં ટીપાં લીલા પાણીનાં મુકીએ, અથવા ભુરા આછા કે ભુરા ઘેરા પાણીનાં પોતાં માથે મુકાવીએ, તેથી માથું દુખતું તુરત સારૂં થાય.

૧૩. એક મરદની આંખમાં કાળા અને સફેદ ભાગની વચલી હદ ઉપર નાક ભણીની પાસે **મગ જેવડી ફોલ્લીઓ બેઉ આંખમાં** થઇ. આંખો લાલચોળ બની ગઈ. જરાએ તેજ ખમાય નહીં. પછી તે ફોલ્લીઓ ફુટી ગઈ, એટલે આંખના કાચમાં ખાડા પડ્યા. અને ડર લાગ્યો કે બીજું ઓસડ આંખમાં આંજવાથી વખતે કાચની ભીતર ઉતરી જશે તો આંખ બગડી જશે. છેલ્લે તેની આંખ ઉપર કાળા ભુરા રંગની રોશનીનો પ્રકાશ મુક્યો. આંખ ઉઘડતી નહી હતી તેથી આંખને બંધજ રાખી. પણ એક કલાકમાં તે દરદી ભુરી રોશની-

વાળો દીવો જોઈ શક્યો. બરાબર ૭ દિવસ એ પ્રમાણે દીવાનો પ્રકાશ મુકવાથી તેની આંખો બીલકુલ સારી થઇ ગઈ; દુખાવો બંધ થયો; લાલી કપાઈ ગઇ; ચાંદી રૂઝાઇ ગઇ અને સારૂં થઈ ગયું.

૧૪. એક છોકરાની આંખ દુખવા આવી અને ૪ દિવસ સુધી ઉઘડીજ નહિ. પાંચમે દિવસે આંખ ઉઘડી અને જોયું તો આંખનો કાચ ફાટી ગયો હોય એમ જણાયું અને આંખે દેખાતું બંધ થઇ ગયું. આંખ ઉપર આઠ દિવસ સુધી ઘેરી ભુરી રોશનીનો પ્રકાશ મુકવાથી કાચ સંધાઈ ગયો અને આંખે દેખાતું થયું.

૧૫. એક સ્ત્રીને મુંબાઇમાં પગે ઉંદર કરડયો. ઉંદરનું ઝેર આખા શરીરે પ્રસર્યું અને પગ તો પાકયો. તે એવી રીતે પાકયો કે પગની પાટલી ઉપર સોજો આવ્યો ને પછી તે પાટલી ઉપરથી પાકી બે ઇંચ સમચોરસ ખાડો પડયો. પગમાંથી પરૂ તથા લોહી એટલું વહે કે જોઇ શકાય નહિ. છતાં ઝેરને લીધે પગ એવો બહેર મારી ગયો કે તે સ્ત્રી હરે ફરે, ચાલે, કામકાજ કરે, પણ પરૂ તો નીકળે અને પગ દુખે નહિ. મુંબાઈમાં ઘણી દવા કરી. પછી તેને સુરત લાવ્યા. મેં તેને પ્રથમ આછું ભુરૂં પાણી પાવાનું શરૂ કર્યું અને લીલી રોશનીનો પ્રકાશ તેના પગ ઉપર મુકયો. દશ દિવસ પ્રકાશ મુકવાથી તે પગની વેળ જતી રહી અને દુખાવો વધી પડયો. ચાલતી બંધ થઈ. પછી ગળી રંગની ભુરી રોશનીનો પ્રકાશ મુકયો તેથી અજબ રીતે નવા અંકુર આવતા જણાયા. થોડા દિવસમાં પગ રૂઝાઈ ગયો એટલે દવા મુકી દીધી. પાછી તે મુંબાઈ ગઇ. પાછો તેજ પગે ઉંદર કરડયો અને અંગુઠાની નીચે પગની પાટલી તળે પાકીને ઝખમ પડયો. પાછી સુરત આવી અને ભુરો પ્રકાશ મુકયો. વળી રૂઝાઇ

પગ સારો થઇ ગયો. હવે એવી સ્થિતિમાં આવી છે કે જો બે ત્રણ માસ રોશની મુકે નહિ તો પાછો પગ પાકી આવે.

૧૬. એક સ્ત્રીને મુંબાઇમાં દાઝીયો રતવા થયો. મારી આખી જીંદગીમાં આવો રોગ માત્ર આ એકજ જોવામાં આવ્યો છે. હકીકત એવી હતી કે પગથી તે માથા સુધી, છાતી, પેટ કે પીઠ, ઉપર, જાંગ, સાંધા કે નિતંબ ઉપર, મુખ, કપાળ, માથું કે ચોટી, અર્થાત આખા શરીરનો જરા પણ ભાગ બાકી નહી રહેલો, એવી રીતે દરરોજ મોટા મોટા દાઝેલાના જેવા ફોલ્લા થાય. તે ફોલ્લા ફુટી જાય અને પાણી ઝરપી અગન બળે. આવો ભયંકર રોગ જોવા માટે મારે મુંબઈ જવું પડયું. દરદીને જોઇને છુકા છુટી ગયા અને બચવાની આશા છોડી દીધી કારણ કે છાતી, પીઠ અને મર્મસ્થાનોમાં કાંઇ બાકી હતું નહિ. દુર્ગંધ એટલી મારે કે પાસે બેસાય નહી. આપણે તેના શરીરને અડકીએ ને પછી તે હાથ આપણે ધોયા વિના આપણે શરીરે લગાવીએ તો ત્યાં તરત ખુજળી થઇ આગ બળવા માંડે. આખરે હીંમત રાખી લીલી રોશનીનું ફાનસ બનાવ્યું. લીલી મલમલના બે તાકા મંગાવ્યા. તેને પહેરવા તથા ઓઢવાને એજ લીલું કપડું આપ્યું. બારીએ તથા જાળીએ લીલા પડદા મલમલના બંધાવ્યા અને રાત્રે લીલો પ્રકાશ મુકવો શરૂ કર્યો. આખા માળાના ઓળખીતાઓ મશકરી કરવા લાગ્યા કે આવા ભયંકર દરદને આવો ઇલાજ!! પણ ઇશ્વરી ગતિ ન્યારીજ છે. પહેલે દિવસે ઠંડક વળવા લાગી. બીજે દિવસથી દુર્ગંધ ઓછી થવા લાગી. ત્રીજા દિવસથી નવા ફોલ્લા નીકળતા બંધ થયા. અનુક્રમે પંદર દિવસમાં તમામ ચાંદાં સુકાઇ ગયાં એટલે હું સુરત આવ્યો. લીલી રોશનીના પ્રકાશથી આખા શરીરના ફોલ્લા રૂઝાવા માંડયા પણ માથાના ફોલ્લા ઉપર બીલકુલ

અસર થઇ નહી. ત્યારે પાછો વિચાર કરી આછો ભુરો પ્રકાશ માથા ઉપર મુક્યો એટલે માથાના દરેક ફોલ્લા રૂઝાઈ ગયા. તે ઉપરથી એવો અનુભવ થયો કે માથાના ફોલ્લાને લીધે રંગ અસર કરતો નથી પણ ભુરાથી મટી જાય છે. ઋતુ વરસાદની હતી તેથી પાણી તૈયાર થઇ શક્યું નહી. માત્ર પ્રકાશથીજ કર્યું.

૧૭. એક સ્ત્રીને પ્રથમ **વિસ્ફોટક** થયો. તેમાં એક વૈદે રસાયન ખવરાવી સારૂં કર્યું; પણ થોડી કસર રહી એટલે પરેજી તોડી નાંખી, નહિ ખાવાનું ખાધું અને પીવાનું પીધું. ફળ એ થયું કે પાછો વિસ્ફોટક જોર કરી વધી આવ્યો, એટલે બીજા વૈદની દવા શરૂ થઇ. તેણે પણ રસાયન ખવરાવ્યું. પાછું સારૂ થયું. પણ વૈદની રજા વિના પાછી પરેજ તોડી નાંખી. હવે તો રૂધિરનો કોપ એટલો બધો થયો કે આખું શરીર ફુલી ગયું, અને ચામડી ફાટી ગઈ. તેમાંથી પાણી ઝરપવા માંડ્યું. અગન એટલી બળે કે થોભાય નહિ,અને દરદનું પર્યાવસાન સમજાય નહિ. આખરે મારો વારો આવ્યો. લીલાં કપડાં પહેરાવ્યાં, લીલા પડદા બંધાવ્યા, લીલા દીવાનો પ્રકાશ મુક્યો, અને લીલું પાણી ચોપડવાથી એક મહિને તે બાઇ એવી સારી થઈ ગઈ કે એના શરીર ઉપર આજે કોઇ જુએ તો એક ડાઘ પણ અસલ રોગનો રહ્યો નથી.

૧૮. એક પુરૂષને **છાતીએથી લોહીની ઉલટી** થવા માંડી. દરદી ધનવાન હતો એટલે ડાક્ટરોની દોડાદોડ ચાલી. આખરે કન્સલ્ટેશન ભરાયુ અને એવો અભિપ્રાય મળ્યો કે છાતીનો પડદો ફાટયો છે તેથી લોહી બંધ થવાનું નથી. વાત સાંભળી હાથ છુટી ગયા એટલે પછી મારી ભલામણ થઇ. મેં જઇને જોયું તો "રક્તપિત્ત" થએલું હતું પણ અસાધ્ય નહોતું. દરદીને હિમ્મત આપી. પછી તેને થેડું ભુરૂં તથા

ઘેરૂ લીધું પાણી કલાકમાં ત્રણ વાર એક એક આંઉસ પીવાને આપ્યું અને કહ્યું કે ફીકર નહિ કરો; આજેજ લોહી પડતું બંધ થઈ જશે. પરમેશ્વરની એવીજ મરજી હતી. દરરોજ ઓછામાં ઓછું ત્રણ શેરથી ચાર શેર લોહી પડતું હતું તે તેજ દિવસે બંધ થયું. પછી માત્ર ખાંસીમાં કફ સાથે જરા જરા લોહી પડવાનું શરૂ રહ્યું તે ત્રીજે દિવસે બંધ થઇ ગયું. માત્ર તાવ રહ્યો. પણ એ તો સુરતનો ધારો છે કે ધનવાન જો વૈદોનું ઓસડ કરે તો તેમાં તેની આબરૂ જાય. તે નિયમ પ્રમાણે છઠ્ઠે દિવસે ડાક્ટરની દવા શરૂ કરી. મેં કહ્યું કે આ તાવની અંગ્રેજી દવા નથી જ, માટે પરિણામ સારૂં આવશે નહિ. પણ પછી કોણ માને? દરદીએ જાણ્યું કે આવું ભયંકર દરદ સારૂં કર્યું છે તો વૈદ પણ કાંઈ વળગશે અને આટલો તાવ છે તે તો ડાક્ટર ઝટ સારો કરી નાખશે. પણ જે થવાનું હોય છે તેજ થાય છે. ઘણીએ દવા કરી; હવા ખાવા મોકલ્યા; પણ હવા અને પાણી કોઈ કાંઈ કામ આવ્યાં નહિ, અને દશ માસ રીબાઈને તે માણસનો સ્વર્ગવાસ થયો. મતલબમાં એટલું કે તે દશ માસ રીબાયો પણ લોહીનો એક છાંટો પડ્યો નહી; તે તો બંધ થયું તે થયુંજ.

૧૯. એક સ્ત્રીને પગે રસ ઉતર્યો. પારાનો મલમ લગાવ્યો; બેરજીનો મલમ લગાવ્યો; થોડો નરમ પડે; વળી પાછો ઉતરે, આખરે દીવેલાના પાત્રાના રસમાં એલીઓ વાટી લેપ કર્યો. પગે જુદું રૂપ પકડ્યું; દુઃખ વધી ગયું; બીજા વૈદની વારી આવી; તેણે તેનો ઉપાય કર્યો. રસ પાકીને નીકળી ગયો. પગ હતો તેવો થયો. વૈદ્યની વીદાયગીરી થઇ; અને તે સ્ત્રી બહાર ફરતી થઈ કે પગ તો પાછો હતો તેવોજ જાડો થયો. પછી મેં તેને લુગડાનો કાળો ગળીનો કકડો લઇ જુરા પાણીમાં પલાળ્યો અને તેને પાટો બાંધ્યો. એક બાટલી પાણી

આપ્યું તેથી તે પાટો દિવસ અને રાત ભીંજેલોજ રાખ્યો. પરિણામ એવું આવ્યું કે થોડા દિવસમાં તે પગ સારો થઇ ગયો અને ફરીથી રસ આવ્યોજ નહિ.

૨૦. ઘેરા ભુરા રંગની બાટલીમાં ધુપેલને ભરી પંદર દિવસ તાપમાં મુકી તે ધુપેલ માથે ઘાલવાથી **માથાના વાળ ખરતા બંધ થાય છે,** સુંવાળા થાય છે, અને લાંબા થાય છે.

આ પ્રમાણે સેંકડો દરદીને સારા કરવામાં આવ્યા છે, તે ઉપરથી એટલું સિદ્ધ કર્યું છે કે જો બુદ્ધિપૂર્વક વિચાર કરી ચિકિત્સા કરવામાં આવે તો ગમે તેવા ભયંકર રોગોને સારૂં કરી શકાય છે. પછી તો **ईश्वरेच्छा बलियसी वा कमर्णो गहना गतिः**



# અનુક્રમણિકા.




| વિષય. | અ. | પૃષ્ઠ. |
|---|---|---|
| અભ્યાસીપણું ... ... | | ... ૧૧૦ |
| અછબડા ... ... ... | | ૧૧૦, ૧૧૭ |
| અટકાવ—દસ્તાન સંબંધિના રોગો—"ઋતુ" શબ્દ જુઓ | | |
| અતિસાર—ઝાડો ... | | ૧૦૭, ૧૦૮, ૧૧૧, ૧૧૫, ૧૬૯ |
| અતિસારને લીધે થતો હોજરીનો દુઃખાવો ... | | ... ૧૦૭ |
| અત્યાર્તવ ... ... | | ૧૦૮, ૧૦૯, ૧૧૫, ૧૫૭ |
| અનહદ સંભોગેચ્છા ... ... | | ૧૦૬, ૧૧૫ |
| અનહદ ક્ષુધા ... ... | | ... ૧૦૬ |
| અનહદ ક્ષુધા તૃષા ... ... | | ... ૧૦૬ |
| અનિદ્રા—ઉંઘ ન આવવી ... | | ૧૦૬, ૧૧૪, ૧૧૭, ૨૧૨ |
| અનીતિથી થતા ચાંદી ટાંકી જેવા રોગો ... | | ૧૧૧, ૧૧૩ |
| અપચો, બદહજમી, અગ્નિમાન્ધ | | ૧૪૬, ૧૭૩, ૧૭૪, ૧૮૮, ૨૩૩ |
| અપસ્માર ... ... | | ... ૧૧૫, ૧૧૬, ૧૭૮ |
| અરબુદરોગ—"કંઠમાળ" શબ્દ જુઓ | | |
| અરૂચિ ... ... ... | | ... ૧૭૭ |
| અલકીયોન તારો જેની આસપાસ સૂર્ય ફરે છે | | ... ૧૯ |
| અવાળુનો સોજો અને દુઃખાવો ... | | ... ૧૦૬ |
| અર્શ—મસા (કોરા) ... | | ૧૧૨, ૧૫૦, ૧૭૨, ૨૯૬, ૨૯૯ |
| અર્શ—મસા મસા (દુઝતા)... ... | | ... ૧૦૭ |

| વિષય. | આ. | પૃષ્ઠ. |
|---|---|---|


આંકડી ... ... ... ... ૧૦૭
આંખો દુઃખવી ... ૧૦૭, ૧૧૧, ૧૧૬, ૧૫૩, ૩૨૨
આંખો ( પરૂવાળી ) ... ... ... ૧૦૯
આંખના મોતીયા ... ... ૨૩૪, ૨૬૧
આંખના રોગો ... ૨૫૯ થી ૨૬૨, ૩૨૧, ૩૨૨
આંચકી ... ... ... ... ૧૩૯
આંટણ ... ... ... ૧૧૪, ૧૧૬
આંતરડાં અને પેઢુનો વરમ... ... ૧૦૭, ૧૧૪, ૧૧૬
આંતરીઓ તાવ ... ૧૦૯, ૧૧૬, ૧૩૬, ૧૬૫
આંતરડાનો દાહ, મરડાને લીધે થતો ... ... ૧૦૮
આદિત્યહૃદયસ્તોત્ર ... ... ... ૧૭
આમવાત ... ... ૧૦૭, ૧૭૦, ૨૮૨, ૨૯૧
આયુર્વેદ ... ... ... ... ૫
આરોગ્ય, પુરૂષાર્થ માત્રનો પાયો ... ... ૨

## ઉ.

ઉંઘમાં ધાત જવી ૧૦૬, ૧૦૮, ૧૧૦, ૧૧૧, ૧૨૯, ૧૬૦, ૨૩૨
ઉંઘ ન આવવી ... ... ૧૦૬, ૧૧૪, ૧૧૭
ઉટાંટીયું ... ... ... ... ૨૩૫
ઉદર રોગ ... ... ... ... ૧૮૦
ઉદાવર્ત ... ... ... ... ૧૭૯
ઉંદરનું ઝેર ... ... ... ... ૩૨૨
ઉંદરી ... ... ... ૧૦૯, ૧૫૫

**વિષય.** **પૃષ્ઠ.**


ઉધરસ–ખાંસી (બલગમવાળી) ... ૧૦૮, ૧૪૧
ઉધરસ–ખાંસી (સુકી) ... ... ૧૦૬, ૧૪૧, ૧૭૬
ઉધરસ (જીર્ણ)–બ્રૉન્કીટિસ ... ૧૧૨, ૧૪૧
ઉન્માદ–ચિત્તભ્રમ ... ૧૦૮, ૧૭૮, ૨૫૨ થી ૨૫૯
ઉલટી, લોહીની ... ... ... ૩૨૪
ઉપદંશ—"ચાંદી" શબ્દ જુઓ
ઉપલીયું–તાણુ ... ... ... ૧૦૯
ઉરક્ષત ... ... ... ૧૦૭, ૧૦૯, ૨૭૧
ઉરૂસ્તંભ–કલાયખંજ અથવા બન્ને પગનો લકવો ૨૧૫, ૨૬૪
ઉલટી અને ઝાડો ... ... ૧૦૮, ૧૪૯
ઉલટી અને ફેર ચઢવા ... ... ... ૧૦૭
ઉલટી, સગર્ભાવસ્થાની ... ... ... ૧૦૬

**ઋ.**

ઋતુ–આર્તવ,–દસ્તાન બહુજ આવવો ... ૧૦૮, ૧૦૯, ૧૫૭
ઋતુ સુદલ ન આવવું અગર કમી
આવવું–નષ્ટાર્તવ ... ૧૧૦, ૧૧૨, ૧૨૨, ૧૫૭, ૧૯૦
ઋતુસ્રાવ વખતે થતી પીડા–પીડિતાર્તવ ... ૧૧૨, ૧૫૭
ઋતુસ્રાવ હંમેશને માટે બંધ પડતી વખતે
પ્રૌઢા–વૃદ્ધા સ્ત્રીને થતા વ્યાધિઓ ... ૧૧૪, ૧૩૧

**એ.**

એટેક્સી, લોકોમોટર ... ... ... ૧૧૩
એન્યુરીઝમ... ... ... ૧૦૮, ૧૬૦
એપેન્ડીસાઇટીસ એટલે અંત્ર પૂચ્છનો સોજો... ... ૨૧૩

| વિષય. | ઓ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ઓકારી તથા ફેર | ... ... | ... ૧૦૭ |
| ઓડકાર ( ખાટા ) | ... ... | ૧૦૭, ૧૧૨, ૧૪૯ |
| ઓરી ... | ... ... | ૧૧૦, ૧૧૭, ૧૯૧ |
| ઑરા અથવા ઓજસપિંડ ... | ... | ... ૭૪ |

અં.

| | |
|---|---|
| અંગ–ઉપાંગનું કંતાઇ જવું–ગળી જવું ... | ... ૧૧૦ |
| અંડ વૃદ્ધિ... ... | ૧૧૦, ૧૧૩, ૧૮૧, ૨૩૪ |

ક.

| | |
|---|---|
| કટિગ્રહ–કેડનું ઝલાઈ જવું ... ... | ... ૧૧૭ |
| કબજીયાત–બંધકોશ ૧૧૨, ૧૧૩, ૧૨૪, ૧૫૦, ૨૧૨, ૨૪૫, ૨૯૩, ૨૯૫, ૨૯૬ | |
| કમળો–પિત્તપાંડુ ... | ... ૧૦૭, ૧૪૯, ૧૭૪ |
| કર્ણ શૂળ–કાનના સણકા ... ... | ૧૦૯, ૧૫૪ |
| કરોડરજ્જુના આવરણનો સોજો | ૧૧૩, ૧૧૮, ૨૭૩. ૨૮૬ |
| કરોડ રજ્જુનો વરમ | ૧૦૮, ૧૧૧, ૧૧૩, ૧૧૭, ૨૭૩. ૨૮૬ |
| કહોવટ ... ... ... | ... ૧૧૧ |
| કાચ, હોમીઓપથીના ઉપચાર માટે ખાસ ક્યા અને કેવડા લેવા ... ... | ૯૦, ૩૦૦ |
| કાનની પાછળનું ગોઠ ... ... | ... ૩૨૧ |
| કામાન્ધતા, હદ બ્હારની ... ... | ૧૦૬, ૧૧૮ |
| કાસ–કુકડીયા ખાંસી ... ... | ૧૦૭, ૧૦૮, ૧૧૮ |
| કાળજા કે મૂત્રપિંડ આગળ ધબકારા થવા ... | ... ૧૦૭ |
| કાળજ્વર–ટાઇફૉઇડ ... ... | ૧૦૬, ૧૧૪ |

વિષય. પૃષ્ઠ.
કુદરત વિરૂદ્ધના કૃત્રિમ જીવનનાં દૃષ્ટાંતો ... ... ૩
કૃમિરોગ ... ... ... ... ૧૭૧
કોઢ સફેદ ... ... ... ૧૧૦, ૧૫૯, ૧૮૨
કૉલેરા ( બાળકને થતું ) ... ... ૧૧૭, ૨૭૭
ક્રોમોડિસ્ક ... ... ... ... ૯૬
ક્રોમો પાણીની માત્રા એટલે લેવાનું પ્રમાણ ... ... ૯૬
ક્રોમોપેથીના આદ્ય પ્રચારક ડૉક્ટરો ... ... ૧૨
ક્રોમોપેથીનાં યંત્રો અને સાધનો તથા તેમને
 વાપરવાની રીત ... ... ૮૯ થી ૧૦૫
ક્રોમોપેથીનું હેરોગેટમાં આવેલું મોટું સેનેટોરિયમ ... ૮
ક્રોમોલેન્સ ... ... ... ... ૯૩
કંઠમાળ–ગંડમાળ ... ૧૦૮, ૧૧૩, ૧૧૪, ૧૧૮, ૧૮૧
કંઠ રોહિણી–ડિપ્થેરિયા ... ... ૧૦૭, ૧૧૯
કંતાઈ જવું–દુબળા થઈ જવું ( કોઈ એક ભાગનું ) ... ૧૧૦

ખ.

ખરજવું ... ... ... ૧૦૯, ૧૧૪, ૧૧૯
ખાંસી ઉધરસ ( બલગમવાળી ) ... ૧૦૮, ૧૧૧
ખાંસી ( જીર્ણ )–બ્રૉન્કીટિસ... ... ... ૧૧૨
ખાંસી–ઠાંસો ( સુકી ) ... ... ... ૧૦૬
ખીલ, મુખ ઉપરના ... ... ૧૧૪, ૧૨૬
ખીલી ... ... ... ૧૧૦, ૧૧૯, ૧૯૦
ખુજલી ... ... ... ૧૧૦, ૧૫૬
ખોડો અને વાળ ખરી પડવા ૧૦૬, ૧૨૫, ૨૩૩, ૨૮૬, ૩૨૬

**વિષય.** ગ. **પૃષ્ઠ.**


ગર્ભ-હમેલ જેવી ખોટી હાલત-મૂઢ ગર્ભ ... ૧૧૨, ૧૫૮
ગર્ભાશય અને યોનિનો વરમ ... ૧૦૬. ૧૧૩, ૧૧૯
ગળાનો અને શ્વાસનળીનો સોજો ... ૧૦૬, ૧૪૫
ગળાનો વરમ ... ... ... ૧૦૬
ગ્રહો, ભિન્ન ભિન્નના ભિન્ન ભિન્ન રંગ ... ... ૫૧
ગાંઠ ... ... ... ... ૨૭૫
ગુમડાં ... ... ૧૦૯, ૧૧૪, ૧૧૯, ૧૫૪
ગુમડાં ઝરતાં-વહેતાં ... ... ... ૧૧૧
ગુરદાના રોગો-" મૂત્રપિંડ " શબ્દ જુઓ
ગોઠ, કાનની પાછળનું ... ... ... ૩૨૧
ગુલ્મ-ગોળો ... ... ... ૧૭૯
ગોટલા ચઢવા ... ... ... ૧૧૯
ગંડમાળ-" કંઠમાળ " શબ્દ જુઓ
ગ્રંથિક સન્નિપાત-પ્લેગ ... ૧૦૮, ૧૧૧, ૧૨૩, ૧૬૮

ચ.

ચામડીના રોગો ... ... ૧૮૨, ૩૨૩, ૩૨૪
ચામડીપરના ડાઘા ... ... ૧૦૭, ૧૧૧, ૧૨૦
ચામડીપરની લાલ છાંટ ... ... ... ૧૧૦
ચામડીપરની વવ ... ... ... ૧૦૯
ચામડી, હાથપગની ફાટીને બરછટ થઇ જવી ... ૧૦૭
ચાંદી-ટાંકી-ફિરંગરોગ
૧૦૬, ૧૧૪, ૧૨૦, ૧૬૦, ૧૮૨, ૨૩૫, ૨૪૭, ૩૨૪
ચિત્તભ્રમ ... ... ... ... ૧૦૮

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| ચીઢીઆપણું—તામસી પ્રકૃતિ ... | ૧૦૮, ૧૨૦ |
| ચૂંક-આંકડી અને ખાટા ઓડકાર ... | ૧૦૭, ૧૨૦, ૧૫૦ |
| ચોટ અગર માર ... ... | ... ૧૦૭ |
| ચંદ્ર વિષે ખગોળ શાસ્ત્રનો મત ... | ... ૨૭ |
| **છ.** | |
| છર્દી રોગ (ઉલટી) ... ... | ... ૧૭૭ |
| છાતી અને કલેજામાં થતો દાહ ... | ૧૦૭, ૧૧૨, ૧૪૮ |
| છાતીનો દુઃખાવો ... ... | ... ૨૯૯ |
| **જ.** | |
| જખમ ... ... | ૧૦૭, ૧૦૮, ૧૧૧, ૧૫૬ |
| જઠરના રોગો—" હોજરી " શબ્દ જુઓ... | ... |
| જલોદર ... ... ... | ૧૧૩, ૧૨૦ |
| જ્વર, સઘળી જાતના—" તાવ " શબ્દ જુઓ | |
| **ઝ.** | |
| ઝખમ ... ... | ...૧૦૭, ૧૦૮, ૧૧૧. ૧૫૬ |
| ઝાડો—અતિસાર ... | ...૧૦૭, ૧૦૮, ૧૧૧, ૧૧૫ |
| ઝેરી ઉંદર કરડવો ... ... | ... ૩૨૨ |
| **ટ.** | |
| ટાઇફૅાઇડ ફીવર—કાળજ્વર... ... | ૧૦૬, ૧૨૧ |
| **ઠ.** | |
| ઠાંસો (જીર્ણ) બ્રોન્કાઇટિસ ... ... | ... ૧૧૨ |
| **ડ.** | |
| ડિપ્થેરિયા—કંઠ રોહિણી ... ... | ... ૧૦૭ |
| ડૉ. ટીટસનો દવાઓનાં નુકસાન વિષે અભિપ્રાય | ... ૬ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|


ડંખ (ભમરા, મધમાખ વગેરેના) ... ૧૦૯, ૧૦૯
ડયુક ઓફક્રોમ્બ્રેજનું રૂ. અરાઢ લાખનું ક્રોમોપેથિક આરોગ્ય મંદિર ... ... ... ૮

ત.

તરસ ભુખ, હદ ઉપરાંતની ... ... ... ૧૦૬
તાણુ-ઉપલિયું [ બાળકનું ]... ... ... ૧૦૯
તામસી પ્રકૃતિ ... ... ... ૧૦૮
તાવ, કાળજ્વર [ ટાઇફોઇડ ] ૧૦૬, ૧૧૪, ૧૨૧, ૧૩૬
તાવ, તાઢીયો ... ... ... ૧૧૪
તાવ, પિત્તનો ... ... ૧૦૭, ૧૨૩
તાવ, ફૂટી નિકળતા ... ... ... ૧૩૬
તાવ, ફેફસાંના વ્યાધિવાળો... ૧૦૬, ૧૩૭, ૧૩૮, ૧૬૫
તાવ, બલગમી ... ... ૧૦૮, ૧૬૫, ૧૮૯
તાવ, મેલેરિયાનો ... ... ... ૧૧૨
તાવ રોજીઓ અને એકાંતરીયો ૧૦૯, ૧૧૬, ૧૩૬, ૧૬૫
તાવ, શરદીનો ... ... ... ૧૧૧
તાવ, શીતળા બળીઆનો ... ... ... ૧૦૬
તાવ, સુવાવડીનો એટલે સૂતિકા જ્વર ... ૧૦૭, ૧૩૨
ત્રિદોષ ... ... ... ૧૦૮, ૧૧૪, ૧૨૧
ત્વચાપરના ડાઘા ... ... ... ૧૦૭

થ.

થરમોમ્યુમ... ... ... ... ૯૭

દ.

દમ-શ્વાસ-હાંફણુ ... ૧૧૨, ૧૪૨, ૧૭૬, ૧૯૧

**વિષય.** **પૃષ્ઠ.**

દસ્તાના રોગો—"ઋતુ" શબ્દ નીચે જોવું
દાંતના પારા—અવાળુનો સોજો અને દુખાવો... ૧૦૬, ૧૪૪
દાંત ફુટતી વખતની બિમારીઓ ... ૧૦૯, ૧૪૪
દાંતના રોગો... ... ૧૦૮, ૧૧૧, ૧૨૧, ૧૪૪
દાદર—દદ્રુ—દરાજ ... ... ... ૧૧૦
દાહ—આગ, છાતી અને કલેજામાં થતો ... ૧૦૭, ૧૧૨
દાહ, મરડાને લીધે આંતરડામાં થતો ... ... ૧૦૮
દાઝવું ... ... ... ... ૧૦૭
દાઝીયો રતવા ... ... ... ૩૨૩
દુર્ગંધવાળો શ્વાસ ... ... ... ૧૨૧
દંખ [ભમરા, મધમાખ વગેરેના] ... ૧૦૮, ૧૦૯, ૧૫૬,

ધ.

ધનુર્વાત ... ... ... ૧૧૪, ૧૨૧
ધબકારા કાળજા કે મૂત્રપિંડ આગળ થવા ... ... ૧૦૭
ધમનીના પડની નબળાઇ ... ... ... ૧૦૮
ધાતુપાત—વીર્યસ્રાવ ૧૦૬, ૧૦૮, ૧૧૦, ૧૧૧, ૧૨૯, ૧૬૦, ૨૩૨
ધાર્મિક ઉન્માદ અથવા ચિત્તભ્રમ ... ... ૧૨૨
ધુપણી—"શ્વેત પ્રદર" શબ્દ જુઓ.

ન.

નજલો ... ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૩, ૧૧૪, ૧૩૨, ૧૮૨
નપુંસકત્વ અને વંધ્યત્વ ... ... ... ૧૯૦
નબળાઇ, જ્ઞાનતંતુની ૧૧૫, ૧૩૪, ૨૩૨, ૨૬૬, ૨૭૩, ૨૭૮, ૨૮૧, ૨૮૨
નષ્ટાર્તવ ... ... ૧૧૦, ૧૨૨, ૧૫૭, ૧૯૦
નસકોરી ફુટવી ... ... ૧૦૭, ૧૫૬

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| નસો, પગની, ફુલીજવી ... ... ... | ૧૦૭ |
| નાસુર ... ... ... ... | ૨૩૫ |
| નેચરોપથીની શાખાઓ ... ... ... | ૬ |
| ન્યુમોનિયા... ... ... | ૧૦૮, ૧૨૧ |
| પ. | |
| પગની નસો ફુલી જવી ... ... | ૧૦૭, ૧૨૩ |
| પગ હાથ ફાટીને ચીરા પડવા ... ... | ૧૦૭ |
| પગે રસ ઉતરવો ... ... ... | ૩૨૫ |
| પથરી, પિત્તની ... ... | ૧૧૪, ૧૨૪ |
| પથરી—મૂત્રાશ્મરિ ... ... ... | ૧૧૨ |
| પરિણામ શૂળ ... ... ... | ૨૩૩ |
| પક્ષાઘાત | ૧૧૦, ૧૧૩, ૧૨૭, ૧૬૦, ૧૮૮, ૨૧૫, ૨૪૫, ૨૬૪, ૨૮૬ |
| પાકું—વિદ્રધિ ... | ૧૧૪, ૧૨૩, ૧૮૨, ૨૩૫, ૩૦૧ |
| પાન્ડુરોગ ... | ૧૧૩, ૧૧૪, ૧૨૩, ૨૪૫ |
| પિડિતાર્તવ ... ... ... | ૧૧૨, ૧૫૭ |
| પિત્તજ્વર અને સંતત જ્વર ... ... | ૧૦૭ |
| પિત્તપાંડુ—કમળો ... ... | ૧૦૭, ૧૪૯, ૧૭૪ |
| પિત્તાશ્મરિ—" પથરી, પિત્તની " શબ્દ જુઓ | |
| પેટ છુટી જવું ... ... ... | ૧૦૭ |
| પેટનો દુખાવો ... ... ... | ૧૪૯ |
| પેશાબનું ખેંચાઇ ખેંચાઇને થવું ... | ૧૦૭, ૧૫૨ |
| પેશાબ બેમાલુમપણે થઈ જવો ... | ૧૧૧, ૧૫૨, ૧૯૦ |
| પ્લેગ—ગ્રંથિક સન્નિપાત ... | ૧૦૮, ૧૧૧, ૧૨૩, ૧૬૮ |

વિષય. પૃષ્ઠ.
પ્રકાશ, જુદા જુદા રંગના, માં રહેલાં ખનિજ તત્વો ... ૫૬
પ્રકાશનાં રંગીન મોજાંની લંબાઇ અને ત્વરાનું કોષ્ટક ... ૪૨
પ્રકાશના શ્વેત કિરણના પૃથક્કરણનો વિધિ ... ... ૩૮
પ્રકાશની ઝડપ ... ... ... ૩૦
પ્રદર [શ્વેત] ... ... ... ૧૦૭
પ્રમેહ–પરમીઓ ... ... ... ૧૮૦
પ્રસ્વેદ–પરસેવો બહુ વળવો ... ૧૦૭, ૧૨૩, ૧૫૯

ફ.

ફેફરૂં–મગજે લોહી ચઢવું ... ૧૦૯, ૧૧૨, ૧૩૯
ફેફસાંનો વરમ–ન્યુમોનિયા ... ... ૧૦૮, ૧૧૪
ફેરચઢવા, ચકરી અને વાન્તિ ... ... ૧૦૭, ૧૨૯
ફોલ્લા ... ... ... ... ૧૧૪

બ.

બકારી અને ફેર ... ... ... ૧૦૭
બહેરાશ–બધિરત્વ ૧૦૮, ૧૦૯, ૧૧૩, ૧૨૪, ૧૫૪, ૧૫૯, ૨૧૬
બંધકોશ–કબજીયાત
૧૧૨, ૧૧૩, ૧૨૪, ૨૧૨, ૨૪૫, ૨૯૩, ૨૯૫, ૨૯૬

ભ.

ભગંદર ... ... ... ... ૧૮૨
ભૂખતરસ, હદ ઉપરાંત ... ... ... ૧૦૬

મ.

મણિપુર ચક્ર ... ... ... ૬૭
મધુપ્રમેહ ... ... ૧૦૮, ૧૧૨, ૧૧૩, ૧૨૫, ૧૫૯

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| મગજ ઉપરનો સોજો ... | ૧૦૮, ૧૧૬, ૧૩૮, ૨૭૩ |
| મગજનો તાવ ( બ્રેઈન ફીવર) ... | ... ૧૦૯ |
| મગજમાં લોહીનો જમાવ ... | ૧૧૪, ૧૨૪, ૧૨૮, ૧૩૯ |
| મરડો ... ... ... | ૧૦૭, ૧૨૫, ૧૭૦ |
| મસા—અર્શ ( દુઝતા ) ... .. | ... ૧૦૭ |
| મસા, તલ, અને આંટણુ—( ચામડી પર થતા ) | ... ૧૧૪ |
| માત્રા (એટલે લેવાનું પ્રમાણ) | |
| માત્રા, રંગિન પ્રકાશસ્નાનની ... | ... ૯૦ |
| „ સૂર્યપુટી શુંદરની ... ... | ... ૯૬ |
| „ „ દુગ્ધશર્કરાની... ... | ... ૯૬ |
| „ „ પાણીની ... ... | ... ૯૬ |
| „ સૂર્યસ્નાનની ... ... | ... ૯૦ |
| માથાનો ખોડો અને વાળ ખરી પડવા ... | ૧૦૬, ૧૨૫ |
| માથું દુઃખવું ... | ૧૦૯, ૧૩૯, ૨૭૩, ૩૨૧ |
| માર—ચોટ... ... ... | ૧૦૭, ૨૮૯ |
| મુખપાક—મોં આવવું અને મ્હોંમાં ચાંદીઓ પડવી | ૧૦૭, ૧૨૪, ૧૪૩ |
| મૂત્ર-બહુ થવું અને હસ્તીમેહ ... | ... ૨૦૧ |
| મૂત્રકૃચ્છ્ર ... ... ... | ... ૧૮૦ |
| મૂત્રાઘાત—મૂત્રાવરોધ ... ... | ૧૦૭, ૧૫૨ |
| મૂત્રપિંડનો વરમ ... | ૧૦૯, ૧૧૨, ૧૧૩, ૧૨૬, ૧૫૧ |
| મૂત્રાશયનો વરમ ... ... | ... ૧૦૯ |
| મૂર્છા ... ... ... | ૧૦૮, ૧૭૭ |
| મેદ ... ... ... | ૧૮૦, ૧૮૭, ૨૧૫ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| મેલેરિયા તાવ ... ... | ... ૧૧૨ |
| મેનીનજાઇટિસ, સ્પાઇનિલ ... ... | ... ૧૦૭ |
| મોતીઆ, આંખના ... ... | ૨૩૪, ૨૫૧ |
| **ય.** | |
| યકૃતનું ખેંચાવું ... ... | ... ૧૦૮ |
| યોનિ અને ગર્ભાશયનો વરમ ... | ૧૦૬, ૧૧૩ |
| **ર.** | |
| રક્તપિત્ત ... ... ... | ... ૧૭૪ |
| રગતપિત્ત-વાતરક્ત ... | ૧૧૦, ૧૧૨, ૧૧૩, ૧૨૬, ૨૧૫ |
| રતવા ... ... | ૧૦૯, ૧૧૪, ૧૧૯, ૩૨૩ |
| રતવા, દાજીયો ... ... | ... ૩૨૩ |
| રસ ઉતરવો, પગે ... ... | ... ૩૨૫ |
| રસોળી ... ... ... | ... ૨૯૯ |
| રંગ, અનુપૂરક, પ્રતિસ્પર્ધીનું કોષ્ટક ... | ... ૫૦ |
| રંગ, ક્યો, કેવો, સ્વભાવ સૂચવે છે ? ... | ... ૭૭ |
| રંગના ધ્યાન ચિંતનની શરીર મનપર અસર | ... ૮૦ |
| રંગના સપ્તક અને સ્વરના સપ્તકની સરખામણી | .. ૪૫ |
| રંગની વનસ્પતિ ઉપરની અસરો વિષે ફ્લૅમેરિયનના પ્રયોગો... | ૧૦ |
| રંગ, મિશ્ર, કેમ બનાવવા ?... ... | ... ૪૯ |
| રંગ, મેઘધનુષના સાતનાં નામ અને અનુક્રમ | ... ૩૪ |
| રંગ, વિવિધ ગ્રહોના ... ... | ... ૫૧ |
| રંગ વિષેના વિજ્ઞાનનો ઇતિહાસ ... | ... ૩૬ |
| રંગીન પ્રકાશ જુદી જુદી જાતનામાં રહેલાં જુદાં જુદાં અનિજ તત્ત્વોનાં નામ ... ... | ... ૫૬ |

વિષય. પૃષ્ઠ.
રંગીન પ્રકાશનાં મોજાંની લંબાઇ અને ત્વરાનું ક્રોષ્ટક ... ૪૨
રાતડીયું ... ... ... ૧૧૦, ૧૨૭
રાંઝણુ ... ૧૦૯, ૧૧૧, ૧૨૭, ૧૩૨, ૨૬૯, ૨૭૬, ૨૭૯
રેડીયૉમીટર—પ્રકાશવડે ફરતું યંત્ર ... ... ૭૨

લ.

લકવો ૧૧૦, ૧૧૩, ૧૨૭, ૧૬૦, ૧૮૮, ૨૧૫, ૨૪૫, ૨૬૪, ૨૮૬
લખી શકવાની અશક્તિ ... ... ... ૧૨૮
લાખાં ... ... ... ... ૨૫૯
લાલ રંગની વનસ્પતિ ઉપર થતી અસરો વિષે
ફ્લેમેરિયનના પ્રયોગો ... ... ... ૧૦
લીવરનું ખેંચાવું ... ... ... ૧૦૮
લૂ લાગવી... ... ... ૧૨૮, ૨૭૬
લેરિંજીટીસ ... ... ... ૧૪૦
લોકોમોટોર ઍટેક્સીઆ ... ... ૧૧૩, ૧૨૯
લોહી, જખમમાંથી વહેતું ... ... ... ૧૦૮
લોહીની ઉલટી, ... ... ... ૩૨૪
લોહીવા ... ... ... ૧૦૮, ૧૦૯
લ્યુપસ ... ... ... ... ૧૯૨
લ્યુસીમીઆ... ... ... ... ૨૩૪

વ.

વંધ્યત્વ—વાંઝીયાપણું અને નપુંસકત્વ ... ... ૧૫૦
વધરાવળ—વૃષણ સોજો—"અંડવૃદ્ધિ" શબ્દ જુઓ.
વર્ણાન્ધતા... ... ... ૧૨૯, ૨૬૦

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| વરમ, આંતરડાં અને પેઢુનો ... | ૧૦૭, ૧૧૪ |
| વરમ, કરોડરજ્જુનો ... ... | ૧૦૮, ૧૧૧ |
| વરમ, ગર્ભાશય અને યોનિનો ... | ૧૦૬, ૧૧૩ |
| વરમ, ગળાનો ... ... | ... ૧૦૬ |
| વરમ, મૂત્રપિંડનો ... ... | ... ૧૦૯ |
| વરમ, મૂત્રાશયનો ... ... | ... ૧૦૯ |
| વાતરક્ત–રગતપિત્ત ... | ૧૧૦, ૧૧૨, ૧૧૩, ૧૨૬, ૨૧૫ |
| વાતરોગ ( વાયુ ) ... ... | ... ૧૭૮ |
| વાન્તિ અને ફેર ચઢવા ... ... | ... ૧૦૭ |
| વાળ ખરવા ... ... | ... ૩૨૬ |
| વાળ ખરી પડવા અને ખોડો | ૧૦૫, ૧૧૦, ૨૩૩, ૨૮૬ |
| વાળ ધોળા થવા ... ... | ૧૦૯, ૧૧૦ |
| વિદ્રધિ–" પાકું " શબ્દ જુઓ. | |
| વિશૂચિકા–કૉલેરા ... ... | ... ૧૦૭ |
| વિષયવાસના, હદ પારની ... ... | ... ૧૦૬ |
| વિસ્ફોટક–" ચાંદી " શબ્દ જુઓ. | |
| વીર્યસ્રાવ–ધાતુપાત | ૧૦૬, ૧૦૮, ૧૧૦, ૧૧૧, ૧૨૯, ૧૬૦, ૨૩૨ |
| વૃષણુ–અંડમાં પાણી ભરાવું... ... | ૧૧૦, ૧૧૩ |
| **શ.** | |
| શરદી–શ્લેષ્મ–સળેખમ | ૧૦૭, ૧૧૧, ૧૧૩, ૧૨૯, ૧૪૦, ૨૪૩, ૨૨૯ |
| શરીર, મનુષ્યના, અંદરનાં રાસાયનિક તત્ત્વો... | ૫૩, ૫૫ |
| શીતળા–ગોવરૂ ... | ૧૦૭, ૧૧૦, ૧૩૦ ૧૮૫ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| શળ-સણકા... | ૧૦૭, ૧૧૫, ૧૩૦, ૨૮૨ |
| શોફ (સોજો) | ... ૧૮૧ |
| શ્લીપદ ( શ્લીપદ ) રોગ | ... ૧૮૨ |
| -દમ-હાંફ | ૧૧૨, ૧૪૨, ૧૭૬, ૧૯૧ |
| શ્વાસ, દુર્ગન્ધવાળો | ... ૧૨૧ |
| શ્વાસનલિકાનો જીર્ણ સોજો-બ્રોન્કીટિસ | ... ૧૧૨ |
| શ્વેત પ્રદર ... | ... ૧૦૭, ૧૧૩, ૧૨૯, ૧૫૮, ૨૩૪ |
| **સ.** | |
| સગર્ભાવસ્થાની ઉલટી | ... ૧૦૬, ૧૩૧, ૧૫૮ |
| સગર્ભા સ્રીના રોગો | ૧૦૮, ૧૧૪ |
| સંગ્રહણી ( અતિસાર ) | ૧૫૦, ૧૭૦ |
| સણકા-" શળ " શબ્દ જુઓ. | |
| સંધીવા અને નજલો | ૧૦૯, ૧૧૦, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૩૨, ૧૮૯. ૨૪૫, ૨૬૭, ૨૭૪, ૨૭૯, ૨૯૧ |
| સન્નિપાત-ત્રિદોષ | ... ૧૧૧ |
| સકરાનો સડો | ... ૨૩૪ |
| સફેદ કોઢ ... | ... ૧૧૦ |
| સંભોગેચ્છા, અનહદ | ... ૧૦૬ |
| સળેખમ—" શરદી " શબ્દ જુઓ. | |
| સસણી-કાસશ્વાસ | ... ૧૦૭, ૧૦૮, ૨૯૪ |
| સાત-રંગ, ગ્રહ, ધાતુ, ઉપધાતુ, રત્ન, ત્વચાનાં પડ, અગ્નિની કળા, સર્વનાં સપ્તક હોય છે. | ... ૪૮ |
| સિફિલિસ-ઉપદંશ-ચાંદી ... | ... ૧૦૬ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ... ... | ૨ |
| સુખના પ્રકાર ... ... ... | ૧ |
| સુખ, પ્રાણી માત્રનું લક્ષબિંદુ ... | ૧૦૭, ૧૩૨ |
| સૂતિકાજ્વર—સુવાવડીનો તાવ ... | |
| સૂર્ય અને સૂર્યમંડળ જેની આસપાસ ... | ૧૯ |
| ફરે છે એવો ઓલકીયોન તારો ... ... | ૩૧ |
| સૂર્યના પ્રકાશ—તડકામાં રહેલાં ખનિજ તત્ત્વો ... | ૩૫ |
| સૂર્યના રથના સપ્તમુખી ઘોડાનું રહસ્ય ... ... | ૯૬ |
| સૂર્યપુટી ગુંદર લેવાનું પ્રમાણ ... | ૯૦, ૯૧, ૯૩, ૧૦૧ થી ૧૦૫ |
| સૂર્યપુટી જલની બનાવટ ... | ૯૧, ૯૬ |
| સૂર્યપુટી જળ લેવાનું પ્રમાણ ... ... | ૧૬૦ |
| સૂર્યપુટી તેલની બનાવટ ... ... ... | ૯૬ |
| સૂર્યપુટી દુગ્ધશર્કરા લેવાનું પ્રમાણ ... ... | ૯૫ |
| સૂર્યપુટી વાયુની બનાવટ ... ... ... | ૯૫ |
| સૂર્યપુટી શર્કરા અને ગુંદરની બનાવટ ... ... | ૨૩ |
| સૂર્ય વિષેની કેટલીક ગણતરીઓના આંકડા ... ... | ૧૪ |
| સૂર્ય સર્વ વસ્તુ અને શક્તિઓનું પ્રભવસ્થાન છે. ... | ૯૦ |
| સૂર્યસ્નાન ... ... ... ... | ૧૦૬ |
| સોજો ગળાનો અને શ્વાસનળીનો ... ... | ૧૮૫ |
| સોજો ( બળતરા વગરનો )... ... ... | ૧૦૮ |
| સોજો, મગજ ઉપરનો ... ... | ૧૦૯, ૧૧૨ |
| સોજો, મૂત્રપિંડ કે ગુરદાનો... ... ... | ૧૦૭ |
| સોજો, હોજરીનો ... ... ... | ૬૭ |
| સોલર પ્લેક્સસ—મણિપુર ચક્ર ... | |

| વિષય. | | | પૃષ્ઠ. |
|---|---|---|---|
| સોસ, ગળાનો | ... | ... | ... ૧૦૮ |
| સ્ત્રીઓના રોગો | ... | ... | ... ૧૮૩ |
| સ્ત્રીને જતી ધાતુ, શ્વેતપ્રદર ... | | ... | ૧૦૭, ૧૧૩ |
| સ્પાઇનલ મેનીનજીટિસ ... | | ૧૦૭, ૧૦૯, | ૧૧૧, ૧૧૭ |
| સ્પૅક્ટ્રમ અને મેઘધનુષના રંગોનો અનુક્રમ... | | | ... ૩૪ |
| સ્પૅક્ટ્રમ—ઇંદ્રધનુષ કેમ બને છે? | | ... | ... ૩૮ |
| સ્વપ્નદોષ ... | ... | ... | ... ૧૧૦ |
| સ્વરભંગ—સાદ બેસી જવો | | ... | ૧૪૦, ૧૭૭ |
| સ્વરસપ્તક અને વર્ણસપ્તકની તુલના | | ... | ... ૪૫ |

હ.

| | | | |
|---|---|---|---|
| હડકવા ... | ... | ... | ... ૧૦૮ |
| હમેલ ( ગર્ભ ) રહ્યો હોય તેવી ખોટી હાલત | | | ૧૧૨, ૧૫૮ |
| હરસ—અર્શ ( કોરા ) | ... | ૧૧૨, ૧૫૦, ૧૭૨, | ૨૯૬, ૨૯૯ |
| હરસ—અર્શ—મસા ( દુઝતા )... | | ૧૦૭, ૧૫૦, ૧૭૨, | ૨૯૬, ૨૯૯ |
| હસ્તમૈથુન, હસ્તદોષ | ... | ... | ૧૦૬, ૧૧૪, ૧૩૨ |
| હાથ પગની ચામડી ફાટી જવી | | ... | ૧૦૭, ૧૩૨ |
| હાથ પગનું જાડા થવું | ... | ... | ... ૧૮૨ |
| હાથ પગનું સંકોચાઇ જવું ... | | ... | ... ૧૧૦ |
| હિકવા-હેડકી | ... | ... | ૧૩૩, ૧૭૬ |
| હિસ્ટીરિયા—મૂર્છા | ... | ૧૦૮, ૧૧૨, | ૧૫૮, ૧૭૭ |
| હે ફીવર ... | ... | ... | ... ૧૮૯ |
| હોજરીનો સોજો | ... | ... | ૧૦૭, ૧૩૩ |
| હોજરીમાં દુઃખાવો | ... | ... | ... ૧૧૨ |

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| હોજરીમાં પવન ભરાવો ... ... ... | ૧૧૨ |
| હૃદયકંપ ... ... ... | ૧૦૯. ૧૩૨, ૧૫૬ |
| હૃદયશૂળ ... ... ... | ૧૦૯, ૧૩૨, ૧૮૦ |

ક્ષ.

| | |
| --- | --- |
| ક્ષય, ... ... | ૧૦૮, ૧૧૪, ૧૩૩, ૧૭૫, ૧૮૯, ૨૬૪ |
| ક્ષય, બાળકનો ... ... ... | ૨૭૭ |
| ક્ષુદ્રરોગ ... ... ... ... | ૧૮૨ |

જ્ઞ.

જ્ઞાનતંતુની નબળાઈ

૧૧૫. ૧૩૪, ૨૩૨, ૨૬૬. ૨૭૩, ૨૭૮, ૨૮૧ ૨૮૨




# શ્રી "નવજીવનાલય" અને વિજળીનું દવાખાનું.

## દવાઓ, દાક્તરો, અને વૈદ્ય હકીમોથી થાકેલા દરદીઓ માટે એક અમુલ્ય આશીર્વાદ.

માલિક અને મેનેજરઃ—ડૉકટર મહાદેવપ્રસાદ, ઇ. એમ. ઇ., એન. ડી., એમ. એન. એસ. એ. (ન્યુયૉર્ક.)

"નવજીવનાલય" એ એક આરોગ્યમંદિર છે. આખા હિંદુસ્થાનમાં આવું ખાતું આ માત્ર એકજ છે. "નવીન શારીરવિજ્ઞાનશાસ્ત્ર" નામના ગ્રંથમાં પ્રોફેસર એડગર એલ. લારકીન લખે છે કેઃ—"વિજ્ઞાનશાસ્ત્રનું સર્વ દિશામાંથી વલણ વિજળી તરફ છે. જીવનતત્વ, શક્તિ અને મન એ સર્વનો વિજળી સાથે ગાઢ સંબંધ છે. એક રીતે જોતાં સર્વ પ્રાણીઓ વિજળીક યંત્રો છે. મનુષ્ય, મન, અને તન એ ત્રિપુટી એક વિદ્યુત્પાદક ઘટ કે બૅટરી સમાન છે, અને શરીરમાં રહેલ મજ્જાતંતુ કે જ્ઞાનતંતુ તે વિજળી વહન કરનાર તાર સમાન છે. વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રના મત પ્રમાણે તંદુરસ્તીનો અર્થ શરીરને જોઇએ તેટલી વિજળી હમેશાં મળતી રહે તેવી શારીરિક સ્થિતિ, અને રોગ એટલે તેની શક્તિની ખોટ એજ થાય છે." અમેરિકાનો હાલનો સૌથી મોટામાં મોટા પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રી પ્રોફેસર જેકવીસ લીબ લખે છે કેઃ—"આપણે જે ખોરાક દરરોજ ખાઇએ છીએ તેના અમુક ભાગમાંથી શારીરિક વિજળી બને છે, જેને લીધે શરીરના સ્નાયુ નસો અને જ્ઞાનતંતુને બળ મળે છે. ગરમી નહિ પણ વિજળી એજ શરીરનું જીવન છે." સુપ્રસિદ્ધ મેડિકલ ટાઇમ્સ નામના વૈદ્યકીય પત્રમાં ડૉક્ટર ટ્રેસી. ઇ. બેલર એમણે જણાવ્યું હતું કેઃ—"બહુ

જ દુઃખદ અને સાધારણુ રીતે ઘણીજ સ્ત્રીઓને થતા ગર્ભાશયના અધઃપતનનો વ્યાધિ મટાડવામાં ચુંબક-વિજળી ઘણીજ ઉપયોગી થઇ પડતી મારા અનુભવવામાં આવી છે." પ્રખ્યાત ડૉક્ટર ઑટ્ટો જ્વેટ-નર એમ. ડી., પી. એચ. ડી. લખે છે કેઃ—"બુદ્ધિપ્રધાન ચિકિત્સા શાસ્ત્રનો આદિ અંત પ્રાણી માત્રના શરીરમાં હંમેશાં રોગ નાશ કરવા તત્પર રહેતી જીવનશક્તિમાં આવે છે......ખરેખર વિજળીના અસ્ખ-લિત પ્રવાહ, પ્રત્યુત્પાદિત વિજળી, સ્થાયી વિદ્યુત, અતિશીઘ્ર પુનરા-વર્તિત વિદ્યુત, "એક્સ-રે" નામનાં પારદર્શી કિરણો, ફિન્સેનનાં કિરણો, મિનિનનાં કિરણો, શુષ્ક ઉષ્મા, આન્દોલન-ધ્રુજરીઓ, ચંપી-મર્દન, જળોપચાર, આરોગ્યવર્ધક ઉપચાર, ઇત્યાદિની સહાયતા સિવાય વિવિધ પ્રકારના અસંખ્ય જીર્ણ વ્યાધિઓના દળનો પરાજય સફળ-તાપૂર્વક થઈ શકેજ નહિ." આવા નવીન ઉપચારોનો લાભ ગત નવ દશ વર્ષથી **"નવજીવનાલય"** માં આવતા રોગીઓને મળ્યો છે, અને તેઓ અસાધ્ય જણાતા વ્યાધિઓમાંથી પણ મુક્ત થઈ ચુક્યા છે. આ ઉપચારો નાનાં બાળકો ઉપર લાગુ કરતાં પણ જરાએ પીડા કે વેદના થતી નથી. બહાર ગામથી આવતા દરદીઓને **"નવજીવ-નાલય"** ના મકાનમાંજ દાક્તરની સતત દેખરેખ નીચે રાખી ઉપ-ચાર કરવાની સગવડ પણ બની શકે છે. જે રોગીઓ અમદાવાદ મુદ્દલ આવીજ શકે તેમ ન હોય તેઓ જો પાંચ રૂપીઆ મોકલશે તો પોતાને ઘેર રહીને પણ તેઓ સાજા થાય તેવી ગોઠવણ કરવામાં આવે છે. વધારે વિગત માટે **"માહિતીનું પુસ્તક"** નીચેને શિરનામેથી મંગાવી લેવુંઃ—

ડૉક્ટર **મહાદેવપ્રસાદ**, એન. ડી., ઠે. **"નવજીવનાલય."**
ભદ્ર પાસે સરકારી તાર ઓફીસ સામે, લાલ દરવાજા, **અમદાવાદ.**

# શ્રી "નવજીવનાલય" અને વિજળીનું દવાખાનું.

## ગમે તેવાં જુનામાં જુનાં અને વિકટ અસાધ્ય દરદો પણ મટાડવા માટે, અને સર્વ સ્થળેથી નિરાશ થયેલાને રોગમુક્ત કરવા માટેનું આખા હિંદુસ્થાનમાં એક માત્ર ખાતું.

**હિક્કા–હેડકી**—અમદાવાદમાં રાજામહેતાની પોળમાં લક્ષ્મીનારાયણની પોળના રહીશ મગનલાલ તારાચંદને દશબાર દિવસથી રાતદિવસ હેડકી જરા પણ અટક્યા વગર આવ્યા કરતી હતી. વિલાયતમાં પાસ થયેલા ડૉક્ટરની અને વૈદોની દવાઓ કરવા છતાં જરાએ લાભ થયેલો નહિ તેને વિજળી મૂકવા માંડતાં માત્ર બે મિનિટમાંજ હેડકી બંધ થઇ આરામ થઇ ગયો હતો. **પક્ષાઘાત–લકવો**—અમદાવાદમાં જમાલપુર ટોકરશાની પોળ સામેના રહેનાર માસ્તર શા. ચતુરલાલ હેમચંદને વિલાયતમાં પાસ થયેલા ડૉક્ટરો મટાડી નહિ શકેલા તેને માત્ર ચારજ દિવસમાં પોતાની મેળે બે અઢી માઇલ ચાલી શકે તેવો લાભ કરી આપ્યો હતો. **સંગ્રહણી**—નડીયાદની મ્યુનિસીપાલીટીના હાલના પ્રમુખ મહેરબાન ગોકલદાસ ડી. તલાટી બી. એ. એલ. એલ. બી. ને દોઢ બે મહિનાનું દરદ માત્ર ચારજ દિવસમાં મટાડી દીધું હતું. **કમળી અને પિત્તપાન્ડુ**—મોટારકાર અને વિજળીના ઇજિનેર મોતીલાલ એસ. મીસ્ત્રી જેમના શરીરનું વજન દરરોજ ત્રણ ચાર શેર ઘટતું જતું હતું તેમને બેજ દિવસમાં લાભ બતાવી ફક્ત આઠજ

દિવસમાં સંપૂર્ણ આરામ આપ્યો હતો. **અર્દિત વાયુ—અડદીયો વા:—** અમદાવાદમાં પખાલીની પોળમાં રહેનાર વૈદ્ય ભોગીલાલ હરજીવનનું નીચેનું જડબું એવી રીતે ખૂબ ખેંચાતું હતું કે જેથી તેમની જીભ અને ગલેફાં કચરાઇ જઇ લોહી નિકળતું હતું છતાં તે જડબું હાલતું તેઓ રોકી શકતા નહોતા તેમને માત્ર અરધા કલાકમાં આરામ કરી દીધો હતો. **દાઢ દુ:ખવી**—અમદાવાદમાં પાંચકુવાના ચાર રસ્તા આગળ રહેતા એક હજામને માત્ર દશ મિનિટમાં જાથુનો આરામ કરી આપ્યો હતો. **સંગ્રહણી**—અમદાવાદ, શ્રીરામજીની શેરીના રહેનાર રા. રા. શિવશંકરભાઇ છગનલાલ શુકલ, બી. એ. ના ભત્રીજા ભાઇ અંબાલાલને ત્રણ ચાર વરસથી સંગ્રહણીના ઝાડા થતા હતા તેને કોઈ પણ પ્રકારની દવા આપ્યા વગર પહેલાજ દિવસથી પચેલો માત્ર બેજ વખત દસ્ત આવે એવો લાભ કરી આપ્યો હતો. **કંપવા**—વિસનગરના રહેનાર મણિયાર હરિવલ્લભદાસ નથુરામની દીકરી નામે બેન કમળાને ઓરી નિકળ્યા પછી હાથ પગ અને માથાનો સખત કંપવા થયો હતો જે આખો દિવસ એક ક્ષણ બંધ પડતો નહિ. કેટલાયે દિવસનો આવો કંપવા પહેલેજ દિવસે વિજળીનું પાણી ચોળી અટકાવી દીધો હતો. **ક્ષય:**—અમદાવાદ પાસે વાડજ ગામના રહેવાસી પટેલ શિવાભાઈ અમથાભાઇને રોગ એટલા ગંભીર રૂપમાં થઇ આવેલો હતો કે ચાલવાને પણ તે અશક્ત હતા તેમને તાવ, ખાંસી, અરૂચિ મટી જઇ માત્ર છ દિવસમાં બે અઢી માઇલ ચાલવાની શક્તિ આવી હતી. આવી રીતે હરેક જાતનાં દરદો આ ખાતામાં મટાડવામાં આવે છે. અમે એમ કહેવા નથી માગતા કે બધાએ રોગો એકદમ અમે મટાડી શકીએ છીએ. જે રોગો ઘણા જુના કે જીર્ણ થઇ ગયેલા હોય અગર જેનાં મૂળ શરીરમાં ઊંડાં ઉતરેલાં હોય તેને મટતાં ઘણી વાર

પણ લાગે છે. પરંતુ વ્યાધિઓ મોડા વહેલા અમારા ઇલાજથી મટ્યા સિવાય તો રહેતાજ નથી. ડૉક્ટર મહાદેવપ્રસાદ, એન. ડી., ઠે. "નવજીવનાલય," ભદ્ર પાસે, તાર ઑફીસ સામે, અમદાવાદ.



# ઘણીજ ગુણકારી દેશી માત્રા.

## "અપૂર્વ માલિની વસંત."

વર્તમાન કાળમાં ધાતુક્ષીણતા, શરીરની અશક્તિ, અને મગજની નબળાઇ સ્ત્રી પુરૂષોમાં ઘણીજ ફેલાયલી છે. આ સર્વેને બહુજ સારી અને નિર્દોષ રીતે મટાડવા માટે તથા અરૂચિ, અપચો, મંદાગ્નિ, પાંડુ, ચહેરાની ફીક્કાશ વગેરેને સત્વર દૂર કરી, શરીરમાં લોહીનો વધારો, વીર્યવૃદ્ધિ, મુખપર લાલી અને તેજસ્વીતા, મગજની પુષ્ટિ અને બદનની તાકાત પ્રાપ્ત કરવા માટે આ **અપૂર્વ માલિની વસંત** અદ્વિતીય છે. ઉંચામાં ઉંચી કસ્તુરી, અંબર, શુદ્ધ સહસ્ત્રપુટી અભ્રક ભસ્મ, સુવર્ણ, રૂપુ ઇત્યાદિ અતિ મોંઘી ચીજો મોટા પ્રમાણમાં મેળવીને યથાશાસ્ત્ર આ અમૂલ્ય માત્રા બનાવવામાં આવેલી છે. વૈદકના લાંબા અનુભવ ઉપરથી "ધન્વન્તરિ" ના તંત્રીએ આ માત્રા બનાવેલી છે. અને ગત પચ્ચીશ વર્ષથી હજારો દરદીઓપર અજમાવી અજબ ફાયદો અનુભવેલો છે અને સંખ્યાબંધ સર્ટિફીકેટો મેળવેલાં છે. આ ચાલુ મોસમમાં પોતાના તન મનને તર બનાવવા ઇચ્છનારાઓએ અન્ય વસાણાને બદલે અગર તેની સાથે આ માત્રાનો જરૂર ઉપયોગ કરી જોવો એવી અમારી ખાસ ભલામણ છે. કીંમત સોનાના વરક ચઢાવેલી ગોળીઓ તોલા એકના રૂપીઆ બાર અને ચાંદીના વરક ચડાવેલીના રૂ. દશ. વી. પી. અને ટપાલ ખર્ચ જુદું. બીજા દેશી

વૈદ્યોને ત્યાંથી વીશ પચીશ રૂપીએ તોલાના ભાવથી મળતી વસંત માલતીની ગોળીઓ કરતાં પણ આ માત્રા ઘણીજ ચઢીઆતી છે એમ અનુભવથી ખાત્રી થયા વિના રહેતી નથી, માત્રા એકથી બે ગોળી. સાધારણ અનુપાન ઈલાયચી સાકર નાંખેલું આશરે અરધો શેર દૂધ ગોળી ચાવી જઈ ઉપર પીવું. નાગરવેલના પાનના બીડામાં લેવી હોય તો એક એક ગોળી વાપરવી, જેથી લાંબા વખત સુધી મુખ સુવાસિત બને છે. ચરી કોઈ પણ જાતની પાળવાની નથી. પોતાના શરીરની હકીકત લખી મોકલનારને ખાસ અનુપાન અને બીજી સલાહ મફત લખી મોકલવામાં આવશે.



શ્રી

# ધન્વન્તરી.

સદ્ગત તંત્રી—ડૉ. **મંજુલાલ** એમ. સી. પી. એસ., એમ. સી. એચ. સી. (કલકત્તા.)

વર્તમાન તંત્રી—ચિકિત્સક ચૂડામણિ **ભોગીલાલ ત્રિકમલાલ** વરિષ્ઠ કોર્ટ વકીલ, અનુભવી દેશી વૈદ્ય અને બાળાપ્રસાદ ફાર્મસીના માલીક.

વ્યવસ્થાપક—ડૉ. **મહાદેવપ્રસાદ** બી. એમ. બી., એન. ડી., એમ. એન. એસ. એ. (ન્યુયૉર્ક.)